# કુસુમકાન્ત

યાને

# સંસાર શેત્રંજ.

## પ્રથમ ભાગ.

લેખક અને પ્રકાશક,

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

શાહપુર, મહેતાપોળ—અમદાવાદ.

સોલ એજંટ,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

બુકસેલર અને પબ્લીસર.

ત્રણ દરવાજા—અમદાવાદ.

મૂલ્ય. ૧—૧૨—૦.

પ્રથમાવૃત્તિ.
પ્રત ૧૦૦૦

## હમારા દેશને માટે.

ફુટયાં આફતાબનાં કિરણો, હમારા દેશને માટે,
છુટયાં છે તેજનાં ઝરણો, હમારા દેશને માટે.
ચમકતી રોશની ગગને, કરે ચમકાર ચઢતીના,
ઝરે છે તેજની ધારા, હમારા દેશને માટે.
નથી સુરલોકની પરવા, નથી કંઇ મોક્ષની વાંચ્છા,
રહી છે અંતરે ઇચ્છા, હમારા દેશને માટે.
જગત્માં જીવતાં મરતાં, સૂતાં કે જાગતાં ફરતાં,
થજો કુરબાન સઘળું આ, હમારા દેશને માટે.

વસંત.

વિક્રમાર્ક ૧૯૭૪
સને ૧૯૧૮

અમદાવાદ–શાહપુર વનમાળી વાંકાની પોળમાં
'શ્રી અંબિકા વિજય' પ્રિન્ટિંગ પ્રેસમાં
લક્ષ્મીચંદ હીરાચંદે છાપી.

# સ્નેહાંજલિ.



સ્નેહમયી પુણ્યમયી સુખમયી શાન્તિમયી આનંદમયી સુજલા, સુફલા, રત્નમયી, સમ્પદમયી શાન્તિકારિણી, મોક્ષ-પ્રદાયિની જનની જન્મભૂમિના પવિત્ર પુણ્યપ્રદ પાદ પદ્મોમાં હું મારા આ અલ્પ-સ્વલ્પ પ્રયત્નને સમર્પણ કરી તે માતાના અગાધ અને અપરિશોધ ઋણમાંથી કિંચિન્માત્ર મૂક્ત થાઉં છું.

ભારતમાતાનો—

દીનસેવક

સત્યેન્દ્ર.

# માતૃ વન્દના.

એ માતૃભૂમિ તેરે, ચરણોં મેં શિર નમાઉં,
મૈં ભક્તિ ભેટ અપની, તેરી શરણુ મેં લાઉં.
માથે પૈ તૂ હો ચંદન, છાતી પૈ તૂ હો માલા,
જીવ્હા પૈ ગીત તૂ હો, મૈં તેરા નામ ગાઉં. એ.
જીસસે સુપૂત ઉપજૈ શ્રીરામ કૃષ્ણ જૈસે,
ઉસ તેરી ધૂલિકો મૈં નિજ શીસ પૈ ચઢાઉં. એ.
માનો સમુદ્ર જીસકી ધૂલીકા પાન કરકે,
કરતા હૈ માન તેરે ઉસ પૈરકો મનાઉં. એ.
વે દેશ માન વાલે ચઢકર ઉતર ગયે સબ,
ગોરે રહે ન કાલે તુઝકો હી એક પાઉં. એ.
સેવામેં તેરી સારે ભેદોકો ભૂલ જાઉં,
વહ પુણ્ય નામ તેરા પ્રતિદિન સુનૂં સુનાઉં. એ.
તેરે હી કામ આઉં, તેરા હી મંત્ર ગાઉં,
મન ઔર દેહ તુઝ પર બલિદાન મૈં ચઢાઉં. એ.

સ્વદેશ ગીતામૃત.

# પ્રસ્તાવના.

---

ભારતના ભાગ્યાકાશમાં આજકાલ એવું વાતાવરણ વિસ્તરી રહ્યું છે કે સત્ય શું અને અસત્ય શું એનું નિરાકરણ કરવાનું પણ અનેક ભારતવાસીઓ માટે કઠિન થઇ પડયું છે. કોઈ સ્વદેશી પોશાકનો, સ્વદેશી વિધાનો અને સ્વદેશી વસ્તુઓનો પરિત્યાગ કરી માત્ર વિદેશ-નાજ સર્વ પદાર્થોનો વ્યય કિંવા ઉપયોગ કરવામાં પોતાના જીવનનું સાર્થક્ય માને છે; અરે એટલું જ નહિ, પણ ભારતમાં બનેલી સર્વ વસ્તુઓનો ઉપહાસ કરી તેને છેક નિર્માલ્ય ગણી કાઢવાની પણ ધૃષ્ટતા દર્શાવ્યા વિના રહેતા નથી.

સાહિત્યના વિષયમાં પણ આવો જ પ્રકાર ઉપસ્થિત થયો છે. વિદેશી સાહિત્ય ઉચ્ચતાના શૃંગપર વિરાજ્યું છે, સ્વદેશી સાહિત્ય ભાવ-વાહક નથી, વિદેશી સાહિત્ય ભાવનાથી ભરપૂર ભરેલું છે. આવી માન્યતાવાળા અનેક સજ્જનોએ (!) સ્વદેશી સાહિત્યને ઉત્તેજન કિંવા પુષ્ટિ આપવાનું બંધ કરવાથી આજે સ્વદેશી સાહિત્યની જે અવનતિ તથા દુર્દશા થઇ રહી છે, તે સર્વ સાહિત્યપ્રિય સમુદાયને વિદિત જ છે. અમે પ્રાંજલતાથી સ્વીકાર કરીએ છીએ કે, વિદેશી સાહિત્ય અલબત્ત આપણા કરતાં અનેક વિષયમાં અનેક પ્રકારે ઉત્તમ છે, અનેક પ્રકારના ઉત્તમોત્તમ ગ્રંથોથી ભરેલું છે, પરંતુ તેથી સ્વદેશી સાહિત્યનો અનાદર કરી તેને ઉન્નત બનાવવાને માટે ઉત્તેજન આપવું એ શું વિદેશીની પ્રશંસામાં તલ્લીન થયેલા અને વિદેશી સાહિત્યના ઉપાસક સજ્જનોનું કર્તવ્ય નથી ? જો તેમજ હોય અને તેમાં સત્યાંશ

સમાયલો હોય તો તેઓ આજે જે વિદેશી સાહિત્યની એટલી બધી પ્રશંસા કરી રહ્યા છે, તેની ઉન્નતિ શી રીતે થાત? તેમને તે સાહિત્યના પરમપ્રિય ઉપાસક થવાનું સૌભાગ્ય પણ ક્યાંથી પ્રાપ્ત થાત ? આ સ્થળે અમારે નિર્ભયતાથી કહેવું પડશે કે, સાહિત્યની ઉન્નતિનો આધાર કેવળ સામાન્ય સ્થિતિનાં માણસોપર જ રહેતો નથી; પરંતુ આવા વિદેશી સાહિત્યના પ્રશંસકો તથા દેશના ધનાઢયો, પુસ્તક પ્રકાશકો, ગ્રંથકારો આદિ સર્વના પર રહેલો છે.

ગ્રંથકારે પોતાનું કર્તવ્ય માની સુબોધક ગ્રંથો લખવાના છે, પુસ્તક પ્રકાશકે તેમાં યથાયોગ્ય સહાયતા આપવાની આવશ્યકતા છે; સામાન્ય સ્થિતિના તથા શ્રીમંતોએ તે ગ્રંથોને સ્નેહપૂર્વક વધાવી લઇ ગ્રંથકાર તથા પુસ્તક પ્રકાશકને યથાર્થ ઉત્તેજન અને પ્રોત્સાહન આપવાનું છે. આ પ્રકારે જ વિદેશી સાહિત્યનાં પુસ્તકોની હજારો-લાખો પ્રતો આજે સમસ્ત સંસારમાં પ્રસરી રહી છે. પરંતુ હાલના કેટલાક ગ્રંથકારો એ ઉદ્દેશને લક્ષમાં નહિ લાવતાં સાહિત્યની સમ્રાજ્ઞી સરસ્વતી માતાના પૂર્ણ ભક્તો હોવાનો જુઠ્ઠો આડંબર કરી કેવળ અન્ય સામાન્ય ગ્રંથકારો-ઉછરતા લખનારાઓ અને સાહિત્યની સેવાની અભિલાષા ધરાવનારાઓનો ઉપહાસ કરવામાં, તેમની પ્રત્યક્ષ સાચી કિંવા ખોટી ટીકાઓ કરવામાંજ આપણી ગરવી ગુર્જરગિરામાં મુખ્યત્વે ભાગ ભજવી રહેલા જણાય છે. તેઓ નથી આપતા અન્ય સાહિત્યાભિલાષીને ઉત્સાહ કે સલાહ ! નથી દર્શાવતા સહાનુભૂતિ કે સહૃદયતા ! આવી સ્થિતિમાં સાહિત્યનો વિકાશ થવાની આશા પણ ક્યાંથી રાખી શકાય ?

આ ઉપરાંત ગુજરાતના કેટલાક પુસ્તક પ્રકાશકો પોતાને અતિ પ્રાચીન અને પ્રતિષ્ઠિત હોવાનો દાવો કરી પુસ્તક પ્રકાશનમાં પોતાના સમાન અન્ય કોઈ પણ નથી એવો જુઠ્ઠો આડંબર દર્શાવી

ગ્રંથકારોનાં ગળાં રેંસવાનો, ઇર્ષાન્વિત થઇ અન્ય પુસ્તક પ્રકાશકોનાં પુસ્તકોના સાચાખોટા અનુવાદો કરાવી પોતાનાં પુસ્તકો પ્રકટ કરવાનો વ્યવસાય લઈ બેઠેલા જોવામાં આવે છે. એવા પ્રકાશકો માત્ર આટલે-થી જ વિરામતા હોય, તો તેમની ઉદારતાનો અવધિ જ કહેવાય, પણ અન્ય ગ્રંથકારોનાં લખાણોને અલ્પમાં અલ્પ મહેનતાણું આપી તેમનાં પુસ્તકો પડાવી લેવાની તથા કોઈનાં પુસ્તકોનાં રૂપાંતરોને પ્રકટ કરવાની પાપમયી ભાવના પ્રકટ નહિ કરે, તો ગુર્જર સાહિત્યપર તે મહા ઉદા-રાશય (!) ગ્રંથ પ્રકાશકોનો મહાન્ ઉપકાર થશે.

સુજ્ઞ જનોએ સુંદર અને ભાવવાહી સાહિત્યને યોગ્ય ઉત્તેજન આપવું એ તેમનું મુખ્ય કર્તવ્ય છે. જનસેવાનો એ ઉત્તમ ઉપાય હોવા ઉપરાંત સ્વદેશની ઉન્નતિનો માર્ગ પણ એ ઉત્તેજન પર જ રહેલો છે. હવે સર્વ વિષયોનું વિશેષ વિવેચન નહિ કરતાં પ્રસ્તુત પુસ્તક શા ઉદ્દે-શથી લખવામાં આવ્યું છે; એ સંબંધી કિંચિત ઉલ્લેખ કરીશઃ—આ સંસારમાં જન્મ ધારણ કરી પ્રત્યેક મનુષ્યે સત્ય માર્ગે પ્રયાણ કરી જીવન ઉજ્વળ કરવું જોઇએ. માનવજન્મ દેવને પણ દુર્લભ હોય છે, તેમાં વળી આ સ્વર્ગભૂમિ ભારતવર્ષમાં જન્મ લેવો એ મહા પુણ્યનોજ પ્રતાપ છે. દયા, દાન, પરોપકાર અને સ્વદેશસેવા એ ભારતનો પ્રાચીન ધર્મ છે. જે ભૂમિમાં જન્મ ધારણ કરી અનંત પ્રકારનાં સુખોનો ઉપ-ભોગ કરવાને મનુષ્ય ભાગ્યશાળી થાય છે, તે ભૂમિની, તે દેશની, મન વચન અને કર્મથી સેવા કરવી એ મનુષ્ય માત્રનો પરમ ધર્મ છે. ઋણ-પરિશોધ કરવામાં જ્યારે શ્વાન જેવું એક નિકૃષ્ટ પ્રાણી પણ પછાત પડતું નથી, ત્યારે જે સુજલા, સુફલા ભૂમિએ ધન ધાન્ય, રસ, રત્ન આદિ અનેક પદાર્થો આપી અનેક ઉપકારો કર્યા છે, તેના ઋણનો પ્રત્યેક

મનુષ્યે સેવા દ્વારા પરિશોધ અવશ્ય કરવો જ જોઈએ. સ્વદેશસેવામાં પ્રાણ અર્પનારા અનેક મહાત્માઓ, મહાપુરુષો આ ભારત ભૂમિમાં ઉત્પન્ન થયા છે. મહાપ્રતાપી શ્રીરામચંદ્રજી, શ્રીકૃષ્ણચંદ્ર મહારાણા પ્રતાપ-સિંહ, શૂરવીર સિંહ શિવાજી, મહાપુરુષ ગુરૂ ગોવિંદસિંહ આદિ અનેક પૂજ્યાત્માઓ સ્વદેશ સેવાનાં જ્વલન્ત દૃષ્ટાંતો દર્શાવી ગયા છે; તે સર્વને લક્ષમાં લઈને પ્રત્યેક મનુષ્યે સ્વદેશની સેવામાં પોતાના પ્રાણાર્પણ કરવામાં પણ પાછા પડવું જોઈએ નહિ. એક વિદ્વાને કહ્યું છે કે,

નથી વિદ્વતા વાપરી દેશ દાઝે,
નથી વાપરી પાઈ જો લોક કાજે;
નથી કામ કીધાં સ્વદેશાભિમાની,
વૃથા જન્મ ખોયો કરી શી કમાણી?

આ પુસ્તકમાં સ્વદેશની સેવામાં જે ફળ સમાએલું છે, તે સ્વયં ઈશ્વરની સેવા સમાન છે. એવું દર્શાવવા ઉપરાંત એક સામાન્યમાં સામાન્ય મનુષ્ય સ્વદેશ પ્રત્યે કેવો પ્રેમ ધરાવે છે, દ્રવ્યના લોભથી મનુષ્યો કેવાં ભયંકર પાપકર્મો કરી નિર્દોષ જનોને પીડે છે, અર્ધદગ્ધ યુવાનો ધર્મ નીતિને તિલાંજલી આપી કેવાં દુરાચરણો આચરે છે, પાપી પતિના પનારે પડેલી પવિત્ર પ્રેમદાઓને માથે કેવાં અસાધારણ સંકટો આવી પડે છે, શુદ્ધપ્રેમ, સાચી મિત્રતા, ધર્મ નીતિ વગેરે દર્શાવવાનો યથાર્થ પ્રયત્ન કર્યો છે. આ છતાં અત્રે એટલું જણાવવું જરૂરનું છે કે આ સંસારની કોઈ પણ વસ્તુ યાતો કાર્ય દોષ વિનાનાં તો નથી જ. મારા અન્ય પ્રયાસોની પેઠે આ પ્રયાસ પણ વાચકબંધુઓના આદરને પાત્ર થશે, તો હું મને કૃતાર્થ માનીશ.

હું સાહિત્ય દેવીની સાધના કરવાને અલ્પ સ્વલ્પ શકિતમાન

થયોછું. તેમાં મુખ્ય કારણભૂત થનાર અત્રેના સુપ્રસિદ્ધ પુસ્તક પ્રકાશક રા. રા. ગોવિંદ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે જ છે. તેમણે સાંપ્રત સમયમાં અનેક નવનવાં વિષયનાં પુસ્તકો પ્રકટ કરી સારા વિદ્વાન્ લેખકોને સાહિત્ય-સેવાના કાર્યમાં ઉત્સાહિત કરવાનું જે સાહસ કર્યું છે, તે ખરેખર પ્રશંસા-પાત્ર છે. મારા પ્રતિના અપૂર્વ સ્નેહ અને ઉત્સાહના માટે હું તેમનો અંતઃકરણથી આભાર માનું છું. આ ઉપરાંત આધુનિક સમયના ગુજરાતી સાહિત્યની સારી સેવા બજાવનારા મારા મિત્ર રા. વ્રજલાલ જાદવજી ઠક્કર તથા રા. ત્ર્યંબકલાલ જીવરાજ જોશી આદિ લેખક બંધુઓ તરફથી મને વારંવાર જે સહાનુભૂતિ તથા ઉત્સાહ મળે છે, તે બદલ તેમનો પણ આભાર માનું છું, અને અંતે પરમકૃપાળુ પર-માત્માનો ઉપકાર માની અહીં જ વિરમું છું.

વિક્રમાર્ક ૧૯૭૪, શ્રીકૃષ્ણ જન્માષ્ટમી.<br>
શાહપુર, મહેતાપોળ.<br>
અમદાવાદ.

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

# અનુક્રમણિકા.



# કુસુમકાન્ત

યાને

# સંસાર શેત્રંજ.

## પ્રથમ ભાગ.

---

૧

### સ્નેહિયોની વાતો.

* "He most lives, who thinks most.
Feels the noblest, acts the best."
Bailey.

સુપ્રસિદ્ધ રાજનગરમાં સાંજનો રળિયામણો સમય ઓરજ આનંદ આપી રહ્યો હતો. ગ્રિષ્મનો ઉકળાટ સ્હેજ શાન્ત થયો હતો. સ્ત્રી-પુરૂષો સારાં વસ્ત્રાભુષણ ધારણ કરી બાગ-બગીચાઓમાં શિતળ સમિરનું સુખ અનુભવવાને ગમન કરી રહ્યાં હતાં. ગાડી ઘોડા-મોટરો વગેરેના ખડખડાટથી રાજ્યમાર્ગો ગાજી રહ્યા હતા. આ રમ્ય નગરમાં પણ વિસમી સદીનો વિચિત્ર વ્યાપાર ચાલી રહ્યો હતો. જુની આંખ્યો નવીન પ્રકાર અવલોકી આશ્ચર્ય પામતી હતી. અહમદશાહ બાદશાહે આ

---

* તેનું જીવન સફળ છે કે, જે સુવિચારો સેવે છે, ઉત્તમ લાગણીઓને હૃદયમાં સ્થાન આપે છે અને ઉચ્ચ ચારિત્ર્યને અનુસરે છે.

શહેર સને ૧૪૧૨માં વસાવ્યું હતું. રાજનગર ગૂજરાતના વાણિજ્યનું પાટનગર હોવાથી શ્રીમંત, ગરીબ, વિદ્વાન્, અજ્ઞાન, સ્વાશ્રયી અને વ્યસની, આળસુ વગેરે જાતીની શાહુકાર—સાધારણ અને મહામુશ્કેલીએ નિર્વાહ ચલાવનારા મીલમજુરોની અસંખ્ય સંખ્યા આ નગરમાં નિવાસ કરતી હતી. શેઠ શાહુકારોનાં ગગન ચુંબિત મહાલયો, ભવ્ય મકાનો, વ્યાપારીઓની નાની મોટી દુકાનો, ત્રણ દરવાજા, માણેકચોક, દેવી ભદ્રકાળીના મંદિર સાથે ભદ્રનો ભવ્ય કિલ્લો, હવા ખાવાનાં મનહર ઉદ્યાનો, હિંદુ—મુસલમાનોનાં આકર્ષક ધર્મભૂવનો અને સૂત્રયંત્રાલયનાં ઉંચાં ભુંગળાંઓ શહેરની શોભામાં અને ગૌરવતામાં વધારો કરી રહ્યાં હતાં. નગરની બહાર પુણ્યમયી સરિતા સાભ્રમતિનો પ્રવાહ વહન કરી રહ્યો હતો. સરિતાના પશ્ચિમ દિશાના તટ ઉપર આવેલા ન્હાના મોટા અનેક બંગલાઓ જોનારને અપૂર્વ આનંદ અર્પી રહ્યા હતા.

આ રાજનગરના એક સુંદર મહેલ્લામાં એક જુની બાંધણીથી બાંધેલું ભવ્ય મકાન આવેલું હતું. રાત્રિનો સમય હોવાથી લાઇટોનો પ્રકાશ તે મકાનને શોભાવી રહ્યો હતો. નવ વાગ્યા. ધીમે ધીમે શાન્તિનું સામ્રાજ્ય શરૂ થવા લાગ્યું. આ વખતે એ જુની બાંધણીવાળા મકાનના એક સુશોભિત નેત્રરંજક હોલમાં આશરે એક તેર ચૌદ વર્ષના વયની રૂપવાન બાલિકા વિરામાસનપર પડી કંઇક વિચાર સમુહમાં ગોથાં ખાતી જણાય છે. તેણે એવી અવસ્થામાં થોડોક સમય પસાર કરી બોલવા માંડયું, “ દોરંગી દુનિયાં ! તારો પણ આ સદીમાં વિચિત્ર વ્યાપાર ચાલી રહ્યો છે. એક સમયે પૂર્ણ સ્વતંત્રતા ભોગવતાં મનુષ્યો સુખનો સ્વર્ગીય રસ્તો પોતે જ ખોળી લેતાં; પણ આજે તો પરતંત્રતાના યોગે સુખ શોધવાનો માર્ગ બંધ થઈ ગયો છે. મારા ભાગ્યમાં પણ શું લખાએલું હશે તેની સમજ પડતી નથી. હું મારી મેળે જ સંસારમાં શુદ્ધ સ્નેહિ મેળવી મારા વિચારોને વિકસાવી શકું એમ નથી. જ્ઞાતિબંધન અને

પિતાની આજ્ઞાનું ઉલંઘન થઈ શકે એમ નથી. મારા પિતાજી તેમના સ્વાર્થને પૂર્ણ કરવાના હેતુથી મને અવસ્ય કોઈ અજ્ઞાન યુવક સાથે પરણાવી મારો સંસાર વિષમય બનાવશે. જે કર્તવ્યને માટે જન્મ ધારણ કર્યો છે, તે કર્તવ્ય પૂર્ણ કરાશે કે કેમ તેની શંકા રહે છે. શું મારૂં જીવન આદર્શ નહિ બની શકે ?" બાલિકા થોડીક વાર મૌન રહી પુનઃ બોલી, "હું ધારીશ તો અવસ્ય મારૂં જીવન ઉજ્વળ કરી શકીશ. મનુષ્ય ધારે તે કરવાને શક્તિવાન છે; પણ તે પહેલાં નીતિ અને આત્મબળની ખાસ જરૂર છે. જેનામાં નીતિ અને આત્મબળ છે તેનાથી કોઈપણ વસ્તુ અસાધ્ય નથી. મારા મોટાભાઇ કુસુમકાન્તે મારા શુષ્ક-હૃદયમાં નીતિનો અમૃતપ્રવાહ રેલાવ્યો છે. તેણે આત્મબળનું અમૂલ્ય જ્ઞાન અર્પ્યું છે. તેના વડેજ હું ધારીશ એ કરી શકીશ. આ ઝેરી જમાનામાં પુત્રીયોનાં માબાપો બાળલગ્ન કરી યાતો કહેવાતા કુળવાનોના ઉછૃંખલ પુત્રોની સાથે પરણાવી ગરીબ બાળાઓને સદાકાળ દુઃખમાં હડસેલી મૂકે છે. તે પતિ-પત્નીઓના પ્રારબ્ધમાં સદાકાળ રડવાનું જ લખાએલું હોય છે. મારા પિતા પણ લાકડે માંકડુ વળગાડવા ધારે છે; પરંતુ હું તેમ થવા દઇશ નહિ. હું મારા વિચારના જ પતિદેવતાની સેવા કરી જીવન સફળ કરીશ. પોતાનાં પુત્ર પુત્રીઓને ભણાવવાને માટે માતા-પિતા કેટલી કાળજી રાખે છે ? તેઓ પરિક્ષામાં પહેલે નંબરે પાસ થાય તેની બનતી કાળજી રાખી નાણાંનો પણ ભોગ આપે છે; છતાં જો તેઓ કદાચ પરિક્ષામાં નિષ્ફળ નિવડે છે તો માતા પિતાને અત્યંત ઉદ્વેગ થાય છે. પરંતુ જ્યાં આખા જીવનની જવાબદારીની વાત છે ત્યાં લાકડે માકડું વળગાડતાં લગીર પણ વિચાર કરતાં નથી. પોતાનાં બાળકો સંસાર યાત્રા સુખરૂપે પરિપૂર્ણ કરશે કે કેમ તેનો તેમને સ્વપ્ને પણ ખ્યાલ હોતો નથી. જો સ્કુલમાં એક વખત નાપાસ થવાય છે, તો બીજા વરસે

પણ અભ્યાસ કરી પાસ થવાની આશા રખાય છે; પણ ગૃહશાળાની પરિક્ષામાં નિષ્ફળ નિવડનારી બાળાનું જીવન તો સદાને માટે નિરસ અને દુઃખમય થઇ જાય છે. ‘ વિદ્યાવિહીન્ મનુષ્યો ભલે રૂપવાન હોય, સારાં વસ્ત્રોથી શોભતાં હોય અને તેમની પાંસે વિપુલ દ્રવ્ય સંપત્તિ હોય; પરંતુ વિદ્યાના અભાવે તેઓ પશુ તુલ્ય ગણાય છે. તેઓ સંસારમાં વિચરવાને અયોગ્ય છે. વિદ્યા અને વિનય રહિત મૂર્ખ સ્ત્રી–પુરૂષો તેમનો સંસાર સ્મશાનવત્ બનાવે છે. હે પરમાત્મા ! આ બાળકીની આપ પ્રત્યે પ્રાર્થના છે કે જો પતિ આપો તો વિદ્વાન, ગુણવાન અને મારા વિચારને મળતો આપજો; નહિતર મારા આયુષ્યની દોરીને અધવચથી જ તોડજો. ” આવી રીતના મનોદ્‌ગાર કાઢતી બાળા અંતે સર્વ વિચારોનો ત્યાગ કરી ઉભી થઈ અને નજીકમાં પડેલા હારમોનિયમને ઉઘાડી ખુરશીપર બેઠી. આ બાળા હારમોનિયમ સારી રીતે વગાડી ગાઇ શક્તિ હતી. તેનો સૂર મીઠો અને કોમળ હતો. તેણે વાજા સાથે સૂર એકત્ર કરી એક સ્વદેશ કિર્તન ગાવું શરૂ કર્યું.

“ બંધુ જયાં સ્વદેશ ભક્તિરસ ઝરે, દિવ્યતા જનની ત્યાં ઝળહળે,
સ્વદેશ સેવાર્થે જન આત્મા, અંતરથી ઉછળે;
પ્રીતિ દેશની પ્રદિપ્ત કરવા, પ્રભુતા સહુ આચરે.—બંધુ.

* * * *

જે ભૂમિએ જન્મ દીધો તે, જનની હિત આચરે,
વીરબાળ માતૃ પય પીતાં, સંકટ સહુનાં હણે,—બંધુ.
સ્વદેશ બંધુનું દુઃખ દેખી, દિલમાં દુઃખ જે ધરે;
તન મન ધન અર્પણ કરી દેતાં, દીલ આરામે ઠરે,—બંધુ.
સ્વદેશ પ્રેમામૃત રસ પ્યાલો, પીતાં દિવ્યતા ધરે,
ઉત્તમ ઉચ્ચ ગામી એ આત્મા, પ્રભુ પદ માંહી વિરામે—બંધુ.

સ્વદેશ વત્સલ.

બાલિકા ગાન પૂર્ણ કરી આત્મગત બોલવા લાગી, "અહા ! કેવો અમૂલ્ય ઉપદેશ ! સ્વદેશ સેવા કરવી એ મનુષ્ય જન્મનું પ્રથમ કર્તવ્ય છે. જે સ્ત્રી પુરૂષોને દેશાભિમાન નથી; પોતાના દેશબંધુઓને સંકટમાં જોઈ જેમનું હૃદય દયાથી દ્રવતું નથી; તેઓ ભલે શ્રીમંત હો, દેવ હો યા રાજા હો; પણ તે મનુષ્યાવતારમાં પ્રેતરૂપે જ નિવાસ કરે છે..."

તે બાલિકા આગળ બોલે એ પહેલાંજ પ્રત્યુત્તર મળયો કે, "સત્ય છે, ઇંદિરા ! તમારૂં બોલવું શબ્દે શબ્દ સત્ય છે." આમ કહેતો એક રૂપ ગુણ સંપન્ન યુવક હાથમાં રૂમાલ પકડી બાલિકાની સામે આવીને ઉભો રહ્યો. બાલિકા કે જેનું નામ ઇંદિરા હતું; તે આ યુવકને એકાએક આવીને ત્યાં ઉભેલો જોઈ શરમાઈ ગઇ. તેના વિચાર દબાઇ ગયા. તે તરત ખુરશીપરથી ઉભી થઈ એક સોફાપર બેશી નીચું નિહાળી રહી. જોકે તેની નજર જમીન તરફ હતી, પરંતુ તે ક્ષણે-ક્ષણે આડી નજરે ત્યાં ઉભેલા યુવકને જોતી હતી. બન્નેમાં ઘણીવાર મૌન પથરાયું. છેવટે અકળાઇને યુવકે હસ્તે વદને બોલવું શરૂ કર્યું. "ઇંદિરા ! શામાટે મૌન વૃત્ત ધારણ કર્યું છે? સ્વદેશ સેવા ઇચ્છનારે તો કદાપિ મૌન ધરવું જોઇએ નહિ. મ્હેં તમારા સઘળા વિચાર સાંભળ્યા છે. તે ઘણા ઉત્તમ છે, હું તમને ધન્યવાદ આપું છું. તમે હાલ જે વિદેશી કેળવણી લ્યો છો, તેનો ખરેખરો અર્થ સમજ્યાં હો એમ જણાય છે. તમારા વદન કમળમાંથી સ્વદેશ સેવાના શબ્દો સાંભળી હું ઘણો ખુશી થાઉં છું."

બાળાએ ઉંચું જોઇ કોમળ સ્વરે કહ્યું, "શશીકાન્ત! મારા કોમળ હૃદયમાં એવો અમૃતપ્રવાહ રેલાવનાર મારા બંધુ કુસુમકાન્ત છે. ધન્યવાદ સઘળો તેમને જ ઘટે છે. તે અંગ્રેજી ભણ્યા છે પણ તેમના આચાર વિચાર બદલાયા નથી. તેઓ રાત્રિ દિવસ દેશોદ્ધારનાજ વિચારો કર્યા કરે છે."

એવામાંજ કુસુમકાન્તે ત્યાં આવી કહ્યું, " શશીકાન્ત ! ચાલો, નીચે જમવાને પધારો, રસોઈ તૈયાર થઇ ગઈ છે. બ્હેન ! તમે પણ ચાલો."

કુસુમકાન્ત સર્વ સાથે નીચે આવ્યો. સઘળાં વસ્ત્ર બદલી પાટલા પર બેઠાં અને વિવિધ પ્રકારની વાતો કરતાં જમી ઉઠયાં. બાદ પાન સોપારી ખાઇ ત્રણે જણાં ઉપરના હોલમાં આવ્યાં અને ત્યાં પડેલા આરસના રાઉન્ડ ટેબલની આસપાસ ગોઠવેલી ખુરશીયોમાં ગોઠવાઈ ગયાં. એવામાં ઇંદિરાના પિતા કે જેમનું નામ વામનરાય હતું, તે ઉપર આવ્યા અને ત્યાં બેઠેલા મંડળ સામે જોઈ પૂછ્યું, " તમે બધાં જમ્યાં કે ?"

" હાજી. " શશીકાન્તે ટુંકમાં પતાવ્યું.

" આજે આટલી બધી વાર કેમ લાગી પિતાજી ?" ઇંદિરાએ પૂછ્યું.

" આજે મારે એક મિત્રમંડળના મેળાવડામાં પ્રમુખસ્થાન લેવાનું હોવાથી મોડું થયું. લ્યો, હું પણ હવે જમી આવું. " વામનરાય કપડાં બદલી નીચે જમવા ચાલ્યો ગયો. તેના ગયા પછી શશીકાન્તે કુસુમકાન્ત સામે જોઈ પૂછ્યું, " મારા સાંભળવામાં આવ્યું છે કે તમારા વિચાર દેશના ઉદ્ધારને અર્થે કંઇક આગળ પડતા જણાય છે. આ ઇંદિરાએ પણ આજે એક સ્વદેશ કિર્તન ગાયું હતું. તેમના કોકિલ કંઠમાંથી નીકળેલું ગાન ઘણું બોધપ્રદ હતું. મી. કુસુમકાન્ત ! વિશેષ ખુશી થવા જેવું તો એ છે કે તમો બન્ને સગાં ભાઇ–બ્હેન થતાં નથી, પણ તમારો એક બીજાની પ્રત્યે અપૂર્વ પ્રેમ છે. તમે બન્ને ભવિષ્યમાં ઘણું સારૂં કાર્ય કરી શકશો. વારૂ કુસુમકાન્ત ! હાલમાં અભ્યાસ શું ચાલે છે ?"

કુસુમકાન્ત સ્હેજ નિઃશ્વાસ નાખી બોલ્યો, " મ્હેં ગઇએ વરસેજ બી. એ ની પરિક્ષા પસાર કરી છે. હાલ કંઈ અભ્યાસ ચાલતો નથી. અભ્યાસમાં માત્ર સ્વદેશના વિચાર અને આત્મબળ પ્રાપ્ત કરવાના પ્રયાસમાં વિશેષ લક્ષ્ય રખાય છે. "

" તમારા વિચાર જોકે સ્તુત્ય છે; પરંતુ તેને અમલમાં મૂકતાં તમારે ઘણું સહન કરવું પડશે. પ્રથમ તો આપણા દેશ બાંધવોજ તમને દુઃખ કર્તા થઇ પડશે. તમે એકલા શું કરી શકશો તેના વિચાર ઉત્પન્ન થાય છે. આપણા દેશ બાંધવોની અજ્ઞાનતા દૂર થાય એવી મને આશા જણાતી નથી. આજકાલ કેટલાંક દેશ હિતેચ્છુ પેપરો, લેખકો સાહિત્યદ્વારા દેશ સેવા કરી અજ્ઞાનતા દૂર કરવાના પ્રયાસ કરી રહ્યા છે; ત્યારે બીજી બાજુએ રત્નદ્રેશી પેપરો અને લેખકો અસત્ય લખી તેમના પ્રયાસને તોડી પાડવાના પ્રયત્ન કરી રહ્યા છે. લોકો સ્વદેશ સેવાનું નામ શ્રવણ કરતાંજ ભડકી ઉઠે છે. આપણા દેશમાં અજ્ઞાનતાની ઉંડી જડ પેઠેલી છે. આવાં અનેક કારણોને લીધે તમારે ઘણું જ સહન કરવું પડશે. પ્રથમ તો જાહેર પેપરો અને લેખકો જ તમારી નિંદા કરવા મચી પડશે." શશીકાન્તે કહ્યું.

કુસુમકાન્ત થોડીવાર મૌન રહી ગંભીર મુખે કહેવા લાગ્યો, " જો કે આપનું કહેવું સત્ય છે; પણ મારા સતત સત્ય પ્રયત્નો આગળ તેમનું અસત્ય વધારે વખત ચાલી શકશેજ નહિ. મારા પ્રિય મિત્ર ! સાંભળો.

પક્ષી આ મલયાચલે બહુ વસ્યાં કોકીલને કાગડા,<br>
હોલા ઘુડ નથી ટક્યા ખપતણા કંગાલ સૌ આપડા;<br>
બોલે એક મયૂર શબ્દ છુટશે વ્યાલા વળિ બંધન,<br>
આનન્દે સહુ જેથી સુખમય આ સેવે તઈ ચંદન.

કહેવાનો તાત્પર્ય એજ કે, જેમ મલયાચળ પર્વત [illegible] કોયલ,

કાગડા, હોલા, ઘુવડ આદિ અનેક પક્ષીઓ વસે છે; પણ તેમાંના કોઈનાથી લોકોને પ્રિય અને આનંદ અર્પનાર ચંદનના વૃક્ષનું સેવન થઈ શકતું નથી; કારણ કે તે વૃક્ષની આસપાસ અનેક સર્પો વિંટાઈ વળેલા હોય છે. એ સર્પ, કોયલ, કાગડા, હોલા કે ઘુવડના બોલવાથી કદાપિ ભય પામતા નથી; પરંતુ જ્યાં મયૂર પોતાનો કર્કશ સ્વર કરી જંગલ ગજાવી મૂકે છે ત્યારે ચંદન વૃક્ષને વિંટાએલા સર્પો જોતજોતામાં ત્યાંથી ખસી વિખરાઇ જાય છે, અને તે પછી એ ચંદન તરૂ મનુષ્યોના ઉપયોગમાં આવે છે. તેવી રીતે અનેક કરતાં એક પણ ખરા પરાક્રમવાળો વખણાય છે. જેમ કે ભુંડણ ઘણાં બચ્ચાં એકી વખતે જણે છે; પણ સિંહણ માત્ર એક બચ્ચાને એક જ વખતને માટે જન્મ આપે છે, તે સર્વથી બલિષ્ઠ અને પરાક્રમી નિપજે છે. તેમ ઘણા નહિ તો એક પણ ખરા શૂરવીર પરાક્રમીની કીર્તિ યશસ્વી થાય છે. માટે ઘણા નકામા મિત્ર કરતાં એક પણ ખરો અને નિઃસ્વાર્થી મિત્ર સારો, ઘણા નિમકહરામ નોકરો કરતાં એક પણ નિમકહલાલ સેવક સારો, ઘણા અકરમી પુત્રો કરતાં એક સત્પુત્ર પોતાના પિતાની સુકીર્તિને પ્રકાશિત કરે છે; અને અનેક કાયરો કરતાં એક જ શૂરવીર રણમયદાનમાં વધારે વખણાય છે.

આપણા હિંદુભાઇઓની ઉન્નતિરૂપી ચંદનના વૃક્ષને વ્હેમરૂપી-સ્વાર્થરૂપી-અંધ શ્રદ્ધારૂપી અનેક સર્પો વળગી પડયા છે; તે કદાપિ કંગાલિયત લખાણોથી ખસવાના નથી, વાસ્તે જો કે જાહેર લખનારા કદી ઝાઝા ન હોય તો તેથી કાંઈ નિરાશ થવા જેવું નથી; કેમકે ચિંથરે હાલ અને પેટને માટે કલમ ચલાવનારાઓ અનેક હોય; પણ તેઓ કરતાં મયૂર જેવા થોડા લખનારા હોય તો વ્હેમરૂપી સર્પો

પોતાના બંધનો છોડી અવશ્ય ઉન્નતિના વૃક્ષને તજી જાય છે અને તેથી સારૂં સુખ પ્રાપ્ત થાય છે.

બંધુ શશીકાન્ત! આપણા દેશમાં હાલ દારિદ્રતાએ નિવાસ કર્યો છે, અનેક લોકો ભૂખના દુઃખથી મરણ પામે છે. સૌ સ્વાર્થને વશ થઈ ગરીબોની સંભાળ લેતા નથી. આથી દિન પ્રતિદિન ભૂખમરો, વ્યસન અને આળસથી આર્યાવર્ત અધોગતીએ પહોંચતો જાય છે. દેશદાઝ હૃદયે ધરવી એ પ્રત્યેકની ફરજ છે. દેવસ્વરૂપ અંગ્રેજોએ સમુદ્રપારથી અત્રે આવી આપણી આંખ્યો ઉઘાડી છે, તેમણે અજ્ઞાનતાની જડ દૂર કરી છે; આપણને ન્યાય આપી અંધકારનો પડદો દૂર કર્યો છે. તેમણે નીતિનું શિક્ષણ આપ્યું છે, ચોર–લુંટારા વગેરેથી આપણું રક્ષણ કર્યું છે. તેમણે આપણને ચંચળ–ચાલાક બનાવી ખરા-ખોટાનું ભાન કરાવ્યું છે. જેમને મૂળથી જ સ્વતંત્રતા પ્રિય છે, જે સ્વતંત્રતાને માટે સમય આવે સમરાંગણમાં પોતાનું રક્ત રેડવાને તત્પરતા ધરાવે છે અને જેમની માતાઓ બાલ્યકાળથી જ તેમના કાનમાં સ્વદેશ પ્રેમનો મહામંત્ર મૂકે છે; તેઓ આગળ ઉપર દેવ તરીકે પૂજાઈ પરાધિન પ્રજાને સ્વતંત્રતા બક્ષે એમાં શું નવાઇ! તેમણે આપણને સુધારવાને અનેક પ્રયત્નો કર્યા છે; પણ તેમના પ્રયત્નોનો આપણામાંના કેટલાકોએ અવળો અર્થ કર્યો છે. તેઓ અનેક સમુદ્રો અને નદીયો ઓળંગી આ દેશમાં આવ્યા છે; પણ તેમણે તેમના પહેરવેશનો અને માતૃભાષાનો કદાપિ ત્યાગ કર્યો નથી. ધન્ય છે તેમને. જ્યારે તેઓ એવી રીતે પોતાની નીતિ સંભાળી રહ્યા છે; ત્યારે અહિંના કેટલાક અર્ધદગ્ધ આર્યો વાંદરીયા નકલ કરવાને મંડી પડયા છે; ખરેખર તે ઘણું શરમ ઉપજાવનારૂં છે. અંગ્રેજોના પ્રતાપથી આપણે સ્વદેશ પ્રેમનો મહામંત્ર શિખ્યા છીએ. એ મહામંત્રનો જાપ આપણાં નાનાં બાળકોના કાનમાં પણ મૂકનો

જોઇએ; કે જેથી તેઓ ઉમ્મરે વધતાં પ્રતાપી અંગ્રેજોના જેવા સ્વદેશ પ્રેમી નિવડે છે. અંગ્રેજોને સ્વતંત્રતા ઘણી જ પ્રિય છે; આપણે પણ તે દેવ લોકોના સહવાસમાં આવી સ્વતંત્રતાના સુખનો અનુભવ કર્યો છે; તો આપણે શા માટે સ્વતંત્ર થવું ના જોઇએ? દરેક દેશહિતેચ્છુ મનુષ્યે કોઇની પણ દરકાર કર્યા વગર સ્વતંત્રતાથી પોતાનું કાર્ય કર્યા જવું. એક કવિ કહે છે કે.

આ પદ્મના વનતણાજં વિહાર કેરો,
કોપી વિધી જરૂર નાશ કરે અનેરો;
કીર્ત્તિ હણાય નહિ હંસ તણી જ એથી,
પામ્યો જુદાં જળ અને દુધ પાડવેથી.

અર્થાત, ગમે તો વિધી એટલે દૈવ, હંસના ઉપર ગમે એટલો કોપાયમાન થશે, તો પણ તેણે પાણી અને દુધ જુદાં પાડવાની શક્તિથી જે કીર્ત્તિ મેળવી છે, તેનો નાશ કરી શકનાર નથી. બહુ કરશે તો એનાથી એટલું જ બની શકશે કે, હંસને એના કમળવનમાં વિહાર કરવાના વિલાસનો નાશ કરશે. આ ઉપરથી દરેકે પોતાનું સ્વદેશાભિમાન ધારણ કરી દુઃખમાં રીબાતાં દેશજનોનાં સંકટો દૂર કરી તેમને પોતાના જેવાં જ સ્વતંત્ર બનાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. ઉપર સૂચવ્યું છે કે, દૈવના કોપથી પણ કશું થઇ શકતું નથી; તો પછી અલ્પાયુષવાળાં મનુષ્યોથી તો શું થવાનું છે? માટે દરેકે હરેક પ્રકારે, હરેક પ્રસંગે, હરેક વાતે પોતાની સ્વતંત્રતા અને સ્વદેશાભિમાન જાળવી રાખવું જોઇએ. જે દેશદાઝ હૈડે ધરાવનારા સત્યાગૃહિ વીરલ પુરૂષો છે, તેમને દુર્જનો તરફથી દુઃખ દેવામાં આવશે તો તેથી એટલું જ કે, તેમને આધારે રહેલું એવું જે ક્ષણિક સુખ, તે કદાપિ તેઓ તેમની પાસેથી પાછું ખેંચી લઈ શકશે, પરંતુ તેમણે મેળવેલી અક્ષય કીર્ત્તિ અને

પરોપકારથી પરલોકમાં પામવાના પરમસુખનો એકત્ર કરેલો અખૂટ ખજાનો કંઇ તેઓનાથી લુંટી લેવાવાનો નથી. સ્વદેશપ્રેમિ વિદ્વાનો–લેખકો અને સત્યાગૃહિ મહાત્માઓ પોતે સ્વતંત્ર વર્તણુંક ચલાવશે તેથી તેમનાં દૂસ્સીઓ તેમને વિષે ફાવે એમ બોલશે–લખશે અને પોતાના તરફથી અપાતી મદદ બંધ કરી દેશે; પરંતુ તે દૈવીપુરૂષોએ ન્યાયમાર્ગે મેળવેલી કીર્ત્તિને તેઓથી ફશી જાંખ લગાડી શકાવાની નથી જ.

ભાઈ શશીકાન્ત અને બ્હેન ઇંદિરા! તમને મ્હેં લંબાણ વિવેચનથી કંટાળો આપ્યો છે. આ હૃદયના ઉભરા આજે જ તમારી આગળ કાઢયા છે. હું દુનિયામાં એકલો છું. મારી આગળ પાછળ કોઈ નથી; અને તેથી જ અન્ય ઉપાધીમાં નહિ પડતાં મ્હેં પરોપકારનું વૃત્ત ગૃહણ કર્યું છે. આપણા લોકોની અજ્ઞાનતા દૂર કરવાને હું પ્રયત્ન કરીશ. પોતાના સુખ સારૂં દરેક મનુષ્યે પ્રયત્નો કરવા જોઇએ; તે પ્રમાણે હું મારૂં પોતાનું કર્તવ્ય સમજી મારાથી બનતા પ્રયાસે જનસમાજની સેવા કરવાનો નિશ્ચય કર્યો છે. રાત્રિ દિવસ એના એ જ વિચારોનું સ્મરણ થયા કરે છે. ભાઇ! મારો એવો કોઇ મદદગાર નથી યા તો મારી પાસે એટલી દ્રવ્ય સંપત્તિ નથી કે જેથી હું મારા વિચાર તરત અમલમાં મૂકી શકું. આ આખી દુનિયામાં જો કોઈ મારૂં ખરૂં સ્નેહિ હોય; મને દુઃખમાં દિલાસો આપનાર અને શાન્તિનું જળ સીંચી મારા વિચારોને પુષ્ટી આપનાર હોય; તો તે ફક્ત આ મારી વ્હાલી બ્હેન ઇંદિરાજ છે. છ માસ પર મારા પિતા પરલોક પ્રયાણ કરી ગયા છે. તે દિવસથી મારે મારા કાકા વામનરાયના ગૃહનો આશ્રય કરવો પડયો છે. કાકાનું હૃદય બ્હેન ઇંદિરા સારી રીતે જાણે છે. હું હાલ પરતંત્ર છું; બાકી જો મારા પિતા હયાત હોત તો હું કંઈ પણ કરી શકત. હવે તો જે થાય એ ખરૂં. પરમાત્મા જે કાંઇ કરે છે; તે સારૂં જ કરે છે.

હું તેના આધારે જ આ સંસારસિંધુમાં મારૂં કર્તવ્ય બજાવવા કુદી પડનાર છું." આટલું લંબાણુ વિવેચન કરી કુસુમકાન્ત મૌન રહ્યો. તેના ગૌરમુખપર દીનતાની છાયા છવાઇ ગઇ. તેની આંખ્યોમાં જળ જણાયું. તે શશીકાન્ત અને ઇંદિરા સામે જોઈ રહ્યો. શશીકાન્ત તેના હૃદયોદ્દગાર સાંભળી પ્રસન્ન થયો. તેને કુસુમકાન્ત પ્રત્યે માન પ્રગટયું. તેણે મૌન તોડી કહ્યું, "કુસુમકાન્ત! મારા વિચાર પણ તમારા વિચારને મળતા છે. હું આજ પર્યંત એક ગુણજ્ઞ મિત્રની શોધમાં હતો, તે મારી શોધ આજે સફળ થઈ છે. મને કુસુમકાન્ત જેવું મિત્ર રત્ન મળી આવ્યું છે. બંધુ! થોડાક મહિના પછી મારો વિચાર બેરિસ્ટરનો અભ્યાસ કરવાને ઇંગ્લંડ જવાનો છે. હું ત્યાં રહી ત્યાંનું સંપૂર્ણ દિગ્દર્શન કરનાર છું. બાદ ત્યાંથી આવી તમારા કાર્યમાં જોડાવાને ઇચ્છું છું. પ્રિય મિત્ર! શુભ કાર્યમાં હમેશાં વિપત્તિ રહેલી છે. તેનાથી નહિ ગભરાતાં તમે તમારૂં કર્તવ્ય બજાવજો. પ્રભુ તમને યશ આપશે. વિશેષમાં હું આવતી કાલે મુંબાઇ જનાર છું. મારા ઇંગ્લંડ ગયા પહેલાં તમે એકાદ વખતે મારે ત્યાં આવશો એવી આશા રાખું છું."

"શું તમે કાલેજ મુંબાઈ જવાનો વિચાર રાખો છો?" ઇંદિરાએ પૂછ્યું.

"હા, કારણ કે હવે મારે ત્યાં ગયા વિના ચાલે એમ નથી. હું લગભગ બે માસથી તમારે ત્યાં રહેલો છું. તમે સઘળાંએ મારી સારી બરદાસ્ત ઉઠાવી છે. હું તમારો ઉપકારી છું. તમારો અને ભાઈ કુસુમકાન્તનો સ્નેહ તો હરઘડી યાદ આવશે."

"તમે થોડાક દિવસ અહિં રહો તો ઘણું સારૂં." કુસુમકાન્તે કહ્યું. ઇંદિરાને ગમ્યું. શશીકાન્ત બોલ્યો, "હાલમાં ત્યાં મારી ઘણી જરૂર છે. મારા પિતાજીના ઉપરાઉપરી પત્રો આવ્યા છે કે જલ્દી આવ.

મારી તબીયત સારી નથી. આથી મારે જરૂર ત્યાં જવું જોઇએ. હું તમને હમેશાં પત્ર લખતો રહીશ."

"આપની ઇચ્છામાં અંતરાય નાખવાને હું ચાહતો નથી." કુસુમકાન્તે કહ્યું.

આવી રીતે વાતોમાં ને વાતોમાં રાત્રિ ઘણી વિતી ગઇ. વામનરાય થોડીકવાર આ સ્નેહિમંડળમાં બેશી ક્યારનાએ સૂઈ ગયા હતા. તેમનો સૂવાનો રૂમ નજીકમાં હોવાથી તેમનાં નસકોરાં બોલવાનો અવાજ સંભળાતો હતો. એ સમયે જ દિવાલપર લટકાવેલી ઘડીયાળમાં બારના ટકોરા થયા. મધ્ય રાત્રિ થઇ. કુસુમકાન્તે ઉભા થઈ કહ્યું," આજે આપણે ઘણો સમય વ્યતિત કર્યો છે. હું હવે મારા ઓરડામાં જાઉંછું, તમે પણ પરમાત્માનું સ્મરણ કરી સુખમય નિદ્રાનું આવ્હાન કરો." કુસુમકાન્ત રજા લઈ તેના સૂવાના રૂમમાં ચાલ્યો ગયો. તેના ગયા પછી થોડીવારે શશીકાન્ત પણ જવાને ઉભો થયો. તેણે ઇંદિરાને જવાનું કહ્યું, કે તરત હસમુખી ઇંદિરા બોલી, "શશીકાન્ત! બેસો, જવાય છે. તમે તો કાલે જવાના છો, આપણે ફરીથી ક્યાં મળવાનાં છીએ? તમારા જેવા શ્રીમંતનાં દર્શન પણ દેવને દુર્લભ હોય છે."

તેના આવા શબ્દોથી શશીકાન્તને ઘણી નવાઇ લાગી. તેણે ઇંદિરાના મુખથી આવા શબ્દો આજે પ્રથમ જ સાંભળ્યા. તે વિસ્મયતાથી ઇંદિરા સામે જોઇ બોલ્યો, "તમારા અત્યારના અલૌકિક શબ્દો મને આશ્ચર્યના મહાસાગરમાં ડુબાવી દે છે. ઇંદિરા! તમે ગુણજ્ઞ છો; છતાં આજે આમ કેમ બોલ્યાં તે હું સમજી શકતો નથી. મારા પિતા શ્રીમંત હોવાથી તમે મને અભિમાની ધારશો નહિ. મારા વિચાર તમે સારી રીતે સમજી શક્યાં છો, એટલે વિશેષ કહેવું વ્યર્થ છે. ઇંદિરા! હું તો તમારાં જેવાં સ્નેહિજનોનો સેવક છું. લક્ષ્મીના મદમાં મદાંધ

થાઉં એવો નથી. લક્ષ્મી તો મનુષ્યોના ગુણુની ગુલામ છે. તેને મેળ-વવાની શક્તિ દરેક મનુષ્યમાં છે. ઇંદિરા ! તમે મને આજકાલના શ્રીમંતોના જેવો અભિમાની ધારશો નહિ."

"શું આપને મારા બોલવાથી ખોટું લાગ્યું ? હું તો સ્હેજ ગમ્મતને માટે બોલી હતી." ઇંદિરાએ ગંભીર મુખે કહ્યું.

"મને કદાપિ તમારા પ્રત્યે ખોટું લાગનાર નથી. મ્હેં જે સત્ય હતું તેજ તમને જણાવ્યું છે. ઇંદિરા ! કહો હવે વિશેષ કાંઇ કહેવું છે ?" શશીકાન્તે પુનઃ ખુરશીમાં સ્થાન લઈ પૂછ્યું.

"હું શું કહું ? સ્હેજ બોલતામાં તો તમે પ્રોફેસરની માફક લંબાણ ભાષણ કરી મૂકો છો. જાવ, હવે કહેવાનું નહિ કહું." ઇંદિરાએ હશાને નીચું જોયું.

"અરે એમ તે થાય કે ? તમને મારા સોગન છે. તમારે જે કાંઇ કહેવું હોય તે બેલાશક કહો." શશીકાન્તે મુખપર રૂમાલ ફેરવતાં કહ્યું.

"તમે ક્યાંક લાંબુ લેકચર કરશો તો ?"

"હવે નહિ કરૂં."

"પણ તે પહેલાં મારે ચોક્કસ ખાત્રી કરવી જોઇએ કે તમે મારૂં કહેવું કબુલ કરશો કે નહિ ?"

"ઇંદિરા ! આજે તમારૂં બોલવું કંઇક નિરાળું જ લાગે છે. તમારે જે કહેવું હોય તે ખુશીથી કહો. તમારા જેવી આર્યબાળાના શબ્દો સાંભળવાને જે અભાગી હશે તે જ ના પાડી શકશે. તમારો શબ્દે-શબ્દ હું સાંભળીશ અને યોગ્ય હશે તો તે પ્રમાણે વર્ત્તવાને પણ હું તૈયાર થઇશ."

"ત્યારે મને વચન આપો જોઇએ ?"

"મારા શબ્દો એ વચન જ છે."

"પણ વારૂ, મારૂં બોલવું તમે કદાચ હસી કાઢશો તો ?"

"ઇંદિરા ! આજે મને બનાવવો ધાર્યો છે કે શું ?"

"ના, એવું તો કાંઈ નથી."

"ત્યારે તમારે કહેવું હોય તે કહી દ્યોને ?"

"સાંભળો, શશીકાન્ત ! મારી ઈચ્છા ઘણી કઠીણ છે. તેમાં મારૂં ભવિષ્ય સુખ સમાએલું છે. આ હૃદયમાં અત્યારે ઓરજ પ્રકારનું કુતુહલ મચી રહ્યું છે. જ્યાં સ્નેહ બંધાયો કે પછી શરમ હોય જ નહિ. આપના અને મારા હૃદયની ઐક્યતા ક્યારની થઇ ગઈ છે. હું આ સંસારમાં તમારી સહચરી થવાને ચાહું છું. આપ પ્રત્યે મારી એજ પ્રાર્થના છે." આટલું કહી ઇંદિરાએ તરત નીચે નિહાળ્યું.

શશીકાન્ત સ્તબ્ધ બન્યો. તેણે ઇંદિરાના આવા શબ્દો સાંભળવાની સ્વપ્ને પણ આશા રાખી નહોતી. તેણે નીચું જોઇ પગના અંગુઠાથી પૃથ્વી ખણતી ઇંદિરા સામે જોઈ કહ્યું, "જેણે પૂર્વાવતારમાં કઠીણ તપશ્ચર્યા કરી હોય તેને જ તમારા જેવું સન્નારી રત્ન પ્રાપ્ત થાય. મારા હૃદયમાં પણ એવી જ ઇચ્છા હતી. હું તે ઇચ્છાને તમારી આગળ દર્શાવવાનું સાહસ કરી શક્યો નહિ; પણ પરમકૃપાળુ પરમાત્માએ તમારી જ પાસે બોલાવી મારી ઇચ્છાને અનુમોદન અપાવ્યું છે. ઇંદિરા ! તમે આ હૃદયમાં ક્યારનાંએ જડાઈ ગયાં છો. વિલાયત જઇ પાસ થઈ આવ્યા પછી આપણે લગ્નથી જોડાઈ કર્તવ્યનું પાલન કરીશું. બોલો, હવે બીજું કંઈ કહેવું છે ?"

"વિલાયત જઇ કોઇક ગોરી મેમસાહેબનો પ્રેમ તો નહિ સ્વિકારોને ? કારણ કે તે દેશ સ્વતંત્ર છે, તેમ તમારા વિચાર પણ સ્વતંત્ર છે; તેથી રખેને કદાચ ત્યાં જઇ આ ઇન્ડીયન બાળાને ભૂલી જવાય." ઇંદિરાએ હસ્તે મુખે કહ્યું.

"જો તમે હવે વધારે બોલશો તો હું લાંબુ લેક્ચર કરવા મંડી પડીશ. ઇંદિરા! મારો અખંડિત પ્રેમ તમારા પ્રત્યે સદાસર્વદા કાયમ રહેશે એ ખાત્રીથી માનજો. લ્યો, હું આ ક્ષણેજ આપણા પવિત્ર પ્રેમ વચનની યાદમાં મારી આ હિરાજડિત સુવર્ણ મુદ્રા આપું છું તેનો સ્નેહથી સ્વિકાર કરો અને તમારી આંગળીએ રહેલી સુવર્ણ મુદ્રા મને આપો." આમ કહી શશીકાન્તે ઉભા થઇ તેનો હાથ પકડયો અને પોતાની વિંટી તેને પહેરાવી અને તેની પોતે પહેરી. બન્નેએ સ્મિતહાસ્ય કર્યું. ઈંદિરાએ કબાટ ઉઘાડી એક સાકરનો નાનો કટકો કાઢી શશીકાન્તને આપ્યો. શશીકાન્ત સાકર મુખમાં મૂકી બોલ્યો, "આપણાં લગ્ન પછી આપણો સંસાર પણ આ સાકર સમાન બનશે."

"કહો શેઠજી! હવે આપનું હું શું સન્માન કરૂં?" ઈંદિરાએ મજાક કરી.

"હવે કંઈ પણ સન્માનની જરૂર નથી. આપણાં હૃદય તો હવે એકત્ર થઇ ગયાં છે. ઈંદિરા! હવે તો,

આદર ઘટે ના પ્રેમિને; જ્યાં ઐક્યતાનો આંક છે,
રતિમાન ચાહે પ્રેમિ તો, એ પ્રેમિ કેરો વાંક છે;
આવો પધારો વાત એ, મ્હેમાનની પાસે થતી,
સાચાં પ્રણયનાં પાત્રને, જુઠ ઢોળની જરૂરત નથી."

"અરે વાહરે! તમે પણ ખૂબ કરી, કવિરાજની પદ્ધી પણ લઇ લીધી. લ્યો હવે પધારો, રાત્રિ ઘણી ગઈ છે. આપને તો કંઈ કામ નથી; પણ મારે તો પ્રાતઃકાળમાં વ્હેલાં ઉઠી ગૃહ કાર્ય કરવાનું છે. લ્યો સાહેબજી." કહી હસમુખી બાળા ત્યાંથી ચાલતી ગઈ. શશીકાન્ત પણ બનેલા બનાવના તર્કવિતર્ક કરતો તેના શયનાલયમાં આવીને સુતો; અને ભવિષ્યનાં સ્વપ્નમાં નિહાળતો નિદ્રાની સુખદ છાયામાં પડયો.

૨

## શશીકાન્તનું પ્રયાણ.

પ્રાતઃકાળ થયો. નોકરો ક્યારનાએ જાગૃત થઈ પોતપોતાનું કાર્ય કરવાને મંડી પડયા હતા. ઇંદિરાએ ચ્હા બનાવી. વામનરાય સંધ્યા-પૂજાથી પરવારી શશીકાન્ત સાથે બેશી ચ્હાની રાહ જોઈ રહ્યા હતા. તેમણે વાર લાગવાથી પાસે બેઠેલા કુસુમકાન્તને ચ્હા લઈ આવવાનું સૂચવ્યું. કુસુમકાન્ત ચ્હા લઇ આવ્યો. વામનરાયે અને શશીકાન્તે ચા પી લીધી. કુસુમકાન્તે બન્નેને પાન આપ્યાં. તે પછી વામનરાય કપડાં પહેરી બહાર ફરવાને નીકળી પડયા. શશીકાન્ત તેના રૂમમાં આવી પોતાનાં પુસ્તકો અને સાથે લાવેલો સામાન એકત્ર કરવા લાગ્યો. થોડીવારે ઇંદિરા અને કુસુમકાન્ત ત્યાં આવી સામાનને પેક કરવામાં મદદ કરવા લાગ્યાં. શશીકાન્ત આજે મુંબાઇ જનાર હોવાથી ઇંદિરાનું મુખ ગ્લાની યુક્ત જણાતું હતું, તેનું હૃદય મુઝાતું હતું. અંદરથી સામાન બરાબર પેક કરતાં અગીઆર વાગ્યા. વામનરાય બહારથી ક્યારનાએ આવ્યા હતા. તેમણે સઘળાંને જમવાની બૂમ પાડી, સઘળાંએ સાથે બેશી ભોજન કરી લીધું. બાદ મુખવાસ લઈ સૌ પોતપોતાના રૂમમાં જઈ બપોરા ગાળવા લાગ્યાં. છેવટે સાંજ પડી. વામનરાયે કુસુમકાન્તને પાસે બોલાવી કહ્યું, " જો આજે શશીકાન્ત અહિંથી જનાર છે; માટે તું તેમને સ્ટેશનપર મૂકવા જજે; અને તેમને કંઈ પણ ખોટું લાગે નહિ તેની પૂરેપૂરી સંભાળ રાખજે. તને બોલવાનું ભાન નહિ હોવાથી મારે તને આવી રીતે કહેવું પડે છે; કારણ કે એ એક ગર્ભશ્રીમંત છે. માટે જોજે કંઇ ભૂલ થાય નહિ. "

" કાકા! તમે એ બાબતની બિલકુલ ફિકર રાખશો નહિ

મ્હેમાનની સાથે કેમ વર્તવું એ હું સારી રીતે સમજુ છું. મને વિશેષ કહેવાની કાંઈ જરૂર નથી. હું આપની આજ્ઞા મુજબ તેમને સ્ટેશનપર મૂકવા જઈશ અને ટ્રેઈન ઉપડયા પછી પાછો ઘર તરફ આવીશ." કુસુમકાન્તે જણાવ્યું. તેના બોલવાથી વામનરાય સ્હેજ રોષ યુક્ત વદને બોલ્યા, "અલ્યા કુસુમ! હજી તારી આ લંબાણ બોલવાની ટેવ ના ગઇ. હું તને એટલું બધું ડહાપણ ડોળવાનું કયાં કહું છું કે જેથી તું વધારે વધારે બોલી મને કંટાળો આપે છે? આટલો મોટો થયો પણ દુનિયાદારીની રીત જ ના શીખ્યો. જો વળી સાંભળ, આજે મારે જરા ઇવનીંગપાર્ટીમાં જવાનું છે; તેથી હું મોડો આવીશ. માટે તું અત્યારે શશીકાન્તને મારી પાસે બોલાવી લાવ, હું તેમને મળી લઉં."

કુસુમકાન્ત ઉપર જઇ શશીકાન્તને બોલાવી લાવ્યો. તેને માનપૂર્વક પોતાની જોડે ગાદીપર બેસાડી વામનરાય બોલ્યા, "શશીકાન્ત! આજે તમે જનાર હોવાથી મને કંઈ ગમતું નથી. તમારા ગયા પછી અમને સૂનું લાગશે. તમારે મુંબાઈ ગયા વિના ચાલે એમ નહી હોવાથી જ મારે ન છૂટકે તમને જવાની રજા આપવી પડી છે. અમારાથી તમારી કંઈ પણ બરદાશ થઇ શકી નથી. અમારી ગરીબની પર્ણકુટીમાં વળી પાછા કોઇક દિવસ પધારી પાવન કરજો. આપ શ્રીમંત રહ્યા એટલે અમને કદાચ ભૂલી પણ જાવ. આપના પિતા અને હું તો બાળ સ્નેહિયો છીએ. તમારા પિતાને મારા ઘણા માનથી પ્રણામ કહેશો અને મુંબાઇ ગયા પછી કુશળતાના પત્ર લખતા રહેશો. શશીકાન્ત! મારે આજે અગત્યનું કામ હોવાથી તમને સ્ટેશન સુધી મૂકવા આવી શકું એમ નથી. જો કે મારી ફરજ છે કે તમને વળાવવા આવવું જ જોઇએ. તેને માટે હું તમારી માફી માગુ છું."

શશીકાન્તે વિનીતભાવે કહ્યું, "કાકા! આપને આવી રીતે

બોલવું વ્યાજબી નથી, હું આપને કંઈ પરાયા સમજતો નથી. હું લાંબા સમયથી આપને ત્યાં રહ્યો છું પણ મને બિલકુલ અગવડતા નડી નથી. જેટલું સુખ શ્રીમંતોને ત્યાં મળે તેનાથી અધિક સુખ મને અત્રે મળ્યું છે. તેમાં વળી મારી વધારે ખાતર બરદાશ ઉઠાવી શ્રમ વેઠનાર મી. કુસુમકાન્ત અને ઇંદિરાનો તો હું અત્યંત ઉપકારી છું. તેમનો સ્નેહ મને હરઘડી યાદ આવશે. કાકાશ્રી ! આપ મને વારંવાર શ્રીમંત શબ્દોથી સંબોધો છો, તેમાં આપની કેટલીક ભૂલ થાય છે. જ્યાં સ્નેહ છે ત્યાં ગરીબીનો કે શ્રીમંતાઇનો તફાવત રહેતો નથી. જે શ્રીમંત ગરીબ સ્નેહિયોથી અતડો રહી વાત કરતાં પણ શરમાય છે તે ખરેખર મૂર્ખ છે. લક્ષ્મી તો ચાર દિવસની ચાંદની જેવી છે; અને આખર તો વળી પાછી અંધારી રાત્રિ છે. તેનું ભાન દરેક ગૃહસ્થોએ રાખવું જોઇએ. કાકા ! આપને આજે જ્યાં જવું હોય ત્યાં સુખેથી પધારો. સ્ટેશન સુધી શ્રમ લેવાની આપને કંઈ જરૂર નથી. હું ક્યાં પરાયો છું ? આ કુસુમકાન્તભાઇ સાથે આવશે એટલે બસ."

"હા, તે જરૂર તમારી સાથે આવશે. મ્હેં તેને ક્યારનુંએ કહી મૂક્યું છે. ભાઈ! ટ્રેઇનમાં સંભાળીને મુસાફરી કરજો અને અઠવાડીએ એકાદ પત્ર લખતા રહેજો. હું હવે જાઉં છું; કારણ કે મારે જવાનો ટાઇમ થયો છે." કહી વામનરાય ઇવનીંગપાર્ટીમાં જવાને વસ્ત્ર પહેરી બહાર ઉભેલા સીગરામમાં બેશી રવાને થયો. તે પછી બન્ને મિત્રો ઉપરના દિવાનખાનામાં આવ્યા. ત્યાં ઇંદિરા એક કોચમાં પડી તરૂણ-તપસ્વિની નામક પુસ્તક વાંચતી હતી, તે આ બન્નેને આવેલા જોઈ ઉભી થઇ. શશીકાન્તે સ્મિતહાસ્ય કરી તેને અભિવંદન આપ્યું. ત્રણે જણાં ત્યાં પડેલી ખુરશીયો પર ગોઠવાયાં. આ વખતે કુસુમકાન્ત કંઈક

વિચારમાં પડયો હતો તેના સામે જોઈ શશીકાન્તે પૂછ્યું, "ભાઈ! શા વિચારમાં તદ્રુપ બન્યા છો ?"

"બંધુ ! એક દેશહિતેચ્છુના હૃદયમાં બીજા શાના વિચાર હોય? અત્યારે મને આપણા આર્ય સંસારની દુર્દશાના વિચાર થયા કરે છે." કુસુમકાન્તે જણાવ્યું.

"ભાઇ ! હજી મારે જવાની ઘણી વાર છે, એટલા વખતમાં તમે તમારા હૃદયના કેટલાક અમૃતમય શબ્દો સંભળાવો કે જેથી મને પણ કંઈક જાણવાનું મળી આવે. હું હવે પછી તમારા શબ્દો ક્યાં શ્રવણ કરનાર છું ?" શશીકાન્તે કહ્યું.

"મોટાભાઈ! તમને મ્હેં તે દિવસે પૂછ્યું હતું તેનો જવાબ આપો હવે ?" ઇંદિરાએ પ્રશ્ન કર્યો.

"શાનો બ્હેન ?"

"આપણા દેશની દુર્દશા થવાનું કારણ જણાવો ?"

"હા, ત્હેં ઠીક યાદ દેવરાવ્યું. શશીકાન્ત ! આપણો આર્યદેશ કે જે એક વખતે આખી સૃષ્ટિમાં નીતિ, ધર્મ, વિવેક વગેરેમાં પ્રથમ પંક્તિએ ગણાતો હતો. દેવલોકો પણ સ્વર્ગનો ત્યાગ કરી આ પવિત્ર ભૂમિમાં અવતાર ધરવાની ઇચ્છા રાખતા હતા; તે દેશના આજે અધોગતી થવાનું કારણ એજ કે નીતિ, ધર્મનો ધીમે ધીમે નાશ થઇ ગયો છે. ધર્મના જવા સાથે બળને બુદ્ધિ પણ ચાલ્યાં ગયાં છે. આપણા બ્રાહ્મણો પોતાનું કર્તવ્ય વિસારી સ્વાર્થવશ થઈ ગયા છે. આપણી બાળાઓને પણ યથાર્થ કેળવણી મળતી નથી. આપણા દેશમાં અંધ શ્રદ્ધા વધી પડેલી છે. આપણા યુવકો સામાની ખરાખોટાની પરિક્ષા કર્યા વિના નકલ કરવા મંડી પડયા છે. દેખાદેખી અને મોજશોખને માટે દેવાં કરી લખલૂટ ખર્ચ કરે છે. ગાડરીયા પ્રવાહની માફક એકે કર્યું

તે બીજો કરે છે. હાલનો જ દાખલો જુઓને કે એકે કોટ પાટલુન અને હેટકેપ ચઢાવી તો તરત બીજો પણ તેના જેવોજ બની ગયો; અને જાણે પોતેજ ખુદ વિલાયતમાં જન્મ્યો હોય એમ અક્કડ બની ફક્કડ થઇ ફરવા લાગ્યો; પરંતુ તે ભાઇ કુદરતી મુખ અને શરીરને તો સાહેબ જેવું કરી શક્યા નહિ. જો ભોગજોગે ભાઇસાહેબ કોઈ યુરોપિયન મેળાવડામાં ગયા અને ત્યાં યુરોપિયન લેડીને જોઈ કે તરત તે પણ પોતાની સ્ત્રીને મેળાવડામાં લઇ જવાનો નિશ્ચય કરી દેશે; અને પછીની પાર્ટીઓમાં તે ભાઇસાહેબ પોતાની સ્ત્રીને પણ ફેશનેબલ બનાવી સાથે તેડી જશે. આપણી આર્યબાળાઓ તેમના સ્વામીના શબ્દોને દેવના શબ્દો જેવા માને છે અને તેથી તે ભોળી બાળાઓ ભ્રષ્ટ ભર્તારની સાથે પોતે પણ વિલાયતી બની જાય છે. આનું કારણ ફક્ત એટલું જ કે તેઓને વિદ્યાભ્યાસ સાથે ધર્મ—નીતિનું પૂરતું શિક્ષણ મળ્યું નથી; અને તેથી જ આખરે તેઓની દુર્દશા થાય છે. બંધુ! આવી રીતે આખો દેશ બગડયો છે. આપણા લોકોને સત્ય શિક્ષણ મળતું જ નથી. બાળાઓને હાલ જે કેળવણી અપાય છે તે તદ્દન નકામી છે. કારણ કે તેમાં ધર્મ, નીતિનું શિક્ષણ અપાતું નથી. તેઓને હાલ જે શિક્ષણ મળે છે તેનાથી તેઓ તેમનું ભવિષ્ય કદાપિ ઉજ્વળ કરી શકે એમ નથી. અહિંયાં તો લખતાં—વાંચતાં આવડયું કે બસ ભણી ઉતર્યાં. હાલનાં બાળકો અને બાલિકાઓને વિદ્યાભ્યાસ સાથે ધર્મનું—સ્વદેશનું પણ અસરકારક જ્ઞાન થવું જોઇએ. વીર નેપોલીયન પણ કહી ગયો છે કે, જો દેશનો ઉદય કરવો હોય તો બાળાઓને સાચું જ્ઞાન આપો. બાળાઓ સમસ્ત સૃષ્ટિની કલ્યાણકારી દેવી થનાર છે, પણ આવું હાલ કોણ સમજે છે? હાલની કેળવણી સુંઠને ગાંગડે વૈદ્ય બનવા જેવી છે. પુત્ર-પુત્રીયોનાં માબાપના વિચારો પણ ટુંકાજ હોય છે. તેઓ તેમને પરણાવી

દીધાં કે પોતાનું કર્તવ્ય પૂરૂં થયું સમજે છે. આમ થવું તે ઘણું શોચનીય છે. દરેક માતા-પિતાએ પોતાનાં બાળકોને પૂર્ણ કેળવણી આપવી જોઇએ કે જેથી કરીને તેઓ યથાર્થ બુદ્ધિશાળી થાય અને આ વીસમી સદીની વિચિત્ર જાળમાં ના ફસાય. બ્રાહ્મણોએ પણ સ્વાર્થ વશ થઈ પોતાનું કર્તવ્ય વિસારવું જોઇએ નહિ; તેમણે હવે મફતનું ખાવાનું છોડી દઇ ખરૂં ખોટું સમજાવી, દ્રવ્ય એકત્ર કરવાના સ્વાર્થને ત્યાગવો જોઇએ. તેમનો ધર્મ છે કે લોકોને ઉપદેશ આપી સત્ય પંથે ચઢાવવા જોઇએ. બ્રાહ્મણો ધર્મ ગુરૂઓ કહેવાય છે. તેઓ જો ધારે તો આખા જગતનું કલ્યાણ કરી શકે; પરંતુ તેઓ પણ આ સાંપ્રત સમયમાં સુસ્ત બની વિદ્યાવિહીન્ થઈ પ્રમાદી બન્યા છે અને શ્રેષ્ટપદનો ત્યાગ કરી ભીખ માગનારા ભીખારી થયા છે. જ્યારે પાશ્ચમાત્ય પાદરીયો અત્રે આવી પોતાના ધર્મનો પ્રચાર કરવાને અતીશય પ્રયાસ કરી રહ્યા છે; ત્યારે આપણા પાદરી બ્રાહ્મણો હરામનાં મિષ્ટાન્ન ઉડાવી કુંભકર્ણની નિદ્રામાં પડયા છે. તેમણે હવે જાગૃત થવું જોઇએ." આટલું વિવેચન કરી કુસુમકાન્ત શાન્ત રહ્યો. એવામાં ઇંદિરાને કાંઇક યાદ આવતાં બોલી ઉઠી, "મોટાભાઇ! આપનું કહેવું યથાર્થ છે. મારે પણ આ બાબત ઉપર જ આપણા પંડીતજી સાથે એક દિવસ વાદવિવાદ થયો હતો. તેમણે મને જે જે શબ્દો સંભળાવ્યા તેથી કરીને હું તો સ્તબ્ધ જ બની ગઈ. મારા બાપુ પણ તેમની હાએહા ભણવા લાગ્યા."

"ઇંદિરા! તમે તે ભટ્ટાચાર્યજીને શું પૂછ્યું હતું અને તેમણે તમને શું જવાબ આપ્યો હતો?" શશીકાન્તે હસતે વદને પૂછ્યું.

ઇંદિરા બોલી, "મ્હેં તેમને એમ કહ્યું હતું કે આપણા ધર્મમાં અંધ શ્રદ્ધા છે, ધર્મને નામે ધતીંગ ચાલે છે, તમારે સર્વને સત્ય સમજાવવું જોઇએ અને દરેકને પરોપકારનો ઉપદેશ કરી જીવતા-જાગતા દેવની

શેવા કરવાનું સમજાવવું જોઇએ. જો આમ કરશો તોજ તમે તમારા કર્તવ્યનું પાલન કર્યું ગણાશે અને તેથી સમય આવે દેશની દશા સુધરી જશે." આવું સાંભળી તે પંડિતજી જરાક હશીને મને કહેવા લાગ્યા કે, "બ્હેન ! જો ખરૂં પૂછાવો તો અમારાથી એમાંનું કંઈ પણ બની શકે એમ નથી. અમારા બાપ દાદાઓએ પૈસા પ્રાપ્ત કરવાને જે લાકડાં ઘુસાડયાં છે તે સત્ય છે. અમે એવા નાસ્તિક ઉપદેશકોના કટ્ટા શત્રુઓ છીએ. જોકે તમારૂં કહેવું વ્યાજબી છે, અમે પણ સઘળું રહસ્ય સમજીએ છીએ; પણ એમ કરવા જતાં અમારો રોટલો ટળી જવાનો ભય રહે છે. જ્યાં લોકો સત્ય સમજ્યા કે પછી અમારો ભાવ પણ કોઇ પૂછવાનું નહિ. અમને કોઇ ચપટી ભીખ પણ આપે નહિ. અમારે ભૂખે મરી જવું પડે. અમે અત્યારે જે ઉપદેશ આપીએ છીએ તેજ ખરો છે, કે જેથી વગર માગે અમારે ત્યાં પાકાં સીધાં ચાલ્યાં આવે છે; કોઈ મરી જાય કે સોનાની જણસો સાથેની સુંદર શૈય્યાઓ અમારા મકાનમાં આવે છે. રોજ મિષ્ટાન્ન જમીએ તે તો જુદાં. ખરૂં પૂન્યતો અમારી શેવામાં જ સમાએલું છે. સાર્વજનીક પરમાર્થથી તો અમે વિરૂદ્ધ છીએ. અમારો પ્રતિગૃહ કરવાનો ધંધો તો આદિ–અનાદિથી ચાલ્યો આવે છે. અમે કોઇને દાન આપવાનું તો શીખ્યાજ નથી. અમારૂં જે ખાય તે રૌરવ નર્કનો અધીકારી થાય એવો ઉપદેશ અમે આપીએ છીએ. જો કદાચ કોઈ ભીખારી માગવા આવી ચઢે તો તેને પણ તરત કહી દઇએ છીએ કે જોતો નથી ? જા ચાલ્યો જા, આતો બ્રાહ્મણનું ઘર છે. " આટલું કહી પંડિતજી બોલતા બંધ થયા. તે પછી હું પણ કંઈ વિશેષ બોલી નહિ. જ્યાં આવા ઉપદેશકો હોય ત્યાં સત્ય માર્ગનું અવલંબન ક્યાંથી થાય ?"

"ખરેખર, આવા સ્વાર્થી બ્રાહ્મણોને જ પ્રથમ સુધારવાની જરૂર છે. તે પોતાનું કલ્યાણ કરી શકતા નથી તો અન્યનું શીરીતે કરી

શકે ? હે પરમાત્મા ! તમે અમારા ભૂહેવોને સત્ય પંથે ચઢાવો કે જેથી તેઓ અન્યની ઉન્નતી કરી શકે. ” કુસુમકાન્તે પ્રભુની પ્રાર્થના કરી. વાતોમાંને વાતોમાં આખરે સાયંકાળ થયો. શશીકાન્તને સાડાનવના મેલમાં જવાનું હતું. કુસુમકાન્ત તેને માટે જમવાની તૈયારી કરાવવા નીચે ગયો. દિવાનખાનામાં ઇંદિરા અને શશીકાન્ત સિવાય અન્ય કોઈ રહ્યું નહિ. થોડીવાર પછી શશીકાન્ત ચાલ્યા જશે જાણી બાલિકાની ચક્ષુઓમાં જળ ઉભરાયું. શશીકાન્તે તે જોયું. તે ઉભો થઈ તેની નજીક ગયો અને સુવાસીક રૂમાલથી તેનાં અશ્રુ લ્હોઇ બોલ્યો, “ ઇંદિરા ! હૃદયમાં શામાટે ઓછું આણો છો ? ”

“ તમારા સિવાય મને કેવી રીતે ગમશે ? ” ઇંદિરા દીન વદને જોઇ રહી.

“ એમાંજ તમારા આત્મ બળની પરિક્ષા થશે. ઇંદિરા ! આપણે ભવિષ્યમાં સાથે રહેવાનું છે; ફક્ત તે પહેલાંનો સમય આપણે પસાર કરવાનો છે. હું દર ત્રીજે દિવસે તમને પત્ર લખતો રહીશ. તમે પણ મને પ્રત્યુત્તર લખજો. તમારી આંખ્યોમાં જળ જોઈ મારૂં હૃદય દુઃખી થાય છે. તમે આનંદિત્‌વદને મારા સામે નિહાળી જવાની રજા આપો. ’ શશીકાન્તે ઇંદિરાને સમજાવી શાન્ત કરી. એટલામાં નીચેથી જમવા ચાલો નો અવાજ આવ્યો. આવુંછું. કહી શશીકાન્ત દિવાનખાનામાંથી બહાર નીકળ્યો; કે તરત ઇંદિરાએ તેની પાછળ જઈ તેનો હાથ પકડી પુનઃ કહ્યું, “ જો, જો, મને ભૂલી જતા નહિ, મુંબઈ જઈ મુંબાઈગરા બનતા નહિ. ”

“ આ પ્રાણ છે ત્યાં સુધી તો તમને ભૂલાશે નહિ. બોલો, બીજું કાંઈ ? ” શશીકાન્તે પૂછ્યું.

" મુંબાઈ ગયા પછી તમારો એક સારામાં સારો ફોટો મારી ઉપર મોકલી આપજો." ઇંદિરાએ વિશેષ જણાવ્યું.

" બહુ સારૂં." કહી શશીકાન્ત ઝપાટાબંધ નીચે આવી કુસુમ-કાન્ત સાથે જમવા બેઠો. ઇંદિરા પણ નીચે આવી તેમને માટે પાન બનાવવા લાગી. થોડીવારે બન્ને મિત્રો જમી ઉઠયા. ઇંદિરાએ સ્વહસ્તે પાન આપ્યાં. પાન મુખમાં મૂકી શશીકાન્ત કપડાં પહેરી જવાની તૈયારી કરવા લાગ્યો. કુસુમકાન્તને મળી કહેવાનું કહી દીધું. તેની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. શશીકાન્ત શાન્તિ આપી નીચે ઉતરી ગાડીમાં બેઠો. કુસુમકાન્તે સામાન ગોઠવી ગાડીમાં સ્થાન લીધું. ગાડી-વાનને ગાડી હાંકવાની આજ્ઞા થઈ. શશીકાન્તે બહાર જોઈ કહ્યું, " ઇંદિરા! આવજો હો."

" હા, સંભાળીને જજો અને પત્રનાં દર્શન દેજો." આટલું બોલતાં તેનો કંઠ રૂંધાયો. ગાડીવાને ઘોડાને ચાબુક લગાવી ગાડી પૂરપાટ દોડાવી મૂકી. ઇંદિરા જતી ગાડીને જોઈ રહી. શશીકાન્ત પણ નજર પહોંચી ત્યાં સૂધી જોઇ રહ્યો. ઇંદિરા ભગ્ન મને ઘરમાં આવી. તેને શશીકાન્ત વિના સઘળે શૂન્યકાર જણાવા લાગ્યું. તે કોચમાં પડી હૃદય હલકું કરવા લાગી. પૂરપાટ દોડતી ગાડી થોડીવારે સ્ટેશન પર આવી. ટ્રેઈનને ઉપડવાને અર્ધો કલાકની વાર હતી. પુષ્કળ ભીડ થઈ રહી હતી. કુસુમકાન્તે ગાડીમાંથી ઉતરી સામાન નીચે ઉતારવા માંડયો. શશીકાન્તે ગાડીવાળાને પૈસા ચૂકાવી આપ્યા. કુસુમકાન્ત સેકન્ડ કલા-સની ટીકીટ લઇ આવ્યો. બાદ પોર્ટર પાસે સામાન ઉપડાવી તેઓ અંદર ગયા અને સેકન્ડ કલાસના ડબ્બામાં બેઠા. પોર્ટરે સામાન અંદર ગોઠવી દીધો, તેને પૈસા આપી વિદાય કર્યો. શશીકાન્તને જતો જોઇ કુસુમ-કાન્તની આંખ્યોમાં પણ ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. શશીકાન્તની પણ

એવીજ અવસ્થા થઈ રહી હતી. તેણે મિત્રની સામે જોઇ કહ્યું, " કુસુમકાન્ત ! તમે જરૂર એકવાર મુંબાઈ આવજો. ત્યાં તમને ઘણું જાણવાનું અને અનુભવવાનું મળી આવશે. બીજું તમે અને ઇંદિરા તમારા વિચારને ધીમે ધીમે અમલમાં મૂકજો. તમને પૈસાની જરૂર પડે તો તરત મને પત્ર લખજો. હું જરૂર મોકલી આપીશ. શ્રીમંતોની ફરજ છે કે પોતાના દ્રવ્યનો સદ્ઉપયોગ કરવો; અને તેટલા માટે જ પરમ કૃપાળુ પરમાત્માએ શ્રીમંતો બનાવ્યા છે. શ્રીમંતો તેમના ગરીબ દેશબંધુઓના વાલી-ટ્રસ્ટી છે. જો તેઓ સમય આવે દેશબંધુઓનાં દુઃખ દૂર કરવાને લક્ષ્મીનો વ્યય નથી કરતા તો તેમણે પરમાત્મા પ્રત્યે ભયંકર વિશ્વાસઘાત કર્યો ગણાય છે. "

" બંધુ! જો સઘળા આપના જેવાજ વિચારવાળા હોય તો આ દેશની દુર્દશા કદાપિ થાય જ નહિ. " કુસુમકાન્ત આગળ કંઇક બોલે એવામાં ટ્રેઇન ઉપડવાનો ઘંટ વાગ્યો. વ્હીસલ થઇ. ગાર્ડે સિસોટી મારી વાવટો હલાવી રજા આપી. કુસુમકાન્ત સેકહેન્ડ કરી નીચે ઉતર્યો. ટ્રેઇન ઉપડી. આવજો-આવજો ના પોકારો વચ્ચે ટ્રેઇન ધમધમાટ ચાલવા લાગી. કુસુમકાન્તે રૂમાલ હલાવ્યો. શશીકાન્તે પણ રૂમાલ હલાવી છેલ્લી સલામ કરી. ગુજરાત મેલ જોત જોતામાં અદ્રશ્ય થઇ ગયો. સ્નેહિયોને વળાવવા આવેલાં માણસો ઘર તરફ જવા લાગ્યાં. કુસુમ-કાન્ત પણ પગે ચાલતો ઘર તરફ જવા લાગ્યો. તે વિચાર કરતો-કરતો પાંચકુવા દરવાજા બહાર આવેલા ચાર રસ્તા આગળ આવી પહોંચ્યો. ત્યાં આ વખતે એક ભીખારી છોકરો સારંગી વગાડી મધુરૂંગાન ગાતો હતો. લોકોનું ટોળું ગાયન સાંભળવાને એકત્ર થયું હતું. કુસુમકાન્ત પણ તેનું ગાન સાંભળવાને ઉભો રહ્યો. ગાન ભાવ પૂર્ણ આ પ્રમાણે હતું.

નમેરા શું છેકજ થાઓ, અનાથોને આવી બચાવોરે
માત કે તાત નથી કોઈ બેલી, કોનો અમારે આધાર ?
જ્વાળ ક્ષુધાગ્નિની લાગી રગે રગ, બંધુ બનોને ઉદાર,
અગન આ દિલની બુઝાવોરે—અનાથોને આવી બચાવોરે.
ગૌરવ હિન્દ તણું ગયું ચાલી, ધર્મ ગયો ધરા બાર,
બાળ તમારાં બન્યાં છે મુઆલી, ત્યાગીને ધર્માચાર,
નિદ્રામાંથી જાગૃત થાઓરે—અનાથોને આવી બચાવોરે,
ઘોર અંધારી નીશા પળમાં, પલટાઈ પ્રભાત થનાર,
અધમ દશા પણ સજ્જન કે', રૂતુ રંગ સમી ફરનાર,
શ્રીમંતો એ ભૂલી ન જાવોરે—અનાથોને આવી બચાવોરે.

છેવટે તે ભીખારી બાળકે ભજન પૂરૂં કરી ત્યાં એકઠા થયેલા લોકોની પાસે યાચના કરી. એકઠા થએલા લોકો તેને પૈ–પૈસો આપી વિદાય થયા. ભીખારી બાળક કુસુમકાન્ત પાસે આવ્યો. કુસુમકાન્તે તેને કંઇક આપવાના ઇરાદે કોટના ખીસ્સામાં હાથ ઘાલ્યો; પણ ખીસ્સું ખાલી જણાયું. તેણે નિઃશ્વાસ નાખી હાથ કાઢી લીધો. હજી પણ તે ગરીબ બાળક આ શેઠ કંઇક આપશે ધારીને દીનવદને કુસુમકાન્તની સામે જોઇ રહ્યો હતો. તે ભીખારી બાળકને ફક્ત એક ફાટા તૂટા પંચીયા સાથે ઉઘાડો ઉભેલો જોઈ કુસુમકાન્તને ઘણું લાગી આવ્યું. તેણે એક ક્ષણમાં કંઇક વિચાર કરી પોતે પહેરેલો કોટ ઉતારી તે છોકરાને આપતાં કહ્યું. " તું આ પહેરજે, આને વેચીશ નહિ હાંકે, " તે ગરીબ છોકરાએ અત્યાનંદથી કોટ પહેર્યો અને ભગવાન તમારૂં ભલું કરો કહી રસ્તે પડયો. કુસુમકાન્ત પણ આખરે મકાને આવ્યો. વામનરાય તેની રાહ જોઈ ઓટલાપર પડેલી પાટલી પર બેઠા રહ્યા હતા. તેમણે તેને જોઇ પૂછ્યું, " કેમ શશીકાન્તને મૂકી આવ્યો કે ?"

" હાજી."

" અલ્યા ! કોટ પહેર્યા વિના સ્ટેશનપર ગયો હતો કે ? " વામનરાયે કોટ નહિ જોવાથી પૂછ્યું. કુસુમકાન્ત નિરૂત્તર રહ્યો. વામનરાયે ફરીથી પૂછ્યું. છેવટે કુસુમકાન્તે સત્ય હકીકત જણાવી દીધી. ભીખારીઓના પરમ શત્રુ વામનરાયે તેને ઉધડો લઈ ખૂબ અડાવ્યો. કુસુમકાન્ત એક પણ શબ્દ બોલ્યા વિના સાંભળી રહ્યો. પાષાણ હૃદયના વામનરાયે ન સંભળાવાય એવાં અનેક વચનો તેને સંભળાવી કહ્યું કે, " જા, તારૂં કાળું મુખ લઇ મારી આગળથી ચાલ્યો જા."

કુસુમકાન્ત તેના સૂવાના રૂમમાં આવ્યો તેણે ઇંદિરાના શયનાલયમાં ડોકીયું કર્યું. ઇંદિરા નિદ્રાધીન થએલી જણાઈ. તેને કાકાનાં વચનો આજે અસહ્ય થઈ હૃદયમાં કંટકની માફક ખુંચવા લાગ્યાં. પોતે નિરાધાર છે જાણી રડી પડયો. તેણે ઘણીવાર સૂધી રડયાજ કર્યું; અને અંતે પથારીમાં પડી હવે શું કરવું તેના વિચારમાં તદ્રુપ બન્યો.

---

૩

## પૂર્વ પરિચય અને ગૃહત્યાગ.

" સંસાર સાગરની મહિ, દુઃખ દુઃખના ભણકાર હા ?
કંઇ કંઈ જનો કંઈ કંઇ પ્રકારે, દગ્ધ દુઃખે થાય હા. "

કુસુમકાન્ત હાલ જે મકાનમાં રહેતો હતો; તે મકાન તેના કાકા વામનરાયનું હતું. તેના પિતાનું ગૃહ રાયપુર જીલ્લામાં આવેલું હતું. તેના પિતાને મરણ પામે છ માસ થઇ ગયા હતા. તેની માતા પણ તેને નાનો મૂકીને મરણને શરણ થઇ હતી. તેના પિતાનું નામ નવલરામ હતું. તેમની સ્થિતિ સાધારણ હતી. તેમની પાસે વિશેષ દ્રવ્ય સંપત્તિ નહોતી. આખી જીંદગી નિશાળમાં મહેતાજી તરીકે ગુજારી તેમણે મહા પ્રયાસે ટુંકા પગારમાંથી કરકસર કરી ફક્ત રૂપીઆ બે

હજારની મૂડી એકત્ર કરી હતી. પત્નીના મરણ પછી તેમને નોકરી-માંથી રાજીનામું આપવાની જરૂર પડી હતી; કેમકે બાળક કુસુમકાન્તને સંભાળનાર ઘરમાં બીજું કોઈ હતું નહિ. તેમના બંધુ વામનરાયતો તેમની સાથે બિલકુલ બોલવા ચાલવાનો પણ વહેવાર રાખતા નહોતા. પૂર્વના સંસ્કારે કુસુમકાન્ત ઉમ્મરે વધતાં ગુણજ્ઞ અને વિનયશિલ થતો ગયો. તે પિતાની આજ્ઞાનું યથાર્થ પાલન કરતો. તેણે તેની સત્તર વર્ષની વયે મેટ્રીકયુલેશનની પરિક્ષા પહેલે નંબરે પસાર કરી. તેને મેટ્રીક સુધી ભણવવામાં નવલરામના એકઠા કરેલા રૂપિયા ખર્ચાઇ ગયા હતા અને તે ઉપરાંત કેટલુંક દેવું પણ થયું હતું. નવલરામની ઇચ્છા પુત્રને આગળ ભણાવવાની હતી. તેમણે ન છૂટકે પોતાના ભાઇ વામ-નરાય પાસે જઈ દ્રવ્યની યાચના કરી. વામનરાય ગરીબ ભાઈને જોઇ ગુસ્સે થઇ ગયો. નવલરામે તેને અત્યંત કાલાવાલા કર્યા. અંતે તે પાષાણ પ્રતિમાએ તેમને એક ધર્માદા ફંડપર ચિઠ્ઠી લખી આપી. નવલ-રામ ચિઠ્ઠી લઇ ફંડના ટ્રસ્ટીને મળયા, તે ત્રસ્ટીએ કુસુમકાન્તને ભણ-વાની જોગવાઈ કરી આપી. કુસુમકાન્તે આગળ અભ્યાસ વધાર્યો. તેણે અનુક્રમે પ્રિવિયશ અને બી. એ. ની પરીક્ષા પસાર કરી. આથી વામનરાય ખૂબ બળવા લાગ્યો. આ સ્થળે કોઇને સંશય પડશે કે વામનરાય શ્રીમંત અને નવલરામ ગરીબ શાથી ? કારણ કે તે બન્ને તો સગાભાઇઓ થતા હતા. આના પ્રત્યુત્તરમાં જણાવવાનું એજ કે નવલરામ જેવા પ્રમાણિક હતા, તેવો વામનરાય નહોતો. તે ઉજળો ઠગ હતો. તેનાં કૃત્યો ઘણાં ભયંકર હતાં. તે હમેશાં હરામના દ્રવ્ય-નીજ ઇચ્છા રાખતો. આ સફેત શાહુકારની શહેરમાં પ્રતિષ્ઠા પણ સારી હતી. તે જાહેર સભાઓમાં ભાગ લઈ ધર્મ, નીતિનાં લંબાણ ભાષણો આપતો; પરંતુ તે પોતે તે પ્રમાણે વર્તતો નહિ. ધર્મ નીતિ તો તેનાથી

દોઢસો કોષ દૂર વસતાં હતાં. તેનો મૂળ ઉદ્દેશ તો એટલોજ હતો કે ગમે તે પ્રકારે પૈસાદાર બની શ્રીમંતમાં ખપવું. આથી તેણે અનેક ગરીબોની ગરદનપર છરીયો ફેરવી હતી. લાગ આવે ખોટાં ખત પણ ઉભાં કરી હુકમનામાં કરાવી અજ્ઞાન ગરીબોને રડાવતો. તે અંદર ખાનેથી આવો ભયંકર હતો, પરંતુ બહારથી તો તે ધર્મિષ્ટ જણાવાનો દેખાવ રાખતો. તે જાહેર સભા સમક્ષ પરોપકારનું રસ ભર્યું ભાષણ આપતો; પણ પોતે કોઈ નિરાશ્રિત આશ્રય લેવા આવે કે તરત ધુત-કારી કાઢતો. ભીખારીને એક પાઈ આપતાં તેના પ્રાણ કંઠે આવતા. બહારથી તેની મોટાઇ જોઈ કોઇ માણસ ફંડમાં નાણાં ભરાવા આવે તો તે ધીમે રહીને કહેતો કે, જુઓ, હું રકમ વધારે ભરૂંછું. આ મારા નામથી તમારૂં ફંડ જલ્દી ભરાઈ જશે, પણ મારા નામનો આંકડો તમારે હિસાબમાં ગણવો નહિ, કારણ કે હું તમારા ફંડમાં એક પાઈ પણ આપવાની ઇચ્છા રાખતો નથી. આવી રીતે તે ઉજળો ઠગ પોતાનું વર્તન ચલાવી રહ્યો હતો. નવલરામ અને વામનરાયના પિતા સારી સંપત્તિ મૂકીને મરણ પામ્યા હતા. પિતાના અવસાન કાળે નવલરામ નાની ઉમ્મરના હતા. વામનરાયની ઉમ્મર તે વખતે વિસ વર્ષની હતી. પિતાના જીવતાં તે સઘળો કારભાર કરતો હતો. નવલ-રામે ઉમ્મરે વધતાં પિતાની મિલ્કતનો ભાગ માગ્યો, ત્યારે એ અઠંગ ઉઠાઉગીરે ગુસ્સે થઈ પ્રથમ તો નવલરામને ખૂબ ધમકાવ્યો અને પછી તૈયાર રાખેલા ખોટા હિસાબના ચોપડા દેખાડી જણાવ્યું કે, જો પિતાની ઉત્તર ક્રિયામાં આટલું ખર્ચ કર્યું, આટલા જમેવાળાનાં આપી દીધા, આ રૂના વેપારમાં ખોટ ગઈ, આ ઘરાક ધાલી મરી ગયા અને આ ઘરાકોએ દેવાળું કાઢ્યું છે. આવું ખોટું જણાવી તેને કંઇ પણ આપવાની સાફ ના પાડી. ઉલટા નવલરામને તેણે તેજ વખતે ફકત

એકજ વસ્ત્રભર ઘરમાંથી મારીને બહાર કાઢી મૂક્યા. નવલરામ પ્રભુ પર વિશ્વાસ રાખી ભાડે ઘર રાખી રહ્યા અને સ્કુલની નોકરીમાં જોડાઈ મહેતાજી થયા. તેમણે ટુંક પગારમાંથી કરકસર કરી લગ્ન કર્યું અને આખરે રાયપુર જીલ્લામાં એક નાનું ઘર પણ ખરીદ્યું. પોતે નવા ઘરમાં રહેવા જઇ પત્ની સાથે સંતોષથી નિર્વાહ ચલાવવા લાગ્યા. સમય જતાં કુસુમકાન્તનો જન્મ થયો. પુત્રની પાંચ વર્ષની ઉમ્મરે પત્ની મરણ પામી. નવલરામે નોકરી છોડી દઈ પુત્રનું પાલન કરી બી. એ. સુધી ભણાવ્યો વગેરે આપણે જાણી ગયા છીએ. આવી રીતે તેમનો કાર્ય ક્રમ ચાલી રહ્યો હતો. એવામાં એક દિવસે બજારથી ઘર તરફ જતાં નવલરામને જીવ લેણ અકસ્માત થયો. ગરીબોના પેટપર પગ મૂકી સખ્ત મજુરી કરાવનારા, તેમનો નિર્વાહ પણ ન થાય એટલો પગાર આપનારા, રાંડીરાંડોની થાપણો ખોટી લાલચ બતાવી બમણા વ્યાજની આશાએ પોતાની પેઢીઓમાં મૂકાવનાર; અને સારો નફો દર્શાવી જમીનમાં દાટી રાખેલાં કંજુસોનાં નાણાંના શેરો ભરાવી પૈસાદાર થએલા એક તુમાખી મીલ માલિકની બેફિકરાઇથી હંકાતી મોટરકારમાં નવલરામ આવી ગયા; અને બેશુદ્ધ બની સડકપર પટકાઈ પડયા. મોટર તેમના શરીરપર થઇને વિજળી વેગે પસાર થઈ ગઈ. અંદર બેઠેલા મદાંધ શેઠીયાએ સઘળું દૃસ્ય જોયું પણ તેને દયા આવી નહિ. નવલરામની સારવાર કરનાર ત્યાં કોઇ હતું નહિ, પોલિસોએ ત્યાં આવી બેશુદ્ધ નવલરામને ખાટલામાં સૂવારી ઇસ્પિતાલમાં મોકલાવી દીધા. કુસુમકાન્તને અકસ્માતની ખબર પડતાંજ ઇસ્પિતાલ તરફ દોડયો અને ત્યાં જઈ પિતાની દશા જોતાંજ રડી પડયો. નવલરામથી બોલાઇ શકાતું નહોતું. તેમના પ્રાણ ગમનનો સમય સમિપ હતો. પુત્ર વત્સલ પિતાએ આખરે છેલ્લીવારને માટે કુસુમકાન્ત તરફ સ્નેહ

મય નજર કરી પરલોક પ્રયાણુ કર્યું. પિત્રુ ભક્ત પુત્રે હૃદયફાટ કલ્પાંત કરી મૂક્યું. એવામાં તેના કાકા વામનરાયે લોક લજ્જાએ ત્યાં આવી કુસુમકાન્તને આશ્વાસન આપ્યું. તે પછી તેમણે સગાં-સ્નેહિયોને બોલાવરાવી નવલરામના શબને સ્મશાનમાં લઈ જવાની વ્યવસ્થા કરી. શબને દુધેશ્વરના પવિત્ર સ્મશાન ક્ષેત્રમાં લાવી કિનારા પર ચિતા ખડકી સૂવાર્યું. કુસુમકાન્તે રડતા હૃદયે ધ્રુજતા હાથે અગ્નિસંસ્કાર કર્યો. અગ્નિની પ્રચંડ જવાળાઓ શબની આસપાસ ફરી વળી. સ્મશાનમાં આવેલા લોકો સ્મશાન વૈરાગ્ય અનુભવવા લાગ્યા. ક્રૂર હૃદયના વામનરાયની આંખ્યોમાંથી પણ બે એક અશ્રુબિંદુઓ બહાર નીકળી પડયાં. આખરે નવલરામના જડ દેહને અગ્નિ દેવે ભષ્મિભૂત કર્યો. બાકી રહેલાં મૂઠ્ઠીભર હાડકાં અને રાખને પવિત્ર સાભ્રમતિમાં વહેવરાવી સગા વ્હાલા સ્નાન કરી પોત પોતાના ઘેર ચાલ્યા ગયા. વામનરાયના અત્યંત આગ્રહથી એકલો પડેલો કુસુમકાન્ત પિતાની ઉત્તર ક્રિયા કરી પરવાર્યા પછી મકાનને તાળુ વાશી કાકાના ગૃહે નિવાસ કરવા લાગ્યો. દિનપર દિન જવા લાગ્યા. કુસુમકાન્તના પિતાને મરણ પામે છ માસ થવા આવ્યા. કુસુમકાન્ત ઓશીયાળાની માફક કાકાને ત્યાં રહી દિવસ નિર્ગમન કરવા લાગ્યો. હજી તે પિતાના શોકને ભૂલી શકયો નથી. એકાન્ત પ્રાપ્ત થતાંજ તે પિતાને યાદ કરી રડી પડતો. વામનરાયે તેને બે એક માસ સુધી તો સારી રીતે રાખ્યો; પણ પછી તેણે પિશાચ સ્વરૂપ ધરવા માંડયું. તે વારંવાર કુસુમકાન્તને બેશી રહેવાને માટે ઠપકો આપી ધમકાવતો, કુસુમકાન્ત વિકળ વદને શાન્ત બેશી રહી કાકાના અસહ્ય શબ્દો સાંભળી રહેતો. તેના દુઃખમાં દિલાસો દેનાર ફક્ત વામનરાયની પુત્રી ઇંદિરાજ હતી. પિતા પુત્રીમાં આસમાન જમીનનો ફેર હતો. ઇંદિરા બાલિકા હતી, તદપિ સર્વ ગુણ

સંપન્ન હતી. તે ગુજરાતી અભ્યાસ પૂર્ણ કરી ફિમેલ ટ્રેનીંગ કોલેજમાં ઇંગ્રેજી અભ્યાસ કરતી હતી. હાલ તે ત્રીજા ધોરણમાં હતી. તે સ્વભાવે શાન્ત અને હસમુખી હતી. તેને પણ તેની માતાએ નાની વયમાંજ મૂકીને સ્વર્ગવાસ કર્યો હતો. તે પછી વામનરાયે બીજીવાર લગ્ન કર્યું હતું. સુશિલબાળા સાવકીમાતાના સ્વભાવને અનૂકુળ થઇ વર્તતી હતી. તેથી નવી માતા અને પુત્રીમાં કલેશ ઉદ્દભવતો નહોતો. ગુણજ્ઞને ગુણવાનનોજ સહવાસ પ્રિયકર થઈ પડે છે, એ પ્રમાણે જ્યારથી કુસુમકાન્ત પોતાના ગૃહે રહેતો હતો ત્યારથી ઇંદિરા પોતાનો ઘણો ખરો સમય તેની સાથે ગાળતી. કુસુમકાન્ત તેને આર્ય સન્નારીયોનાં દ્રષ્ટાંતો આપી હમેશાં નીતિમય બોધ આપતો. તે નિશાળેથી ઘેર આવી ધર્મ નીતિના ગ્રંથો વાંચતી. આથી તે ધીમે ધીમે • સંસ્કારી બનતી ગઇ. તેની સાથે તે વિનયશિલ અને ગંભીર પણ જણાવા લાગી. તે કુસુમકાન્તને સગાભાઇની માફક ચાહતી અને વખતો વખત પિતાના કોપમાંથી બચાવી આશ્વાસન આપતી.

શશીકાન્તને મુંબઈ ગએ બે દિવસ થઈ ગયા છે. તેનો કુશળતાથી પહોંચ્યાનો પત્ર પણ આવી ચૂકયો છે. એક જુજ કોટને માટે વામનરાયે સંભળાવેલા અસહ્ય શબ્દો હજી કુસુમકાન્તના હૃદયમાં કંટકની માફક ખુંચી રહ્યા હતા. તેણે વ્યાકુળતાથી તે દિવસ પસાર કર્યો. આજે ત્રીજા દિવસની રાત્રિ છે. કુસુમકાન્તે આજે કંઇ પણ ખાધા વિના આખો દિવસ રડયા કર્યું છે. રાત્રિ પડી છે પણ તે તેના રૂમમાંથી હજી બહાર નીકળ્યો નથી. તે શોકથી સંતપ્ત થઇ રૂમમાં પાથરેલી ગાદીના તકીયાને અઢેલી બેશી રહ્યો છે. તે થોડીવારે નિઃશ્વાસ નાખી દુઃખી દિલે આત્મગત્ બોલવા લાગ્યો કે, “ઓ પિતા! તમે આ

અવનિમાં મને નિરાધાર દશામાં એકલો મૂકી એકાએક શામાટે ચાલ્યા ગયા ? અરે મને પણ તમારી સાથે લઇ ગયા હોત તો ઘણું જ સારૂં થાત, કે જેથી મારે આવી રીતે પારકાના ઘેર પડી રહી ઓશિયાળાની માફક ઉદર પોષણ કરી કાકાના અસહ્ય શબ્દો શ્રવણ કરવા પડત નહિ. હા ! શું કરૂં ? ક્યાં જાઉં ? મારૂં હ્રદય બળી જાય છે. " આમ બોલતા કુસુમકાન્તથી આખરે રડી જવાયું. તેનો રડવાનો અવાજ સાંભળી ઇંદિરા નીચેથી ઉપર દોડી આવી અને સસ્નેહે તેના વાંસે હાથ ફેરવી બોલી, " મ્હોટાભાઈ! તમે આવી રીતે ક્યાં સૂધી રડયા કરશો ? "

" બ્હેન ! આ ભયાનક ભાવિમાં સદાકાળ રડવાનુંજ લખાએલું છે. જો તેમ ના હોત તો મને આવી કંગાલ–દીન દશામાં મૂકી મારા પિતા કદાપિ મૃત્યુ પામત નહિ. " કુસુમકાન્તે ગદગદિત્ કંઠે કહ્યું.

" ભાઈ ! એતો જે થનાર હતું તે થઈ ગયું. શું તમે આવી રીતે શોક કરવાથી પિતાજીને ફરીથી જોઈ શકશો કે ? ના, કારણ કે તેમને અને આપણે તો કરોડો ગાઉનું અંતર પડી ગયું છે. માટે દુર્બળ હ્રદયને દ્રઢ કરી શાન્ત થાઓ. તમારાં અશ્રુ મારાથી જોઈ શકાતાં નથી. મ્હોટાભાઇ ! શાન્ત થાઓ, રડશો નહિ; તમને મારા સોગન છે. " આમ કહી તેણે રૂમાલથી તેનાં અશ્રુ લ્હોઇ નાખ્યાં. કુસુમકાન્ત મૌન-ધરી કપાળે કર દઇ બેશી રહ્યો. ઇંદિરા નીચે જઇ તેને માટે પાણી લઈ આવી. કુસુમકાન્ત જળ પી સ્વસ્થ થયો. તેણે દીનવદને ઇંદિરા સામે જોયું; કે તરત તેણે સ્નેહાળ શબ્દે પૂછ્યું,

" મોટાભાઇ ! તમારા માટે ચ્હા બનાવી લાવું કે ? "

" ના બ્હેન, ચ્હા પીવાની અત્યારે મારી ઇચ્છા નથી. " કહી કુસુમકાન્તે નીચું જોયું,

ઇંદિરા તેને અનેક પ્રકારનાં દ્રષ્ટાંતો આપી તેનો શોક દૂર કરવાનો પ્રયત્ન કરવા લાગી; પરંતુ પિતાના અકાળ મરણનો શોક અને પાષાણ હૃદયના વામનરાયના કોપયુક્ત શબ્દોનું તેને વિસ્મરણ થયું નહિ. તેના હૃદયમાં અનેક વિચારો દોડાદોડી કરી રહ્યા હતા. તે જો કે મૌન ધારી સ્નેહાળ ઇંદિરાના આશ્વાસન સૂચક શબ્દો સાંભળી રહ્યો હતો; પણ તેના મનોરાજ્યમાં નુતન પ્રકાર મચી રહ્યો હતો. આ અરસ્સામાંજ નીચે ગાડીનો ખડખડાટ સંભળાયો. કુસુમકાન્તે સાવધ થઈ ઇંદિરા પ્રત્યે કહ્યું, " બ્હેન ! જુઓ, બહાર ગાડીમાં બેશી કોણ આવ્યું ? "

ઇંદિરાએ ઉભી થઇ બારી બ્હાર જોયું, તો પોતાના પિતાને ગાડીમાંથી ઉતરી મકાનમાં પ્રવેશતા જોયા. તેઓ આજે એક જાહેર સભામાં ગયા હતા અને ત્યાં તેમણે પરોપકાર ઉપર એક વિસ્તૃત ભાષણ આપ્યું હતું. લોકોએ તેમના લેકચરને તાળીયોના ગડગડાટથી વધાવી લીધું હતું. બાદ સભા વિસર્જન થયા પછી તે ઘેર આવ્યા હતા. તેમને ત્યાં મળેલા માનથી અતિશય ફૂલાઈ ગયા હતા. તેમની પત્ની રસોઇ તૈયાર કરી પતિની રાહ જોઈ રહી હતી. વામનરાયે વસ્ત્ર બદલી અબોટીયું પહેરી ઇંદિરાને નીચે બોલાવી પૂછ્યું, " બ્હેન ! ત્હેં ભોજન કર્યું કે નહિ ? "

" આપના આવ્યા સિવાય અમારાથી ભોજન કેવી રીતે કરી શકાય ? " ઇંદિરાએ કહ્યું. પુનઃ વામનરાયે પૂછ્યું, " વારૂ પેલા કુસુમે કંઈ ખાધું કે નહિ ? તે ક્યાં ગયો છે અત્યારે ? "

" ભાઇએ પણ હજી સૂધી ખાધું નથી. તેમણે તો આજે આખો

દિવસ રડયા જ કર્યું છે. બાપા ! તમે તેમને શા માટે વારંવાર ધમકાવી ઉંચે સ્વરે બોલાવો છો ? જ્યારે તમે પોતેજ તેમની સાથે આવું વર્તન ચલાવો ત્યારે તેમને ખોટું લાગી ઓછું આવે તેમાં શું નવાઇ. કુસુમકાન્તભાઇને તમારા સિવાય કોનો આધાર છે ? શું તે સદાકાળ આપણે ત્યાં રહેશે તો ખાવાનું ખૂટી જશે કે ? પિતાજી ! તમેજ તે દિવસે પણ ભાષણમાં કહ્યું હતું કે નિરાશ્રિતને આશ્રય આપવાથી મહાન્ પુણ્ય પ્રાપ્ત થાય છે. ભાઈ કંઈ નિરાશ્રિત નથી. તે તમારા ભત્રિજા થાય છે; તમે તેમના વડિલ કાકા થાઓ છો. તેમનું સદા–સર્વદા પાલન કરી તેમને ઉચ્ચ સ્થિતિએ ચઢાવવા એ તમારી ખાસ ફરજ છે. તમે...” ઇંદિરાના વાક્યપ્રવાહને અધવચ્ચ અટકાવી વામનરાય રાતો પીળો થઈ પાટલાપર બેસતાં બોલી ઉઠયો, “ઇંદિરા ! તું હવે બોલતી બંધ થા. તું પણ એ રેઢીયાળ છોકરાની સોબતે વધારે પડતું બોલતાં શીખી છે. હું તેના સબંધમાં કંઈ પણ સાંભળવા માગતો નથી. તે છોકરો હમણાંનો બહુ જ બેવકુફ બની ગયો છે–સ્વછંદી થયો છે. તેને પોતાને તો ખાવાનાં સાંસા છે, તેમ છતાં તે સ્ટેશનપર ગયો, તે રાત્રે તેણે પોતાને પહેરવાનો નવોનકોર જેવો કોટ એક ભીખારીને આપી દીધો. શું તેને એટલું પણ ભાન નહિ હોય કે મારે તો પારકે ઘેર પડી રહી પેટ ભરવું પડે છે ? તે હવે ક્યાં સુધી પારકી આશા રાખશે ? હવે તો તે ઉમ્મર લાયક થયો છે. તેને કોઈ સ્થળે નોકરી–ધંધે લાગી જવું જોઇએ.”

વામનરાય બોલતા બંધ થયા કે તરત ઇંદિરા બોલી ઉઠી, ” જ્યારે તમારા જેવા શ્રીમંતનો ભત્રીજો નોકરી ખોળવા જશે, ત્યારે તમારી આબરૂ કેવી કહેવાશે ? માટે તેને વારંવાર નોકરીએ જવાનું

નહિ કહેવાં તેની આગળ ભણવાની ઇચ્છા પરીપૂર્ણ કરો. આપણા પૈસા શું કરવાના છે?"

વામનરાય ખડખડાટ હશી પડી બોલ્યો, "ગાંડીરે ગાંડી! તને આવા ઘેલા વિચારો ક્યાંથી આવે છે! આ શરીરપર પરશેવો વળ્યા વિના કંઈ પૈસા પેદા થયા હશે કે? પૈસાના પ્રતાપથી જ મારૂં સર્વત્ર માન પડે છે, અને તેથી જ લોકો પણ મારૂં ભાષણ હોંસથી સાંભળે છે. પૈસાતો આ કળીકાળમાં પરમેશ્વર સ્વરૂપ છે, એ તું કાંઇ સમજે છે?"

"મારામાંતે એટલી બધી સમજશક્તિ કયાંથી હોય? પિતાજી! લોભીનું ધન મસ્કરાજ ખાય છે એ સ્મરણમાં રાખજો. જેની પાસે લક્ષ્મી છે, તે પરોપકારને અર્થે વ્યય કરતો નથી; તે જનનું જીવન આ પૃથ્વીપર વ્યર્થ છે. તેમજ જે જન સભા સમક્ષ ધર્મ-નીતિનાં લંબાણુ લેકચરો આપે છે અને તે પ્રમાણે પોતાનું વર્તન નહિ રાખતાં અનીતિમય જીવન ગાળે છે, તે ઇશ્વરનો અને જન સમાજનો ભયંકર ગુન્હેગાર ગણાય છે. તેનું જીવન વધુ વખત સુખમાં વ્યતિત થતું નથી. પિતાજી! શું તમને આ મહા વાકયનું સ્મરણ નથી કે,

અંધારૂં ના અવનિ વિષે, ન્યાયી નિરંજન નાથ છે,
સાચો તરે ખોટો ડૂબે, કાંટે કસેલી વાત છે,
મેવા દિએ મેવા મળે, ફળ ફૂલ દે ફળ ફૂલ લે,
કળીયુગ ના કરયુગ છે, આ હાથ દે આ હાથ લે."

ઇંદિરા મૌન રહી. વામનરાય ગુસ્સાથી તપી બોલી ઉઠયો, "છોકરી! ચૂપકર, હું સઘળું સમજું છું. તારે મને શિખામણ આપવાની જરૂર નથી. મારી જે આટલી બધી ખ્યાતી થઇ છે, તે સઘળો પ્રતાપ મારાં ભાષણોનોજ છે. ભાષણના પ્રતાપથી તો હું અંધકારમાંથી

લાઇટમાં આવ્યો છું. ચાલ, હવે વધારે ડહાપણ ડોળવું મૂકી દઇ જમી લે અને પછી તું અને તારી માતા વાસણ માંજી સૂઇ જાઓ. સવારમાં વ્હેલાં ઉઠવાનું છે." આમ કહી વામનરાયે કુસુમકાન્તને બોલાવવા મોટેથી બૂમ મારી, "અલ્યા કુસુમ! ચાલ જમી લે, ક્યારનો ઉપર બેઠો બેઠો શું કરે છે?"

"આ આવ્યો કાકા." કહી કુસુમકાન્ત નીચે આવ્યો અને હાથ પગ ધોઇ એક ફાટેલું કંતાન પહેરી કાકાની સામે નાખેલા પાટલા પર બેઠો. ઇંદિરાએ થાળીયો પીરસી તેમની આગળ મૂકી. કાકો ભત્રીજો જમવા લાગ્યા. બાદ થોડીવારે વામનરાયે પૂછ્યું, "કુસુમ! આજે ક્યાંઇ ફરવા ગયો હતો કે?"

"ના, આજે મ્હેં આખો દિવસ મકાનમાંજ બેશી રહીને ગૂમાવ્યો છે." કુસુમકાન્તે ધીમેથી જવાબ આપ્યો. તેના જવાબથી વામનરાય સ્હેજ ચિડાઇને કહેવા લાગ્યો, "અલ્યા! તું આવી રીતે રેઢીયાળની માફક ક્યાં સૂધી બેશી રહીશ? તું હવે કાંઇ નાનો કીકો નથી. હું તો આજે છું અને કાલે નથી. માટે તારે તારી જીંદગીનો વિચાર કરવો જોઈએ. તારા બાપે એક રાતી દમડી પણ મૂકી નથી કે તારે બેશી રહે ચાલશે. તું કંઈ નોકરી ધંધો નહિ કરે તો ખાઇશ શું? મને રાત્રિ દિવસ તારીજ ચિંતા થયા કરે છે. તું ક્યાંઈ ઠેકાણે પડી જાય તો મને નિરાંત થાય. તું બી. એ. પાસ થયો છે, તારે નોકરીયો કેટલી? જો તારી ઇચ્છા હોય તો હું મારા એક મિત્ર પર તને ચિઠ્ઠી લખી આપું. તે તને ક્યાંક સારી નોકરી અપાવશે. બોલ, તારી શી મરજી છે?"

"કાકા! મારૂં હૃદય નોકરી કરવા તરફ બિલકુલ વળતું નથી,

તેમ હાલ નોકરીમાં પણ કંઇ કસ રહ્યો નથી. ભણેલાઓને પણ નોકરીને માટે અનેક માણસોની ખુસામદ કરી આજીજી કરવી પડેછે. મારા કેટલાક ગરીબ મિત્રો કે જેમણે ભણવામાં ઘરબાર વેચી મેટ્રિકની પરિક્ષા પાસ કરી છે; તેઓને ઉદર પોષણના નિર્વાહને અર્થે હાલ મહાપ્રયાસે પંદર–વિસ રૂપિઆના ટુંકા પગારથી મ્યુનિસિપાલિટીની અને મિલ કલાર્કની નોકરી સ્વિકારવી પડી છે. આવું જોઈ મને પણ કંટાળો આવે છે. કાકા ! હું આપની કૃપાથી આગળ અભ્યાસ વધારી ભવિષ્યમાં દ્રવ્ય સંપાદન કરી જનસેવા કરવાની અત્યંત અભિલાષા ધરાવું છું." કુસુમકાન્તે ગંભીર મુખે જણાવ્યું. તેનું આવું બોલવું સાંભળી વામનરાય ખડખડાટ હશી પડી બોલ્યો," તે તારી અભિલાષા તદ્દન નકામી છે. કુસુમ! એવા હવાઇ તરંગો તારા મગજમાંથી કાઢી નાખજે બા. અહિં કંઇ તારા બાપે થાપણ મૂકી નથી કે જેથી હું તને ભણવામાં મદદ કરી શકું. પારકી આશ સદા નિરાશ, એ સ્મરણમાં રાખવું. તેમ છતાં જો તારે તારા વિચારો બર લાવવા હોય તો મારી શિખામણ માની તારા પગપર ઉભો રહેતાં શિખ; અને જલ્દીથી કોઇ નોકરીપર ચઢી જા. પારકાને ઘેર પેટ ભરવું તેના કરતાં તો મહેનતમંજુરી કરી પોતાનો નિર્વાહ કરવો તે ઉત્તમ છે. પારકા આશ્રયે તો શ્વાન પણ પેટ ભરે છે અને તે પણ સમય આવે તેના માલિકની સેવા બજાવે છે. નોકરીમાં કંઈ લાજ શરમ હોતી નથી." આટલું માર્મીક શબ્દોમાં કહી વામનરાય કુસુમકાન્તના સામે જોઇ રહ્યો. તેના શબ્દો કુસુમકાન્તને વજ્ર જેવા લાગ્યા. બળતામાં ઘી હોમાયું. હૃદયમાં દારૂણ દુઃખ ઉત્પન્ન થયું. તેણે તેજ ક્ષણે હાથમાંનો ગ્રાસ મુખમાં મૂકી હાથ ધોયા. તેની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં. તેનું મુખ લાલચોળ બની ગયું. તેણે પાટલાપરથી નીચે ઉતરી બે હાથ જોડી કાકા પ્રત્યે કહ્યું," કાકાશ્રી! ક્ષમા

કરો. આજે તમારા શબ્દોએ આ હૃદયને હચમચાવી મૂકી મને જ્ઞાન આપ્યું છે. આજથી તમે મારા મહાન્ ગુરૂવર્ય થયા છો. હું અત્યારે તમારી આજ્ઞા લઈ આ ગૃહનો ત્યાગ કરૂં છું, અને સંસારના વિશાળ મયદાનમાં ભ્રમણ કરી મારા ભાગ્યને અજમાવવા ઈચ્છું છું."

"શું ક્યાંઈ નોકરી ખોળવા જાય છે કે?" વામનરાયે મર્મમાં પૂછ્યું.

"હા, નિરંજન નાથની સેવા કરવાને જાઉં છું. કાકા! મારા આ છેલ્લા શબ્દો સ્મરણમાં રાખજો કે, 'જેને સ્વતંત્રતા પ્રિય છે; તે કદાપિ કોઈની પરતંત્રતા પસંદ કરશેજ નહિ.' ચાલુ જમાનાના કદર વિહીન્ શ્રીમંત મનુષ્યોની સેવા કરવાને બદલે હું મારી ભાગ્યદેવીપર ભરોંસો રાખી મારા દેશના દુઃખી–દરિદ્રી બાંધવોનાં દુઃખ દૂર કરવાની નોકરી સ્વિકારીશ. પ્રભુ મને મારા કાર્યમાં મદદ કરશે એવી મને સંપૂર્ણ ખાત્રી છે. મારો આત્મા પણ અત્યારે એજ અનુમોદન આપે છે. કર્તવ્ય બજાવવાને દુનિયાંનું વિશાળ ક્ષેત્ર મારી સમિપ પડ્યું છે. દેશના દીનજનોના ઉદ્ધારને અર્થે હું તન–મનથી મહેનત કરી દ્રવ્ય સંપાદન કરીશ અને ઉદર નિર્વાહ જેટલું રાખી બાકીનું તેમના પ્રિત્યર્થે જ વ્યય કરીશ." કુસુમકાન્તે હિંમતથી જણાવ્યું.

"છોકરા! મને લાગે છે કે તને તારા બાપના શોકથી ઉન્માદ વાયુ ઉત્પન્ન થયો છે. જો તેમ ના હોય તો તું અત્યારે આવી રીતે બોલવાની હિંમત કરી શકે જ નહિ. તું હજી તારૂં કર્યા વિના ગરીબોને ગરદન મારવાનો ક્યાં વિચાર કરે છે? સાળાં એ ગરીબ ગરબાંએજ આ આખા હિંદુસ્થાનને નિર્ધન બનાવી મૂક્યો છે, તે સઘળા ભણેલા ગણેલા સારી રીતે જાણે છે; એટલે તેઓ ગરીબના નામે તો ત્હારા કપાળમાં ડડામ પણ દેશે નહિ. હજી તો

પોતાનું પેટ ભરવાના વાંધા છે અને ભાઈ વિચાર રાખે છે ગરીબોનાં દુઃખ દૂર કરવાના. કેટલી ગેરસમજ ! અલ્યા ! કહેતો જોઇએ કે અત્યારે તારા ખીસ્સામાં એક રાતી પાઈ પણ છે કે ?"

"મારી પાસે કંઈ પણ છે યા નહિ તે હવે મારે સમજવાનું છે. હું આપની પાસેથી કંઈ પણ યાચનાની ઇચ્છા રાખતો જ નથી. હું તો આ પહેરેલાં વસ્ત્રભેરજ આપના ગૃહનો અત્યારે ત્યાગ કરી ચાલ્યો જાઉં છું. હું દ્રવ્યની યત્કિંચિત્ પણ ચિંત્તા કરતો નથી. 'જે મનુષ્યમાં નીતિનું નૂર રંગેરગે વ્યાપેલું છે, જેને પોતાના આત્મામાં વિશ્વાસ છે અને જે નિયંતા પ્રત્યે દ્રઢ શ્રદ્ધા ધરાવે છે; તેની પાસે દ્રવ્યનો અખૂટ ખજાનો ભરેલો છે. તેને દ્રવ્ય સંપાદન કરવું અસાધ્ય નથી.' કાકા ! એવા મનુષ્યો ધારે તે કરવાને શક્તિમાન છે; તેવાઓને ઝાઝો શ્રમ ઉઠાવવાની પણ જરૂર પડતી નથી. શ્રી લક્ષ્મીદેવી આપોઆપ તેના ગૃહે આવીને નિવાસ કરે છે; અને તે સુજ્ઞ જન લક્ષ્મીનો વ્યય સુમાર્ગે જ કર્યા કરે છે. રાત્રિ દિવસ દ્રવ્યની ચિંતા કરનાર મૂર્ખ છે. લ્યો હવે હું રજા લઉં છું, આપને મારા પ્રણામ છે." આટલું કહી કુસુમકાન્ત વસ્ત્ર પહેરીને જવાને તૈયાર થયો; કે પુનઃ વામનરાયે તેના સામે કટાક્ષમય નેત્રે નિહાળી કહ્યું, "બચ્ચાલાલ ! જાઓછો તો ખરા, પણ કાલે ખાશો શું ? તેનો કંઇ વિચાર કર્યો ? પાછળથી પસ્તાઇ કાકા પાસે આજીજી કરવા આવવું ના પડે એની સંભાળ રાખજો ?"

"તે બાબતની આપ લગીર પણ ચિંતા કરશો જ નહિ. આ કુસુમ જે બોલે છે તે પ્રમાણે જ વર્તે છે. હું કાલે શું ખાઇશ તેની ચિંતા જગ તાતને ધણી છે.

જેણે રક્ષા કરી ઉદરમાં, તે શ્રી હરી સંભાળશે,
જે દીન તાતે દંત દીધા, તેજ ખાવાનું આપશે.

આપે આજ પર્યંત મને આશ્રય આપ્યો છે, તેને માટે હું આપનો ઉપકાર માનું છું. કાકા! જાઉં છું." આટલું કહી કુસુમકાન્ત સજળ નયને ઇંદિરાના સામે એકવાર દ્રષ્ટિ કરી ત્યાંથી ચાલતો થયો. આ વખતે ઇંદિરાની આંખ્યોમાંથી અસ્ખલિત્ અશ્રુધારા વહેતી હતી. તે કુસુમકાન્તને ગએલો જોઇ એકદમ ઉભી થઈ, અને "ભાઇ! ઉભા રહો—ઉભા રહો." કહેતી તેની પાછળ દોડી; પણ કુસુમકાન્ત તો ક્યારનોએ મકાન બહાર નીકળી ગયો હતો. ઇંદિરા શોકાર્ત હૃદયે અંધકારમાં દ્રષ્ટિ ફેંકી પાછી ફરી મકાનમાં આવી. વામનરાયે હાથ મુખ ધોતાં કહ્યું, "ઠીક થયું કે એ પત્થરો એની મેળે જ ચાલ્યો ગયો; નહિ તો મોડું વ્હેલું મારે જાતે જ તેને જવાનું કહેવું પડત."

"હા, ખરૂં છે. ગત દહાડો રેઢીયાળની માફક ખાઇને પડી રહેતો અને અનાજનો દોઢ શેર ખાડો પાડતો. કાશ ગઇ ગયો તે." વામનરાયની પત્ની કપિલાગૌરીએ વાકયપૂર્તિ કરી કહ્યું. વામનરાય પંચીયું પહેરી હસતા-હસતા મેડાપર ચાલ્યા ગયા. ઇંદિરા કકળતા અંતઃકરણે નવી માતાની સાથે વાળુ કરવા લાગી. રાત્રિના દસ વાગવા આવ્યા હતા. અમાવાસ્યાનો ભિષણ અંધકાર અવનિપર પથરાયો હતો. આવા વખતે નિરાધાર કુસુમકાન્ત તેના કાકાના મકાનનો ત્યાગ કરી પોતાની ભાગ્યદેવીપર ભરોંસો રાખી બહારના અંધકારમાં અદ્રશ્ય થઈ ગયો.

---

## ૪

### સ્મશાનમાં.

* I am always content with that which happens; for I think that what God chooses is better than what I choose. Seek Not that things should happen as you wish, but wish the things which happen to be as they are, and you will have a tranquil flow of life.

Epictetus.

રાત્રિના દ્વિતીય પ્રહરનો આરંભ થઈ ચૂક્યો હતો. અંધકારે જગતને કાળી ચાદર ઓરાઢી હતી. મ્યુનિસિપાલીટીનાં ફાનસો ઝાંખાં ઝાંખાં પ્રકાશી રહ્યાં હતાં. કેટલાક લોકો નાટક–સિનેમા જોવાને ઝડપથી જતા હતા. કેટલાક ખુલ્લા ચોગાનમાં બેશી મિત્ર મંડળ સાથે વાર્તાલાપ કરતા ગાયન ગાઇ આનંદ કરતા હતા, કેટલાક પોતાના જીલ્લાના નાનકડા બજારમાં ( ચકલામાં ) ખાઈ પી પાન સોપારી ખાવાને માટે જતા હતા. ચા પાન વાળાઓની દુકાને તો જબરી ભીડ થઇ રહી હતી. ગ્રાહકો પાન સોપારી સોડા–લેમનની ઉપરા ઉપરી

* જે કાંઇ થાય છે તેથી હું હમેશાં સંતોષ પામું છું, કારણ કે મારી ઇચ્છા પ્રમાણે થાય તે કરતાં પ્રભુની ઇચ્છા પ્રમાણે થાય એ હું ઉત્તમ સમજું છું. તમારી ઇચ્છા પ્રમાણે થાય એવી આશાને હૃદયમાં કદીપણ સ્થાન આપશો નહિ. પરંતુ જે સ્વરૂપે તે થવાની છે, તેવીજ ઇચ્છા રાખો. આ પ્રમાણે વર્તવાથી તમે શાન્તિનું અખંડ ઝરણું તમારા જીવનમાં આનંદ આપતું જોશો.

માગણીઓ કરી રહ્યા હતા. દુકાનદારો સોડા-લેમનની બાટલીઓ ફટો ફટ ફોડી ગ્રાહકોના કર કમળમાં અર્પણ કરતા હતા. હોટેલોમાં પણ કપ-રકેબીયોના ખડખડાટ કર્ણને કઠોર લાગી રહ્યા હતા. ચા દેવીના હોટેલ મંદિરમાં બિરાજમાન થએલા કેટલાક ઉચ્ચ કુટુંબના લાલ યુવકો તેમના મિત્રો સાથે બેશી ઠંડા પ્હોરનાં ગપ્પાં મારી આનંદ મેળવતા અને વ્યસની રોગી ભીલ વાઘરી વગેરે હલકી કોમના મુખે અડકેલી રકેબીયો પોતાના મુખદ્વાર આગળ રાખી શરીરને સૂકું બનાવનાર-ષંઢત્વ પ્રાપ્ત કરાવનાર ગરમા ગરમ ચાનો યથેચ્છ ઉપયોગ કરવા હતા. મુસલમાનભાઇઓ પણ તેમના સ્વજ્ઞાતિ ચા વાળાની હોટેલપર બેશી તેમના જ્ઞાન પ્રમાણે ગમ્મત સાથે આનંદ મેળવતા હતા. કેટલાક લંપટ અર્ધદગ્ધ યુવાનો મુખમાં પાનના ડૂચા મારી સરિયામ રસ્તાપર આડાઅવળા ફરી રસ્તે આવતી-જતી કુળવાન સન્નારીયોનું અપમાન કરી યાતો મશ્કરીનું લજ્જાસ્પદ કાર્ય કરી ક્ષણીક આનંદ અનુભવી પ્રભુના અપરાધિ બનતા હતા. કોઇ-કોઇ ઈસલામી બિરાદરો કાનને પ્રિય-અપ્રિય થઇ પડે એવી ઉર્દુ ગઝલો અને શયરો લલકારી મઝા મેળવતા હતા. પોલિસ પટાવાળાઓ પણ પહેરો ભરી તેમની ફરજ બજાવતા હતા. આવો આનંદપ્રકાર શહેરનાં નાનાં બજારોમાં ચાલી રહ્યો હતો. આ વખતે વામનરાયના ઘેરથી નીકળેલો કુસુમકાન્ત વિચારમાં તદ્રુપ બની દિલ્હી દરવાજા બહાર નીકળી દૂધેશ્વરના સ્મશાનક્ષેત્ર તરફ જવા લાગ્યો. બહાર ભિષણ અંધકાર વ્યાપેલો હતો. તે થોડેક દૂર ચાલી એકાએક ઉભો રહ્યો; અને આસપાસ અંધકારમાં દૃષ્ટિ ફેંકી આત્મગત બોલવા લાગ્યો કે, " આ દુઃખમય સંસારમાં મારૂં હવે કોઇ નથી. મારે આશ્વાસન મેળવવાનું સ્થાન પણ હવે રહ્યું નથી. પિતાજી વિના શૂન્ય થએલા મારા નાનકડા ઘર તરફ જતાં મારા પગ ઉપડતા નથી; ઉપડો

કે ન ઉપડે। પણ હવે તે શાન્તિદાયક ભૂમિને। આશ્રય લીધા વિના છૂટકે। નથી. કાકાનું મોટું મકાન હવે મારે શું કામનું ? તેમ મારે પણ હવે એક શ્રીહરી સિવાય અન્યની શા માટે દરકાર રાખવી જોઇએ ? હું જગતતાતે આપેલા આ હાથપગથી સખ્ત પરિશ્રમ ઉઠાવીશ અને મારા સ્વર્ગસ્થ પિતાએ અર્પેલા વિદ્યાદાનથી પ્રમાણીકપણે વર્તી દ્રવ્ય સંપાદન કરી દેશસેવા કરીશ. ભલે લોકના થોક હાલ તે। ફાવે એમ બોલે. દુઃખીયાને દુનિયાંની દરકાર હોતી નથી. સંસાર ગાડાંના પૈડાં જેવો છે. લોકો ગરીબને નિંદે છે, અને સુખી દુષ્ટ હોય, દમડી પણ દાનમાં આપતો ન હોય તેને વખાણે છે. આ દોરંગી દુનિયાંનાં સગાં સહોદર સુખમાં સાથે વસે છે અને દુઃખમાં દૂર ખશી જાય છે. હું તેવાં સ્વાર્થી સગાંઓથી જુદો છું, મારા વિચાર જુદા છે. હું સમય આવે મારા વિચારને અમલમાં મૂકી અજ્ઞાનતાના વમળમાં ઘસડાતા, લોકોની નિંદાએ। કરી અલ્પ આનંદ મેળવતા, કોઇને સુખી જોઈ હૃદયમાં બળી મરતા, પરસ્પરમાં દ્વેશ બીજ વાવતા અને પૈસા એકત્ર કરવામાં જ જીવનનું સાર્થક સમાએલું છે એમ સમજનારાઓની અંધ આંખ્યો ઉઘાડી, તેમનામાં જ જ્ઞાનનાં બીજ રોપી આખરે સ્વાત્મ અભિમાન પ્રાપ્ત કરાવનાર છું. શ્રી પરમાત્મા મને મારા કાર્યમાં મદદ રૂપ થઈ પડશે. મારો પવિત્ર અંતરાત્મા પણ કહે છે કે તારૂં ધારેલું અવશ્ય સિદ્ધ થશે. સુવર્ણ અગ્નિમાં ખૂબ તપી કસોટીએ ચઢીને જ આખરે કુંદન કહેવાય છે.મનુષ્ય માત્રને વિપત્તિના વાદળમાંથી પસાર થવું પડે છે. તેમાં નીતિવાન્-સત્યાગૃહીને। જ આખરે વિજય થાય છે. ભલેને હાલ લોકો મને ગમે એમ કહે; પરંતુ હું તો મારા આત્માની ઇચ્છા મુજબ ચાલીશ. હવે તો,

કાળા ભલે ગોરા કહે, ગોરા કદી થાવું નથી,
સાહેબ કહેવાતા ભલે, સાહેબ કહેવાવું નથી.
× × × ×
પક્વાનના લોભી તમે, ભટકો ભીખી પર ઘેર ભલે,
સૂકી છતાં પણ ભાખરી, હાથે રળી મૂજને ગમે.
જૂઇ જાઈ ચંબેલી વિષે, મીઠી મઝા તમને મળે,
કાંટા ભર્યું પણ પુષ્પ એ, ગુલાબનું મુજને ગમે.
પ્રમાદથી પોઢો તમે, મશરૂ તણી શૈય્યા વિષે,
ઉજાગરે આનંદ કંથા, ધાગડી મૂજને ગમે.
માંખણ ઘશીને મેળવો, મોટા ભલે ખેતાબને,
લૂખી છતાં સ્નેહે મળે, એ નામના મુજને ગમે.
પરની હવેલી જોઇને, પરીસ્તાન સમ માનો તમે,
દીન ઝુંપડી પિતા તણી, નિસ્તેજ પણ મૂજને ગમે.
અન્ય દેવની ઉપાસના, તમને ભલે સુખ શાન્તિદે,
પણ મોક્ષ દાયી સેવના, સ્વદેશની મુજને ગમે.

હવે એજ નિશ્ચય. ઓ અશાન્તિમય હૃદય ! ચાલ, આપણે અત્યારે એક અપૂર્વ શાન્તિ સ્થળમાં ગમન કરી સ્વર્ગસ્થ પિતાની દહન ભૂમિની પવિત્ર મૃતિકાનું લલાટમાં વિજય ચિહ્ન ધારણ કરી સંસારના વિશાળ મયદાનમાં વિચરીએ. ” આવી રીતનો નિશ્ચય કરી કુસુમકાન્ત આગળ ચાલ્યો; અને વોટર વર્કસને બાજુમાં મૂકી સરિતા તરફ મંદમંદ પગલે જવા લાગ્યો. તે પ્રતિક્ષણે આસપાસ નજર કરી કુદરતની કરામત સાથે ભિષણ અંધકારમાં ઉદ્ભવતા ભયંકર ભાસ અવલોકતો આગળ ચાલ્યો જતો હતો. શાન્ત રાત્રિનું સામ્રાજ્ય ફેલાએલું હતું. સરિતાનો શિતળ સુખકારક સમિર આલ્હાદ્જનક લાગતો

હતો. નિલાકાશમાં અસંખ્ય નક્ષત્ર ગણો હિરાની માફક ઝગઝગી રહ્યાં હતાં. સ્થળે શાન્તિ વ્યાપેલી હતી; પરંતુ કવચિદ્દ જળચર પ્રાણીઓના ધ્વનિ અશાન્તિ ઉત્પન્ન કરતાં હતાં. રજની દેવીએ વસુધાને શ્યામ સાડી પહેરાવી ભયાનક સ્વરૂપ ધારણ કરાવ્યું હતું. વૃક્ષો અંધકારમાં ભૂતના ઓળાની માફક ભાસતાં હતાં. આ વખતે પવિત્ર સાબરમતિને કિનારે આવેલું દુધેશ્વરનું સ્મશાન ક્ષેત્ર ઘણું ભયાનક ભાસતું હતું. ત્યાં પડેલાં સડેલાં હાડકાંને પવનનો સ્પર્શ થવાથી ભડકા થતા હતા. આ દુધેશ્વરની પુણ્ય ભૂમિ દુઃખીયાંઓને ચિરકાળની શાન્તિ આપનારી હતી. ગરીબ તવંગર પણ આ ભૂમિમાં ભષ્મ થઇને કૃત્ય કર્મોનો જવાબ આપવાને અક્ષય ધામમાં જતા હતા. શ્રીમહાદેવ પાસેથી વરદાન મેળવી મદાંધ થએલા વત્રાસુર નામક અસુરથી ત્રાસ પામી દેવલોકોને પણ આ પવિત્ર ભૂમિપર આવી ત્યાં નિવાસ કરતા મહાન્ તપોમય ઋષીરાજ "દધીચી" નું શરણુ સ્વિકારવું પડયું હતું. પરોપકારાર્થે જ મનુષ્ય જીવન છે, એવું સમજનારા ઋષીએ યોગબળથી અસુરનું મૃત્યુ જાણી લીધું કે, તેનું મૃત્યુ ફક્ત મારા દેહ પિંજરમાં રહેલાં હાડકાંનું શસ્ત્ર બનાવીને મારવાથીજ છે. એવામાં દેવલોકોએ પણ તે મહાન્ ઋષીરાજની સ્તુતિ કરી તેમના દેહની યાચના કરી. પારકાના કલ્યાણમાં મહદ્દ પુણ્ય સમજી મહામૂનિ દધિચીએ સમાધી દ્વારા પ્રાણ ત્યાગી દેહનું દેવને દાન કર્યું. દેવતાઓએ તેમના દેહમાથી હાડકાં કાઢી એક વજ્રાસ્ત્ર બનાવ્યું; અને તેમણે હર્ષિત થઈ ત્યાં ઋષીના નામના મહાદેવ સ્થાપન કરી આસપાસની ભૂમિને પૂણ્યમયી બનાવી. તે પછી શસ્ત્રને ગંગા જળથી શુદ્ધ કરી દેવતાઓએ સ્વર્ગમાં ગમન કરી તે શસ્ત્રવડે દુષ્ટ દૈત્યનો નાશ કર્યો. આવા પરમ પવિત્ર પૂણ્યધામમાં રાત્રિના સમયે કુસુમકાન્ત ધડકતા હૃદયે પોતાના પિતાના દેહને જ્યાં

ભષ્મિભૂત કરવામાં આવ્યો હતો, ત્યાં આવીને ઉભો રહ્યો. છમાસ થઇ ગયા હતા પણ તેને એ સ્થળનું વિસ્મરણ થયું નહોતું. આસ્થળે આવીને થોડીકવાર ઉભા રહ્યા પછી તેને શાન્તિ પ્રાપ્ત થઈ હોય એમ જણાવા લાગ્યું. તેણે ઘુંટણીએ પડી આકાશ સામે જોઈ બે હાથ જોડી પ્રભુની સ્તુતિ કરી. બાદ શાન્ત પ્રકૃતિનું અવલોકન કરી તે એકાએક બોલી ઉઠ્યો, " હા ! મનુષ્ય માત્રને એક દિવસે માટીમાં મળી જવાનું છે. એ ગર્વ ઘેલાં મનુષ્યો !

મળ્યો મોંઘો મનુષ્યાજન્મ, કરી નાખ્યો અરે સસ્તો,
કરેલાં કર્મને સંગાથ, જવાનો આજ છે રસ્તો.

ચેતો, એ લલના લક્ષ્મીમાં લલચાઇ અંધ થએલા જનો ! ચેતો, કાળ ઉંદર કાતર લઇને બેઠો છે, સમય પાણીના પૂરની માફક વહી જાય છે; માટે ચેતો, જીવનની સફળતા પ્રાપ્ત કરી લ્યો. પરલોકમાં સુખી થવા તમારી આંધળી શ્રદ્ધાઓને એટલેથીજ અટકાવી તમારા દ્રવ્યનો સુમાર્ગે વ્યય કરી ભૂખે મરતાં ગરીબ—અનાથોના આશ્રયદાતા થઇ મહાન્ આશિર્વાદ મેળવી લ્યો. પાછળથી કંઈપણ થઇ શકશે નહિ. જે વખતે તમારૂં શરીર શિતળ પડી જશે, કાળાં ધોળાં કરી મહા પ્રયાસે મેળવેલી તમારી પૂંજી તમારા પુત્રાદિકોના કબજામાં જશે; પશ્ચાત્ તમારાથી કંઇ પણ નહિ બની શકે. ગયો સમય ફરીથી પ્રાપ્ત થનાર નથી. માટે સાવધ થઈ પરલોકનું ભાતું તૈયાર કરી લ્યો. " આમ બોલતો કુસુમકાન્ત થોડીકવાર મૌન્ન રહી પુનઃ બોલવા લાગ્યો.

" અહા ! આ શાન્તિ ક્ષેત્રમાં હું અત્યારે અનહદ શાન્તિ અનુભવી રહ્યો છું. પ્રભો ! તમારી ઘટમાળ ન્યારીજ છે. આ નિરાધાર કુસુમને હવે સાચું શરણુ તમારૂં જ છે. પરમાત્મન્ !

તમે માતા તમે પિતા, પ્રભુજી પ્રાણુથી પ્યારા,
ન રહેશો નાથજી ન્યારા, હૃદય આધાર છો દેવા !
અમરપદ આપને ચરણે, અચળ સુખ શ્યામને શરણે,
સ્મરણુ રહેજો જીવન મરણે, જગતના તાર છો દેવા.
જીવનની ડુબતી નૌકા, લથડતી ખાય .છે ઝોકાં,
દુરિતના તોડવા ડક્કા, તમે તલવાર છો દેવા !
શિખાવો ભાવને ભક્તિ, ઉતારો અંતરે યુક્તિ,
મળો મઝધારમાં મૂક્તિ, અસારે સાર છો દેવા !

મારા ભાગ્યના કર્તા—હર્તા પ્રભુ ! આપને આ રંક બાળકના અનંત કોટી પ્રણામ છે. ” કુસુમકાન્તે પુનઃ સર્વાન્તર વ્યાપી પ્રભુને પ્રણામ કરી પિતાની દહન ભૂમિ તરફ જોયું. તે શાન્ત વદને ઘણીવાર બેશી રહ્યો. ધીમે ધીમે બની ગએલા બનાવ તેની દ્રષ્ટિ સમક્ષ ઉપસ્થિત્ થવા લાગ્યા. પિતાની હયાતી વખતના પ્રસંગોનું સ્મરણ થયું. પિતાનો અપ્રતિમ પ્રેમ યાદ આવ્યો, હવે એ પિતાનું કોટી કાળે પણ દર્શન થશે નહિ જાણીને તેનું કોમળ હૃદય ભરાઇ આવ્યું. ઘડી પર ઉદ્‌ભવેલા વિચારો જતા રહ્યા અને છેવટે પિતા પ્રત્યેના પ્રેમે પિત્રુભક્ત પુત્રને રડાવ્યો. કુસુમકાન્તના નેત્રોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. તેણે લગભગ અર્ધો કલાક સુધી રડી હૃદયભાર ઓછો કરી ગળગળે સાદે બોલવા માંડયું, “ દુઃખીઆરા માણસને દુઃખમાં દુઃખ જ આવી પડે છે, સુખ તો પૂર્વના કોઇક સંસ્કારીને જ આવી મળે છે. મારી વ્હાલી માતા પણ આ ભાગ્યહિનને બાલ્યાવસ્થામાં મૂકીને જ મરણને મળી ચૂકી હતી; પરંતુ મારા પૂજ્ય પિતાજી અતિશય શ્રમ ઉઠાવી મને કંઇ પણ ઓછું આવવા દેતા નહિ. હા ! આખરે તે પિતા પણ આ કમનશીબને સંસાર સિંધુમાં એકલો મૂકી પરલોક પ્રયાણ કરી ગયા. હા ! પિતા ! તમારૂં સ્નેહાળ મૂખડું યદ્યપિ દૂર થતું નથી. તમે એકવાર તો બોલી

મારા હૃદયમાં શાન્તિ જળ સીંચો. આ તમારો પ્રિય પુત્ર કે જે અંધ-કારમાં ઘરની બહાર પણ નહોતો નીકળતો, તે અત્યારે આ ભિષણ અંધકારમાં સ્મશાન ક્ષેત્રમાં આવીને અશ્રુ વિસર્જન કરે છે. બાપુ! આવો, અને તમારા સ્નેહાળ શબ્દો વડે આ મુંઝાતા હૃદયને શાન્તિ આપો. તમે મારો એક શબ્દ સાંભળી મારી પાસે દોડી આવી મને વ્હાલથી છાતી સરસો ચાંપતા, તે તમારૂં વ્હાલ અત્યારે ક્યાં ગયું?" આવી રીતે બોલતા કુસુમકાન્તે આસપાસ નજર ફેરવી. થોડીવારે તેને તેના નિર્મળ થએલા હૃદયનું ભાન થયું. તે આંખ્યો લ્હોઈ ઉભો થઈ બોલી ઉઠયો, "અહા! મારી કેટલી બધી નિર્બળતા! હૃદય સ્વસ્થ થા. પિતાજી તો હવે કોટી કાળે પણ મળનાર નથી; તેમનો પવિત્ર આત્મા દિવ્ય ધામમાં ગમન કરી ગયો છે અને તેમનો જડ દેહ આ પવિત્ર ભૂમિપર ભષ્મ થઈ આ પુણ્યમયી ગંગાના પ્રવાહમાં ઘસડાઈ સાગરમાં અદસ્ય થઈ ગયો છે. ખરેખર! સૌને એ આંખ્યોની જ શરમ પડે છે. પિતાજીના મરણને હજી તો છ માસ થયા છે; એટલામાં તો સગા કાકાએ પણ સ્વાર્થ વૃત્તિને વશ થઈ મને તિરસ્કારી કાઢયો. મારા કાકાએ દ્રવ્યથી અંધ થઇ પોતાનું કર્તવ્ય વિસારી મૂક્યું છે. હા! મહાદેવી લક્ષ્મીની પણ માયા અજબ છે. તે સમય આવે મોટા ધર્મિષ્ટને પણ અનીતિના ખાડામાં હડસેલી મૂકતાં વાર કરતી નથી. લક્ષ્મીના લોભે પ્રમાણિક મનુષ્યો પણ વખત આવે પ્રમાણિકતાને દૂર કરે છે. તે મુજબ મારા કાકાએ પણ સમજવા છતાં નીતિને તિલાંજલી આપી દીધી છે.

પરમાત્મા! તે મારા કાકાની રાક્ષસ વૃત્તિને દૂર કરી તેમને યથાર્થ જ્ઞાન અર્પો, કે જેથી તેઓ પોતાનું જીવન ઉજ્વળ કરે." આમ બોલી કુસુમકાન્ત ઉંચે જોઈ રહ્યો. આખરે પાછલી રાત્રિનો સમય થયો. શિતળ અનિલ શરીરને સ્પર્શ કરી શિતળતા જણાવવા લાગ્યો.

શહેરમાં આવેલી મીલોની વ્હિસલો વાગવા માંડી. જ્યારે પૂર્વ સમયના બ્રાહ્મણો સંધ્યા વંદનને માટે પાછલી રાત્રિએ જાગૃત થઈ શાન્ત સૃષ્ટિને જાડાવવાને અર્થે શંખ ધ્વનિ કર્તા, ત્યારે સાંપ્રત સમયમાં શંખને બદલે સૂત્રયંત્રાલયની સીટીઓ ઉપરા ઉપરી અવાજ કરી બ્રાહ્મણ-વૈસ્ય-શુદ્ર આદીને જાગૃત કરી સૂચન કરતી કે, જાગો અને ઝટપટ પ્રાતઃકર્મથી પરવારી તમારૂં ઉદરપોષવાને અર્થે જલ્દીથી સૂત્રયંત્રાલયમાં ચાલ્યા આવો.

સીટીયોના અવાજ સાંભળી કુસુમકાન્ત ઉભો થઇ સરિતામાં સ્નાન કરવા ચાલ્યો. તેની પાસે પલાળવાને અન્ય વસ્ત્ર નહોતું. તે ફક્ત એક પહેરણ અને ધોતીયાભેર કાકાના ગૃહેથી નીકળ્યો હતો. તેણે સમય વિચારી પહેરણ પહેરી જયગંગેનો ઉચ્ચાર કરી નદીમાં પડતું નાખ્યું. પવિત્ર જળનો સ્પર્શ થવાથી તેના શરીરમાં કંઇક નવુંજ ચૈતન્ય આવ્યું. તેની અશાન્તિ દૂર થઇ. કુસુમકાન્તે સરિતાની સ્તુતિ કરી સ્નાન કરી લીધું અને બહાર નીકળી ધોતીયું પહેરી પહેરણને ધોઇ રેતીમાં સૂકવી દીધું. બાદ તેણે પ્રથમની જગાએ આવી પિતાના ભૂમિ-દાહના સ્થળેથી મૃતિકા લઇ લલાટે લગાવી ત્યાં બેશી પુનઃ પ્રભુનું ધ્યાન ધર્યું. એ અરસ્સામાં એક સંન્યાસી સ્નાનાર્થે ગંગા તરફ આવતો જણાયો. તે થોડીવારમાં નેત્રો બંધ કરી પ્રભુના ધ્યાનમાં ધ્યાનસ્થ થએલા કુસુમકાન્તની નજીક આવ્યો અને તેને એવી રીતે આ વખતે બેઠેલો જોઈ ચોંક્યો. તે આત્મગત્ બોલી ઉઠયો કે, " અરે! આ સુકુમાર યુવક કોણ હશે ? તેને આ સ્મશાનમાં આવી ધ્યાન ધરવાનું શું કારણ હશે ? " સંન્યાસી બાવાના મનમાં અનેક પ્રકારના તર્ક-વિતર્ક થવા લાગ્યા. તેમણે ત્યાં ઉભા રહી ઝાંખા પ્રકાશમાં કુસુમકાન્તના મુખનું અવલોકન કર્યું. તેનું ગૌરમુખ, વિશાળ લલાટ અને દીર્ઘબાહુનું નિરીક્ષણ કર્યા પછી તે સંન્યાસીના મુખમાંથી કંઇક ગુઢ

આશય વાળું છૂપું હાસ્ય નીકળી ગયું. તેમના હાસ્યની સાથેજ કુસુમકાન્તની આંખ્યો પણ ઉઘડી ગઇ. તત્કાળ તેની નજરે શાન્ત—ગંભીર યોગિરાજ પોતાની સામે ઉભેલા જણાયા. બ્રહ્મ મૂહુર્તમાં સંન્યાસીનાં દર્શન થવાથી તેના આનંદનો પાર રહ્યા નહિ. તેણે ઉભા થઇ સંન્યાસી બાવાને બે હાથ જોડી પ્રણામ કરી શિર નમાવ્યું. સંન્યાસીએ તેના માથે હાથ મૂકી કહ્યું, “વત્સ ! તું કોણ છે અને અત્યારે આ સ્થળે આવી ધ્યાન ધરવાનું શું કારણ છે ?”

“પ્રભો ! આપ અંતરયામી છો, હું શું કહું ? ટુંકામાં આ સંસારની નજરે હું એક દીન દુઃખી છું.” કુસુમકાન્તથી વિશેષ બોલાઇ શકાયું નહિ. સંન્યાસીએ ગંભીરતાથી તેના સામે જોઇ કહેવા માંડયું, “બચ્ચા ! તારા શબ્દોપરથી સમજાય છે કે તારામાં જ્ઞાન દીપક પ્રકટ થએલો છે, આ સંસારમાં ચાલતી સુખ દુઃખની ઘટમાળથી તારે ગભરાવું જોઇએ નહિ. દિવસના અંતે રાત્રિ અને રાત્રિના અંતે દિવસ થયાજ કરે છે; તેવીજ રીતે આ સંસાર સાગરમાં સુખ દુઃખનાં દ્વિચક્ર હમેશાં ફર્યા કરે છે. બચ્ચા ! જણાવતો ખરો કે તું હાલ કેવા પ્રકારના કષ્ટથી મુંઝાય છે ?” સંન્યાસીના આશ્વાસન યુકત શબ્દો સાંભળી કુસુમકાન્તે પોતાની અથઇતિ વાર્તા તેમને કહી સંભળાવી. તે સાધુમહારાજ વામનરાયને સારી રીતે ઓળખતા હોવાથી, તેનું અંદરથી આવું નિંદ્ય વર્તન સાંભળી ઘણા દિલગીર થયા. તેમણે થોડીકવાર શાન્ત રહી કહ્યું, “તું મનમાં લગીર પણ દુઃખ ધરીશ નહિ. તારૂં ભવિષ્ય ઉજળું છે. તારા દેશસેવાના વિચાર પ્રત્યે મારી સંપૂર્ણ સહાનુભૂતિ છે. બચ્ચા ! મારે તારા જેવા યુવાનોની ઘણી જરૂર છે. મ્હેં આ ભગવો વેશ દેશસેવાને અર્થેજ ધરેલો છે. ‘જે પૂર્વાવતારમાં દેવ હોય છે તેનાજ હૃદયમાં દેશસેવા જાગ્રત થાય છે.’ જેના મુખમાંથી દેશસેવાનો એક શબ્દ પણ નીકળ

ળતો નથી, તે ખરેખર મૂર્ખ અને પિશાચ તુલ્ય છે. તારી અપ્રતિમ દેશસેવાની ઇચ્છા જોઇ હું પ્રસન્ન થયો છું અને તને આ પ્રભાતના પ્હોરમાં જ આશિષ આપું છું કે તારા વિચાર સફળ થઇ તારી કીર્તિનાં યશોગાન ચારે તરફ ગવાઓ. બચ્ચા! આ સંસાર અટપટો છે. તે સમય આવે મહા જ્ઞાનીયોને પણ ગોથાં ખવરાવે છે. તું ધર્મને સારી રીતે જાણે છે એટલે હું તને વિશેષ કહી શકતો નથી; પણ તેની સાથે તને આટલું ખાસ કરીને કહેવું પડે છે કે, ' આ સંસારની મોહમયી માયા તને એક વખત લલચાવી ઉન્નતિના શીખરેથી ઢોળી પાડી નીતિથી ભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કરશે.' તે વખતે સંભાળજે અને મારાં આજનાં વચનો યાદ કરજે. કુસુમ! હવે મારે સ્નાનાદિક કર્મ કરવાનો સમય થયો છે. તું પણ હવે તારી ઇચ્છા મૂજબ તારે ઘેર જા. પ્રભુ સૌ સારાં વાનાં કરશે. બચ્ચા! સમય મળે મારા આશ્રમમાં આવતો રહેજે. હું તને સ્વદેશ સેવાનું કંઇક નવુંજ રહસ્ય સમજાવીશ."

"પ્રભો! આજથી આપ મારા પરમપૂજ્ય ગુરૂ થયા છો. હું આપના આશિર્વાદથી મારૂં કાર્ય પૂર્ણ કરીશ. મહાનુભાવ! આપનો પવિત્ર આશ્રમ કયા સ્થળે આવેલો છે?" કુસુમકાન્તે કરજોડી પૂછ્યું.

"મારો આશ્રમ આ પવિત્ર સાભ્રમતિને કિનારે આવેલો છે અને તે હાલ નારાયણઘાટની પાસે રામઆશ્રમના નામથી ઓળખાય છે. હું ત્યાં નિવાસ કરૂં છું. તું જરૂર ત્યાં આવજે." આટલું કહી સંન્યાસી મહારાજ પ્રભુ સ્મરણ કરતા સરિતા તરફ ચાલ્યાં ગયા. તે પછી કુસુમકાન્તે પણ ત્યાં વિશેષ વાર નહિ રોકાતાં સૂકાએલું પહેરણ પહેરી પોતાના ગૃહ તરફ જવાને પ્રયાણ કર્યું.

## ૫

### મિત્રમંડળ.

" સાગળ જળ છીપ મોધાં મોતિ,
ખંતીલા લે જ્ઞાને ગોતિ;
સતત પ્રયાસો સત્ય કસોટી,
શ્રદ્ધા શ્રમ વણ વાતો ખોટી. "

પ્રાતઃકાળ થયો હતો. આમ્રકુંજમાં કોયલ ટહુકાર કરી રહી હતી. પૂર્વાકાશમાં ગુલાબી રંગ પથરાયો હતો. મનુષ્યો જાગૃત થઇ પોત પોતાના ઓટલા પર બેશી દાતણ કરી રહ્યાં હતાં. કેટલાંક ગંગાએ સ્નાનાર્થે જતાં હતાં. કેટલાંક શાકભાજી ખરીદવાને બજાર તરફ ગમન કરતાં હતાં. નિશાળીયાઓ સવારની સ્કુલ હોવાથી નિશાળ તરફ જતા હતા. આ વખતે સ્મશાનમાંથી નીકળેલો કુસુમકાન્ત પોતાના ગૃહે આવ્યો. તેને સવારના પ્હોરમાં ઉઘાડા માથે ઘેર આવેલો જોઈ લોકોને વ્હેમ પડયો કે કોઈ મરી ગયું કે શું ? મહોલ્લાના લોકો તેની પાસે આવી પૂછપરછ કરવા લાગ્યા. કુસુમકાન્તે ટુંકામાંજ સઘળી વાત કહી તેમના મનનું સમાધાન કર્યું.

લોકો નિષ્ઠુર હૃદયના વામનરાયની નિંદા કરતા પોતપોતાના ઘરમાં ચાલ્યા ગયા. કુસુમકાન્તે ઘર ઉઘાડી અંદર પ્રવેશ કરી મકાનને વાળી ઝુડી સાફ કરી નાખ્યું. મહોલ્લાની બે વૃદ્ધ ડોશીયો તેને કામમાં મદદ કરવા લાગી. નવ વાગતામાં તો તેણે ઘરમાં સઘળું ઠીક ઠાક કરી દીધું. તે પછી ઘરને તાળું વાસી કુસુમકાન્ત તેના એક મિત્રને ત્યાં જવાને નીકળ્યો. માર્ગમાં મળતા લોકો તેની પાસે આવી ઘેર રહેવા આવવાનું કારણ પૂછતા અને કુસુમકાન્તના વ્યાજબી જવાબ

સાંભળી વામનરાયને ગાળો દેતા ચાલ્યા જતા. કાકાએ ભત્રીજાને કાઢી મૂક્યો એવી વાતો સઘળે થવા લાગી. કુસુમકાન્ત થોડીવારે મિત્રને ઘેર આવ્યો. તેના મિત્રનું નામ નવનિતરાય હતું. તે ભદ્રમાં રહેતો હતો. તે આ વખતે મેડા ઉપર આરામ ખુરશીમાં પડી હિંદુસ્થાન પેપર વાંચતો હતો. નીચેના ભાગમાં તેની પત્ની સુશિલા રૂટવપર સ્વામીને માટે ચ્હા તૈયાર કરતી હતી. એવામાંજ કુસુમકાન્તે દ્વાર ઉઘાડી અંદર પ્રવેશ કર્યો. તેને જોતાંજ ચોકમાં બેઠેલી સુશિલા આશ્ચર્ય પામી બોલી ઉઠી, "કોણ કુસુમકાન્ત ભાઈ! આજે કંઈક ઘણા દહાડે દર્શનનો લાભ આપ્યો?"

"હા, ભાભી! કુશળ તો છો ને? મારા ભાઈ શું કરે છે?"

સુશિલા જવાબ આપે તે પહેલાં તો નવનિતરાય ધબડ-ધબડ નીચે ઉતરી આવ્યો અને કુસુમકાન્તનો હાથ પકડી બોલી ઉઠ્યો, "મારા બંધુ! તું ખુશીમાં તો છે ને?"

"હા, હાલનો તને અને આ મારાં ભાભીને કુશળ જોઈ હું ખુબ ખુશી થયો છું." કુસુમકાન્તે કહ્યું.

"કુસુમ! હજી તારો મશ્કરી કરવાનો સ્વભાવ ના ગયો. ભાઈ! તું હાલમાં આ તરફ કેમ આવતો નહોતો? શું પૈસાદાર કાકાને ત્યાં જઈ આ ગરીબ મિત્રને ભૂલી જવાતું હશે કે?" નવનિતરાયે તેને લઇ હિંચોળાખાટ પર બેસતાં કહ્યું. કુસુમકાન્ત મૌન્ન રહ્યો. એવામાં પુનઃ સુશિલાએ કહ્યું, "મને પરમ દિવસે ઇંદિરા બ્હેન મળ્યાં હતાં, મ્હેં તેમને તમારૂં કુશળ પૂછ્યું હતું. કુસુમકાન્તભાઈ! માનો યા ન માનો પણ તમે તમારા કાકાને ઘેર જઇ સુકાઈ તો ગયા. શું ત્યાંના સુખમાં કંઈ ન્યુનતા હતી કે પછી બીજું કાંઇ?"

"ભાભી! કાકાના ઘેર મળેલું સુખ હું આ જન્મમાં તો વિસ-

સ્નાર નથી. જો મને ત્યાં લગીર પણ સુખ મળ્યું હોય તો તે ફક્ત બ્હેન ઇંદિરાના આશ્વાસનયુક્ત શબ્દોનુંજ." કુસુમકાન્ત આગળ બોલી શક્યો નહિ. નવનિતરાય આશ્ચર્ય પામી બોલી ઉઠયો, "હેં! તું આ શું કહે છે? શું વામનરાયને ઘેર રહેવાથી તું દુઃખી થયો? કુસુમ! તારૂં બોલવું મને શંકા ઉત્પન્ન કરે છે. તું સઘળી સત્ય હકીકત જણાવ?"

કુસુમકાન્તે તેનો અત્યંત આગ્રહ જોઇ સઘળી વિતક વાર્તા કહી સંભળાવી.

નવનિતરાય અને સુશિલા વામનરાયપર ધિક્કારનો વર્ષાદ વરસાવવા લાગ્યાં. નવનિત ગુસ્સાથી રાતો પીળો થઇ બોલી ઉઠયો, "વામનરાય જેવા કર્મ ચંડાળોના પ્રતાપથીજ આ દેશ દુઃખ દરિયામાં ડૂબ્યો છે. જેને પોતાના ભત્રિજાની લાગણી ન થઈ તેને અન્યની ક્યાંથી થાય. કુસુમ! ગભરાઇશ નહિ, તું મારો વ્હાલો ભાઇ છે, આ ઘર પણ તારૂં છે. તારે હવે અહિંજ રહેવાનું છે, સમજ્યો?"

"કુસુમકાન્તભાઈ! તમારા ભાઈ ખરૂં કહે છે. તમે હવે અહિંજ રહેજો, હું તમને મિષ્ટ અન્ન જમાડી ઝપાટાબંધ જાડા બનાવી દઇશ." આમ કહી સુશિલાએ તૈયાર થએલા ચાના બે કપ ભરી બંનેની આગળ મૂક્યા. બન્ને મિત્રોએ ચ્હા પી લીધી. સુશિલાએ પાન તૈયાર કરી આપ્યાં. તે પછી થોડીકવાર આડી અવળી વાતો કરી નવનિત અને કુસુમ બહાર ફરવાને નીકળી પડયા અને અન્ય મિત્રોને મળી સાંજના ભેગા થવાનું કહી જમવાના ટાઇમે ઘેર આવ્યા. સુશિલાએ રસોઈ તૈયાર કરી દીધી હતી. તેણે પાટલા માંડી જળપાત્ર ભરી થાળીયો પીરસી બન્નેને જમવા બેસાડ્યા. આનંદમય વદને વાતો કરતા બન્ને મિત્રોએ જમી લીધું. સુશિલાએ હસતે વદને પૂછ્યું, "ભાઇ! રસોઇ સારી થઈ હતી ને?"

"ભાભી! તમારા રાંધવામાં તે શું ખામી હોય? તમારા સ્વ-

હસ્તે બનેલી રસોઈ જમવાથી મને અત્યારે અમૃતના ઓડકાર આવે છે. ભાભી !.........”તેને આગળ બોલતો અટકાવી નવનિત બોલી ઉઠ્યો, “ લે, હવે રહેવા દે. હું સારી રીતે જાણું છું કે તું સ્હેજ બાબતમાં લંબાણુ વિવેચન કરીશ. ઝટ લઇને એમ કહી દેને કે ખાવાનું સારૂં થયું હતું. તારી ભાભી પણ જાણે છે કે તું એક મોટો વકતા છે. ”

“ અને હું ક્યાં નથી જાણતો કે તું એક મોટો લેખક છે? ભાઇ ! હાલમાં કેમ ચાલે છે ? ”કુસુમકાન્તે પૂછ્યું.

“ તે હું તને ઉપર જઇને જણાવીશ. ” કહી નવનિત હાથ મુખ ધોઇ કુસુમકાન્ત સાથે મેડા પર આવ્યો. સુશિલા જમવા બેઠી. બન્ને મિત્રો ગાદીમાં પડી વાર્તાવિનોદ કરવા લાગ્યા. નવનિતને ત્યાં આવવાથી કુસુમકાન્તના હૃદયનો ભાર ઓછો થયો. નવનિત અને સુશિલા ગુણજ્ઞ હતાં. તેઓ કુસુમકાન્ત પર અપાર સ્નેહ રાખતાં. નવનિતરાયે મેટ્રિકની પરિક્ષા પાસ કરી આર્થીક સ્થિતિના અભાવે ભણવું છોડી દીધું હતું. તેમજ ઘર સંસારનો ભાર પણ તેને માથે પડયો હતો. તેનાં માતા પિતા તેને પરણાવીને મરી ગયાં હતાં. નવનિત અને કુસુમકાન્તના વિચાર એક હતા. તેથી તેણે નોકરી નહિ કરતાં લેખકનો ધંધો કરવો શરૂ કર્યો હતો. તે જાહેર પેપરોમાં–માશીકોમાં રસમય લખાણ લખી પ્રસંસનીય થયો હતો. તેણે પોતાના તરફથી પણ પાંચેક સારી નવલ કથાઓ બહાર પાડી હતી. તેની લખેલી નવલકથાઓ જન સમાજમાં આદરને પાત્ર થઇ પડી હતી. તેનું વર્તન શુદ્ધ હોવાથી શ્રી શારદા દેવીની તેની પર સંપૂર્ણ કૃપા હતી. નવનિતરાય જે મળે એમાં સંતોષ માની પ્રેમાળ પત્ની સાથે ગરીબીમાં સ્વર્ગિય સુખ માની જીવન વ્યતિત કરતો હતો. તેની પત્ની સુશિલા સુજ્ઞ અને સ્નેહાળ હતી. તે ગૃહ-કાર્યથી મૂકત થઈ સ્વામિના કાર્યમાં મદદગાર થઇ પડતી. ટૂંકામાં

બન્નેનો સંસાર સુખમય હતો. થોડીવાર ગામ ગપાટા ચલાવી કુસુમ-કાન્તે પોતાના દેશ સેવાના વિચાર તેને જણાવ્યા. તેના વિચાર સાંભળી નવનિતરાય સ્હેજ રોષ યુક્ત વદને કહેવા લાગ્યો, “ જ્યાં સૂધી આ દુનિયાંમાં વસતા વામનરાય જેવા દગાબાજ શ્રીમંતો સુધરશે નહિ, ત્યાં સુધી કદાપિ દેશોદય થનાર નથી. કુસુમ ! મ્હેં હમણાં–હમણાંમાં ઘણું જોયું છે અને અનુભવ્યું છે. મને તો આખી દુનિયાં આ વિસમી સદીની માયામય જાળમાં લપટાઇ અધોગતીએ પહોંચશે એમ સમજાય છે. આજકાલ લોકોના હૃદયમાંથી દયા તો દોઢ ગાઉ દૂર નાસતી ફરે છે. લોકો એક નજીવા સ્વાર્થને માટે પોતાના દેશબંધુઓના ગળાપર છૂરીઓ ફેરવતાં સ્હેજ પણ અચકાતા નથી. સ્ત્રી–પુરૂષોમાં પણ સ્વાર્થી પ્રેમ રહેલો માલમ પડે છે. ઘરમાં હાંલ્લાં કુસ્તી ખેલે અને ભાઈ બહાર નવાબજાદા થઇને ફરે, એ મુજબ આજકાલના યુવાનો પણ કોલર ટાઇ વગેરે કપડાંથી ફેશનબંધ બની લોકોના ખીસ્સાં કાતરવાનો ધંધો કરે છે. નિઃસ્વાર્થ વૃત્તિના સાધુઓ પણ સમયને વશ થઇ પોતાનું કર્તવ્ય વિસારી બે ચારેક રામકીઓને સમજાવી ગુરૂ થઈ મિષ્ટાન્ન ઉડાવી આળસુ અને પ્રમાદી બની ગયા છે. ટૂંકાણમાં આખો દેશ ખરા ખોટાના જ્ઞાન વિહીન્ બની અંધકારમાં ડૂબ્યો છે. જો સાંભળ, તે વિષે મ્હેં એક કવિતા બનાવી છે.

વેદનો પાઠ ન વિપ્ર ભણ્યો, નહીં અર્થ અનુકુળ યજ્ઞ જણાયો,
શાસ્ત્ર સિદ્ધાંત ન સ્વરૂપ શીખ્યો, વળી ગર્થ ગુમાવીને ઘોઢયમ્ ઘાલ્યો,
વૈષ્ણવ વૈશ્ય વિવેક ત્યજી, વિતહારક વેષ્યાથી વ્હાલ ધરાયો,
કારણ એજ રસાળ આ હિન્દની વાડીની પડતીનો પાયો રચાયો.
દાન દયા દીનતા મૂળ છેદતાં, દ્રવ્યના લોભનો થોભ ન આવ્યો,
સાધુ યાતે ગુરૂ ધર્મ ધુરંધર, ધર્મ ત્યજી ધન પુંઠળ ધાયો,

કામિની કંથથી નિત્ય લઢે, નવ પુત્ર પિતા તણો લે પડછાંયો,
કારણ એજ રસાળ આ હિન્દની, વાડીની પડતીનો પાયો રચાયો.

કહે ભાઇ ! આવા આવા ઘોટાળામાં દેશસેવા કેવી રીતે થઇ શકે ? તેમ છતાં જો કદાચ પ્રયાસ થાય તો પણ આ બધું સુધરતાં સેંકડો વર્ષ વિતી જાય."

તેના આવા બોલવાથી કુસુમકાન્તને હસવું આવ્યું. તે બોલ્યો, "નવનિત ! તારી વાક્ય ચાતુર્યતા અજબ પ્રકારની છે. તારા શબ્દોએ આ રડતા હૃદયને આજે હસાવ્યું છે. નવનિત ! દેશોદયના કામમાં આજ કાલ લેખકો અને વકતાઓ પણ ઘણું કરી શકે એમ છે. તેઓ..."

"અરે એતો આ વખતે એક બીજાનો દ્વેષ કરવાને કમ્મરકશી સાહિત્ય સંગ્રામમાં ઉતરી પડયા છે." કુસુમકાન્તને અધવચ બોલતો અટકાવી નવનિતરાય પુનઃ આગળ કહેવા લાગ્યો, "કુસુમ ! આજકાલના લેખકો અને પુસ્તક વેચનારા કેટલાક બુકસેલરો એટલી તો ધમાધમી કરવાને મંડી પડયા છે કે જે સાંભળતાં તું સ્તબ્ધ બની જઇશ. તેઓ એવા તો રત્નદ્વેશી છે કે કાંઇ ન પૂછો વાત. જે લેખકો પોતાનાં પુસ્તકોમાં યાતો જાહેર લખાણોમાં નીતિ–ઐક્યતાનાં લંબાણ લખાણો લખી પોતાના વિચારો દર્શાવે છે; તે ખાલી મૃગજળ જેવાજ હોય છે. હું આવા કેટલાક લેખકોના સમાગમમાં આવ્યો છું. તેઓ લખવાના જુદું અને વર્તવાના જુદું. અસત્ય બોલ્યા સિવાય તો તેમને ચાલી શકતુંજ નથી. તેમની લેખિનીઓથી લખાએલા ધર્મ–ઐક્યતાના જ્યારે લેખ વાંચવામાં આવે ત્યારે હરકોઇ માણસ તે લખનાર મહાશયના ઉચ્ચ વિચારો વિષે માન ધરાવ્યા સિવાય રહેજ નહિ. પરંતુ તેમના ગુણ દોષનું તો ખરૂં જ્ઞાન તેમના સમાગમમાં આવ્યા પછીથીજ થાય છે. તેઓ લખ્યા મુજબનું વર્તન ચલાવનારા હોતા નથી. ધર્મ–નીતિને તો

તેમણે હમેશને માટે તિલાંજલી આપી દીધેલી હોય છે. આમાંના કોઈ વ્યભિચારી તો કોઈ જુગારી—દારૂડીયા—ગંજેરી–ભંગેરી વગેરે કેટલાક અપવાદ રૂપ હોય છે. ખરેખર ! આવા લેખકો–વકતાઓ દુનિયાંના ભાર રૂપ છે અને સરસ્વતીના પણ પક્કા ગુન્હેગાર છે. બસ તેથીજ તેઓ લક્ષ્મી વિહીન્ રહે છે એમ હવે સમજાય છે. તેઓ સારા લેખકોની સદાકાળ ઇર્ષ્યા કર્યા કરે છે. તેઓ ભાગ્યેજ પોતાના કુટુંબમાં જ્ઞાતિમાં સંપ રાખતા હશે. તેઓનું લખેલું અને બોલેલું તો ફક્ત દુનિયાંને દેખાડવાનું જ હોય છે. કુસુમ ! હવે અત્રેના થોડાક બુકસેલરો વિષે સાંભળ. આ રાજનગરમાં એવા પણ બુકસેલરો છે કે જે લેખકોના અતિશય પરિશ્રમથી લખાએલાં પુસ્તકો છપાવી દુનિયાંમાં ઓળખાતા થયા છે, અને સારૂં દ્રવ્ય પ્રાપ્ત કરી આનંદ કરી રહ્યા છે; તેઓ હવે પોતાનું શ્રેય કરનારા લેખકોને ગુલામ ગણવાનો ફાંકો ધરાવે છે. તેઓ એમ સમજે છે કે અમારાથીજ લેખકો તેમનું ગૂજરાન ચલાવી શકે છે. આવા એક અજ્ઞાન અને મિથ્યાભિમાની બુકસેલરનો મને અનુભવ થયો છે. તે જમાનાના ખાધેલા બુકસેલરની સ્વાર્થપરાયણતા પણ અજબ પ્રકારની છે. તે નવાસવા થતા લેખકને અજાયબ રીતે સમજાવી પોતાનો સ્વાર્થ સાધી લે છે. હું એક દિવસે તેની દુકાનપર બેઠો હતો; તેવામાં એક ગરીબ યુવક કે જે થતો લેખક હતો, તે મેટર લઈ તેની દુકાને આવ્યો. ત્યારે તે બુકસેલર કે જે ગદ્દેકા પૂંછ કહાં હય તે પણ સમજે નહિ તેણે પ્રથમ એ લેખકને સારા સન્માનથી ઉપર બેસાડી તેનું લખાણ જોયું. તે પછી તેણે મૂછોમાં હશી મેટર પાછું આપતાં કહ્યું, અરે ! તમે તે આ લેખ લખ્યો છે કે રમત કરી છે? તમારો લેખ છપાવવા જેવો નથી. તમારા કરતાંતો સારા લખાણના અમારે ત્યાં થોકડે થોકડા પડ્યા છે. અમારે

આવું નાપસંદ લખાણ છપાવી કંઈ ભીખ માગવી નથી બાપલા. તમે હજી પ્રથમજ બહાર પડનાર છો. જો કે અમારી ફરજ છે કે લેખકોને આશ્રય આપી લાઈટમાં લાવવા; પરંતુ લેખકો એવા નિમકહરામ હોય છે કે લાઈટમાં આવ્યા પછી અમારાથી બેઇમાની કરે છે, અમારી સાથે લબાડ વિદ્યા કરે છે. આવા કેટલાકનો અનુભવ થવાથી અમે લેખકોને આશ્રય આપવાનું હવે બંધ કર્યું છે." આટલું કહી તે સ્વાર્થાંધ બુકસેલરે મારા સામે જોઇ છૂપું હાષ્ય કર્યું. પેલા ગરીબ લેખકે તેને અનેક પ્રકારે આજીજી કરી પોતાનો લેખ છપાવી બહાર પાડવાની વિનંતિ કરી. છેવટે તે આનાકાની કરતા બુકસેલરે તેને ફક્ત દસ રૂપિયા આપવાના જણાવી તેનું મેટર સોલ રાઈટ સાથે છપાવવાનું કહી તે લેખકને જણાવ્યું કે, જો તમારૂં પુસ્તક જનસમાજમાં વખણાશે તો અમે તમારી સારી કદર કરીશું. તમારે બીજાં પુસ્તકો અન્ય બુકસેલરને લખી આપવાની જરૂર રહેશે નહિ. અમે તમને સોનાના શિખરે ચઢાવીશું, તમને અંધકારમાંથી પ્રકાશમાં લાવીશું. આવી રીતે સમજાવી તેણે તે ગરીબ લેખકનાં કાંડાં કાપી લીધાં. લેખક ચાલ્યો ગયો. હું તો તેની વાત કરવાની સફાઈથી તથા અઠંગ ઉઠાગીરપણાથી દિંગ જ થઇ ગયો. મ્હેં તેના લખાણનાં થોડાંક પાના ઉથલાવી જોયાં. લેખ ઘણો સારો હતો; પણ બુકસેલરે મફતમાંજ પડાવી લેવાને ઇરાદે તેને ખોટો ઠરાવ્યો હતો. તેણે તે પુસ્તક છપાવ્યું–જનસમાજમાં પ્રિય થઈ પડયું. તેની આજ ચોથી ઍડીશન થઇ છે; પરંતુ તે હરામી બુકસેલરે તે ગરીબ લેખકને એક રાતિ પાઇ પણ આપી નહિ. આથી મને અપાર ક્રોધ ચઢયો. મ્હેં તેની દુકાને આવવું જવું બંધ કરી તે ગરીબ લેખકને અત્રેના એક સુવિખ્યાત, જ્ઞાની અને પરિક્ષક બુકસેલરને ત્યાં ઓળખાણ કરાવી. હાલમાં તે બુકસેલરે તેનાં બે પુસ્તકો છાપી તેને સારો બદલો આપ્યો છે.

હવે તે લેખક તે સુજ્ઞ બુકસેલરનુંજ કામ કર્યા કરે છે. તેણે હરામી બુકસેલરોને પુસ્તકો લખી આપવાની હવે પ્રતિજ્ઞા કરી છે. પરમકૃપાળુ પરમાત્મા આવા જ્ઞાનહીન્ બુકસેલરોને સુબુદ્ધિ પ્રકટાવે એવી મારી પ્રાર્થના છે." આટલી વાત કરી નવનિતરાય મૌન રહ્યો. કુસુમકાન્ત બોલ્યો, "બંધુ! તારૂં કહેવું યથાર્થ છે. આખો જમાનો ઝેરી બની ગયો છે. આપણે તેવાઓનેજ ખરૂં જ્ઞાન પ્રકટાવવાના પ્રયાસ કરવાના છે. તેઓ સત્ય સમજતા થશે કે તરત સ્વાર્થ છોડી દઇ ન્યાય પરાયણતા ધરાવશે અને આખરે તેઓ પણ આપણા કાર્યમાં જોડાશે."

આવી રીતની વાતો ચાલી રહી હતી; એવામાં કુસુમકાન્તના બે મિત્રો તેને મળવાને આવ્યા. તેમાં એક ડોકટર હતો; તેનું નામ સુધાકર હતું અને બીજો એક વકીલ હતો; તેનું નામ મનહરરાય હતું. તેઓ ઉપર આવ્યા. કુસુમકાન્ત અને નવનિતે તેમની સાથે હાથ મીલાવી કુશળ પૂછ્યું. સુધાકરે અને મનહરે ત્યાં પડેલા સોફાપર સ્થાન લઇ કુસુમકાન્તને વામનરાય તરફથી મળેલા અન્યાયને માટે દિલગીરી દર્શાવી. નવનિતે સુશિલાને ચા બનાવવાની આજ્ઞા કરી સુધાકર સામે જોઇ પૂછ્યું, "ડોકટર સાહેબ! હાલમાં આપની પ્રેકટીશ કેમ ચાલે છે? દવાખાને દરદીઓના દરોડા પડે છે કે નહિ?"

"હાલમાં ઠંડા બજાર ચાલે છે, દવાખાનામાં બેઠા બેઠા સમય ગુમાવવાને માટે પાના રમવાં પડે છે." સુધાકરે જણાવ્યું.

"ત્યારે કોઇ પંડિત બ્રાહ્મણને બોલાવી જાપ જપાવો કે જેથી પ્લેગ કોલેરાનો ઉપદ્રવ ફેલાય અને તમારાં ખીસ્સાં ચિકાર ભરાય." નવનિતે હસીને કહ્યું.

"નવનિત! તું મોટો લેખક થયો પણ તારી મશ્કરી કરવાની ટેવ ના ગઇ. શું ધંધો એવો રહ્યો એટલે લોકોને દુઃખ થાય એવા

જાય જણાવશા ? ભાઇ ! ખરૂં પૂછો તો આજે અનેક ડૉકટરો અને વૈદ્યો વધી ગયા છે. આપણા લોકોને જાણે કંઈ ધંધોજ સૂઝતો ના હોય એવી રીતે ભણેલાં ગણેલાઓ પણ પાસ થઇ એકનો એકજ ધંધો કરવાને મચી પડે છે. તેમ ઉંટ વૈદ્યોનો પણ સુમાર નથી. જ્યાં ત્યાં નજર ફરીશું તો વૈદ્યો અને દાક્તરોનાંજ પાટીયાં નજરે પડશે. લોકો જ્યાં સસ્તુ દેખે છે ત્યાં દોડે છે. આવા અનેક દાક્તરોમાં ખરા-ખોટા દાક્તર સમજવા મુસ્કેલ થઈ પડયા છે. મારો પણ હવે બીજો ધંધો કરવાનો વિચાર છે; કારણ કે હાલમાં મારે બિલકુલ પ્રેક્ટિશ ચાલતી નથી. આ કોટ પાટલુન ખમિસ વગેરે ધોવરામણના પૈસા આપવાને માટે પણ હવે વિચાર કરવો પડે છે."

કુસુમકાન્તે ટટાર બેશી બોલવું શરૂ કર્યું, "સુધાકરભાઇ ! મારા શબ્દોથી ખોટું લગાડશો નહિ, હું તો જે સત્ય હશે તેજ કહીશ. પ્રેક્ટિશ બરાબર નહિ ચાલવાનું મુખ્ય કારણ પણ આપ પોતેજ છો. તમે સ્વાર્થ સાથે પરમાર્થને માટે બિલકુલ લક્ષ્ય આપતા નથી. જ્યારે મનુષ્યો તાવ અગર મહામારીના ઉપદ્રવથી પિડાય છે ત્યારે આપણા કેટલાક ડૉક્ટર સાહેબો ખુશી થાય છે. ગરીબજનો રોગ મટવાની આશાએ ડૉક્ટર સાહેબને દેવ તરીકે ગણી પોતાનાં વ્હાલાં બાળકોના મુખમાંથી કાઢી તેમનાં પેટ પોષવાને માગે એટલા પૈસા આપે છે; તો પણ દૈત્ય હૃદયના દાક્તરોના હૃદયમાં તે ગરીબજનો પ્રત્યે દયા ઉત્પન્ન થતી નથી. તેઓ તો રોગીનો કેશ કેમ લંબાય અને મહિનાઓના મહિના સુધી બાટલા લઈ આપણી ખુશામદ કરી સાહેબ-સાહેબ કહી બીલનાં નાણાં ચૂકવે એવીજ ફક્ત દરકાર રાખે છે. આવા ડૉક્ટરો પ્રભુના અને જનસમાજના અક્ષમ્ય અપરાધી થાય એમાં શું આશ્ચર્ય ? મી. સુધાકર ! જે ડૉક્ટરના દિલ દયાથી પિંગળે છે, જે ગરીબજનોને

થોડા પૈસા લઇ આરામ કરે છે અને રોગીઓને આશ્વાસન આપી તેમના આશિર્વાદ મેળવી સ્વાર્થે સાથે પરમાર્થે પરાયણ રહે છે; તેના જીવનને ધન્ય છે; અને તેજ ડોક્ટર દેવ કહેવાય છે, બાકીના બધાતો દૈત્ય સ્વરૂપે લેખાય છે. આપણો દેશ હાલ દારિદ્રતામાં સડે છે. લોકો પૈસા નહિ હોવાથી ભયંકર રોગથી પીડાઇ મરે છે, અરે તેમનાં વ્હાલાં સંતાનોને પણ દવા વગર ટળવળી મરતાં નજરે જુવે છે. તેવા નિર્ધનોને માટે ખાસ નિઃસ્વાર્થી ડોકટરો અને વૈદ્યોની જરૂર છે, તે ગરીબજનોની સારવારમાંજ ખરૂં પૂણ્ય સમાએલું છે.”

સુધાકર કંઇ બોલે એ પહેલાંજ નવનિત બોલી ઉઠયો, “શું આ દાકતર સાહેબ ગરીબોની સેવા કરવા જશે? મને તો નથી લાગતું કે દાક્તરોના દૈત્ય દિલમાં દયા ઉત્પન્ન થાય. મારે આ વિષય ઉપર આ મહેરબાન ડાકટરસાહેબ સાથે વાદવિવાદ થયો હતો; મ્હેં તેમને પૈસા આપવાને અશક્ત એવા ગરીબોને મફત દવા આપવાનું સૂચવ્યું હતું, ત્યારે તેમણે મને જવાબ આપ્યો કે અમે એમ કરવાને લાચાર છીએ. અમે કંઇ ગરીબ કંગાલોને માટે નાણાંનો ભોગ આપી એલ, એમ, એન્ડ, એસ, થયા નથી. અમારેતો જેટલું ખર્ચ થયું છે તેનાથી અધિક સંપાદન કરવું છે. તમારા કહેવા પ્રમાણે અમે વર્તીએ તો બીજેજ દિવસે પેઢું ઉપાડી ઘેર બેસવું પડે અને અમારા કુટુંબના નિર્વાહને અર્થે દર્દીઓના કાલાવાલા કરી તેમને ઘેર જઈ ભીખ માગવી પડે. તેમજ કોટ પાટલુન વગેરે વસ્ત્ર અને ગાડીઘોડાના વૈભવને દૂર કરી અમારે પણ દારિદ્ર નારાયણ બની જવું પડે. કુસુમકાન્ત! આ સુધાકર ભાઇએ મને આવો જવાબ આપ્યો હતો, તેનો પ્રત્યુત્તર હવે તમે તેમને આપો કે જેથી તમારી વાત તેમના ગરમાગરમ ભેજામાં ઠશે.” નવનિત બોલતો બંધ થયો. કુસુમકાન્તે હસતે વદને

સુધાકર સામે જોઇ કહ્યું; "મિત્ર! ખોટું લગાડશો નહિ હાંકે, આપણાં હૃદય એક હોવાથીજ હું તમને સત્ય સમજાવું છું. તમે કહો છો કે ગરિબોની સેવા કરવાથી આપણે પણ દરિદ્રનારાયણ બની જવું પડે. જો કે તમારૂં કહેવું સત્ય છે; પરંતુ તેની સાથે આટલું ખાસ કરીને યાદ રાખવાનું છે કે, જો આપણે તે ગરીબોને આપણા જેવાં બનાવવાની ઇચ્છા ધરાવતા હોઇએ તો આપણે પણ આપણા આનંદનો ભોગ આપી દરિદ્રનારાયણ બની જવું જોઇએ. દેશની દશા સુધારવાની વાત મુખથી બોલવાથી અમલમાં મૂકાતી નથી. એવા મુખથી બોલનારા ગબ્બા અર્થાત્ અજ્ઞાન છે. તમે તે પ્રમાણે વર્તો કે જેથી અન્ય પણ કુદરતની કરામતથી તમારૂં જોઈ તમારા જેવા બનવાના પ્રયત્નો કરશે. તમે જો સામાપર પ્રેમ રાખશો તો તેના મનમાં પણ આપો આપ તમારા પ્રત્યે પ્રેમ પ્રગટશે. તમે તેની તરફ ધિક્કારમય નેત્રે જોશો તો તે પણ તમને ધિક્કારની નજરે જોશે. તે મુજબ તમે જો કદાચ તમારો સર્વ સ્વાર્થ ત્યાગ કરી ગરીબોને ઉન્નત કરવાના પ્રયત્નો કરશો તો તમારૂં જોઇ અન્ય પણ બહાર પડશે અને તેથી સમય આવે ગરીબોના ઉદ્ધાર સાથે તમે પણ ઉન્નતિના શિખરે પહોંચી દેશવિદેશમાં વખણાશો. બંધુ! તમે સત્યને સારી રીતે સમજી શકો છો; પરંતુ મૃગજળ જેવા સ્વાર્થને માટે સત્યને છુપાવી પ્રભુના ગૂન્હેગાર બનો છો. હું ખાત્રીપૂર્વક જણાવું છું કે ડોક્ટરો જ્યાં સુધી ખરા પરમાર્થી નહિ થાય ત્યાં સુધી કદી પણ ભાષણો કરવાથી અને લખાણો લખવાથી આ હિંદુસ્થાનમાંથી મરણ પ્રમાણ ઓછું થવાનુંજ નથી."

કુસુમકાન્તના ભાષણની સાથેજ નવનિત એકાએક ઉભો થઇ બોલી ઉઠયો;" હું તમારા મતને ટેકો આપું છું અને નિઃસ્વાર્થી પરમાર્થી ડોક્ટરોને ધન્યવાદ દઉંછું, પરંતુ જેઓ મિથ્યાભિમાની છે અને સ્વાર્થને માટે

પૈસા પ્રાપ્ત કરવા ગરીબોના કેસ લંબાવી તેમની ગરદનો કાપનારા છે, તેવાઓને મળેલી ડીગ્રી કે જે એલ, એમ, એન્ડ, એસ; હોય છે તેના આગળના ત્રણ શબ્દો કાઢી નાખી છેલ્લા શબ્દ જેવાજ ગણુંછું. કેમ મી. મનહરરાય! તમે મને ટેકો આપો છોને ?"

"યસ, હું તમારા શબ્દોને હોંશથી વધાવી લઉંછું." મનહરે કહ્યું.

"મનહરરાય! તમારા નીચે પણ પાણીનો રેલો છે એ સંભાળજો." કુસુમકાન્તે હસીને કહ્યું.

મનહર મૌન રહ્યો. પુનઃ સુધાકરે કહેવા માંડ્યું, "કુસુમકાન્ત! આ હૃદય એવું પત્થરનું નથી કે જેથી ગરીબોનાં દુઃખ જોઇ દુઃખી ન થાય. મ્હેં ગરીબોને માટે અર્ધી ફી રાખેલી છે. હું કોઈ કોઈ વખતે ગરીબ લતાઓમાં ફરવા જઈ તેમને સ્વચ્છ રહેવાનો ઉપદેશ આપુંછું. છેક દ્રવ્યવિહીન્ કંગાલોને ત્યા પણ વગર ફીએ તપાસવા જાઉંછું. આજકાલ દવાખાનામાં દવા લેવા આવનારાઓમાં મુખ્યત્વે યુવાન વર્ગજ હોય છે. તેમાંના ઘણા ખરાના રોગ તો પાચનશક્તિની મંદતા, મગજની નબળાઈ ધાતુક્ષીણતા-શરીરનું ફિક્કાપણું અને આંખનું નિરતેજપણું હોય છે. આમાંનાં ઘણાં ખરાં કારણો તો તેમનાં માતા-પિતાના અજ્ઞાનપણાનાં પરાક્રમથીજ ઉતરેલાં હોય છે. તે ઉપરાંત બાળલગ્નની મ્હોકાણ, કુમળા મગજપર અભ્યાસનો પૂષ્કળ બોજો; આવાં અનેક કારણોને લીધે યુવાન વર્ગની તંદુરસ્તી બગડેલી હોય છે. કહો આમાં કોનો દોષ ? તેમનાં અજ્ઞાન માબાપોનો કે દાકતરોનો ? હું પણ કબુલ કરૂં છું કે જેટલું લેકચરદ્વારા ના થઈ શકે તેથી વિશેષ સુખાકારી સારૂં દાકતરો કરી શકે; પરંતુ તે પહેલાં તેમણે તેમની સ્વાર્થ પરાયણતાને તિલાંજલી આપવી પડે. હું ઇચ્છું છું કે તે પ્રમાણે વર્તવાને સર્વેની બુદ્ધિ નિર્મળ થાઓ."

સુધાકરનું બોલવું સમાપ્ત થયું કે તરત કુસુમકાન્તે કહ્યું, " મિત્ર! તમારો યોગ્ય ખુલાસો સાંભળી મને અત્યાનંદ થાય છે; અને આશા રાખું છું કે તમે તે પ્રમાણે વર્તી ગરીબ જનોના આશિર્વાદ મેળવી આ હિંદનું કલ્યાણ કરશો. તમારા જેવોજ ધંધો પણ આ મી. મનહરરાયનો છે. તેઓ અત્રેના સુપ્રસિદ્ધ વકિલ છે. જન સમાજમાં તેમનું સારૂં માન છે; પરંતુ તેમને મારે પણ બે શબ્દો સંભળાવવાના છે. સાંપ્રત સમયમાં ભણેલા ગણેલા વકીલો પણ પોતાના કર્તવ્યથી વિમુખ રહે છે. તેઓ પૈસા પ્રાપ્ત કરવાને અસત્ય બોલે છે, અસત્ય સમજાવે છે અને વાદી પ્રતિવાદીનો કેસ કેમ લંબાય તેની ખાસ કાળજી રાખે છે. વાદી પ્રતિવાદી પાસેથી પૈસા કેમ પડાવવા એનો પાઠ એમના ગુમાસ્તા સારી રીતે શીખેલા હોય છે. વિદ્યાવાન વકિલોએ આવી રીતે વર્તવું યોગ્ય નથી. અસત્ય સમજાવ્યા સિવાય શું પૈસા પ્રાપ્ત થઇ શકતા નથી ? થાય છે, પરંતુ મન માનતાં નાણાં મળતાં નથી. તેમણે પણ એવી રીતે નહિ વર્તતાં સત્ય માર્ગે દ્રવ્ય સંપાદન કરી આપણા દેશ બંધુઓને સાચી સલાહ આપી યોગ્ય ન્યાય અપાવવો જોઇએ. આ દેશમાં ઉત્પન્ન થએલા રાજા હરિશ્ચંદ્રનું નામ સત્યતાને માટે આખા ભૂમંડળમાં વિખ્યાત્ થઈ રહ્યું છે; તે સત્યવાદી નૃપતિના દેશનાજ બાંધવો ફક્ત પૈસાને માટે હજારો ગરીબ બંધુઓને બંધનમાં નખાવી પાયમાલ કરે એતો કલંક રૂપ છે. "

મનહરરાય હસતે વદને બોલ્યો, " કુસુમકાન્ત ! આજે તો તમે બધાની ઝાટકણીજ કાઢવી શરૂ કરી છે. બંધુ ! એકંદરે તમારી વાત સત્ય છે; એટલે વિશેષ કહેવા જેવું કાંઇ નથી, પરંતુ આ સમય એવો આવ્યો છે કે અસત્ય સિવાય દ્રવ્ય સંપાદન થઈ શકતું નથી. જો સત્યતાથી વર્તવા જઈએ છીએ તો દ્રવ્ય વિહીન્ થઇ બાળ બચ્ચાંના

ઓશીયાળા ચ્હેરા જોવા પડે છે. ત્યારે અમારે હવે એવો કયો ધંધો કરવો જોઈએ કે જેથી સત્યનું પાલન થાય અને બે પૈસાથી સુખી પણ થવાય ?"

આથી તરત સુધાકર બોલ્યોઃ—" જો મારો વિચાર બધાને યોગ્ય લાગે તો એવો છે કે આપણે એકાદ મિલ બંધાવીએ. થોડીક મુડી હું કાઢીશ, થોડીક મી. મનહરલાલ કાઢશે અને બાકીના શેરો ભરાવાશે. જો આપણે બીજી મિલો કરતાં જમે રૂપિયાનાં સારાં વ્યાજ આપીશું તો લોકો બીજે મૂકેલા રૂપિયા વધારે વ્યાજની આશાએ આપણે ત્યાં મૂકવા આવશે. આવી રીતના પ્રયાસથી સ્વાર્થ સાથે પરમાર્થ પણ થશે; કારણ કે હજારો ગરીબ મજુરો મિલમાં નોકરીએ આવશે અને તેથી તેમનામાંથી આળસ, ભીખ માગી ખાવું વગેરે કુટેવો દૂર થશે......"

સુધાકરને અધવચ બોલતો અટકાવી નવનિત હશી પડી બોલ્યો, "અરે વાહરે દાકતર સાહેબ ! ખૂબ નજર દોડાવી. આ ધંધો પણ તમે મઝાનો શોધી કાઢયો. દાકતરી કરતાં દસ ઘણા દામ મળે એવો ધંધો છે. તમોરે ત્યાં વ્યાજ ખાઉ લોકો ટપોટપ નાણાં મૂકશે; અરે રેંટીયા કાંતી એકત્ર કરેલી થોડીક મૂડી પણ રાંડી રાંડો વ્યાજની આશાએ તમારે ત્યાં મૂકવા દોડતી આવશે. તે પછી ટૂંક મુદતમાંજ તમારો ધંધો ધમ ધોકાર ચાલશે અને રાજનગરમાં ફક્કડ બની અક્કડ બેશી પારકે પૈસે પરમાનંદ માની ભોં ભોં અવાજ કરતી અને હવાઈ વિમાનની માફક દોડતી મોટરો દોડાવાશે. જુઓ, પારકા પૈસે મોજ માણતા મિલમાલિકો વિષે મારા એક મિત્રે કવિતા બનાવી મારી નવલકથામાં મૂકવા મોકલી આપી છે.

મળે છે મિલ્ક માલીકને, સ્વર્ગ સમ સુખ દુનિયાંમાં,
મલીદો ખાય, ખર્ચે કાંકરા સમ દામ દુનિયાંમાં;
જતાં જ્યાં પામતા તે માન ને અકરામ દુનિયાંમાં,
મઝાને મોજ કરવી તેમનું છે કામ દુનિયાંમાં.
લવારી છો કરે લોકો, કરે અફસોસ લલકારી,
નથી એ જાણતા ધન પારકું છે સર્પની બારી.

સુધાકર ભાઇ! સમજ્યા કે? એ હરામનું ધન છે, ગરીબોના લોહીના પાણીના પૈસા છે અને રાંડી રાંડોના રેંટીઆની રોકડ છે; માટે ભૂલે ચૂકે પણ એવો પારકે પૈસે આનંદ કરવાના ધંધાને મનમાંથી કાઢી નાખજો; નહિ તો ભગવાન સાતે જન્મ વાંઝીઆ રાખશે સમજ્યા ?"

નવનિતના બોલવાથી બધા હશી પડયા. સઘળા કુસુમકાન્તનો જવાબ સાંભળવાને તેના મુખ સામે જોઈ રહ્યા. કુસુમકાન્ત થોડીકવાર મૌન્ન રહી બોલ્યો, "ખરેખર! દુનિયાને દગાથી છેતરી પૈસા પ્રાપ્ત કરવાના વિચાર ઉત્પન્ન થવા એજ દુર્દશાનું કારણ છે. બંધુઓ! એ બધા ધંધામાં વિશ્વાસઘાત અને પ્રપંચ સિવાય અન્ય કાંઇ નથી.

ભાઇઓ! તમારી પાસે સારા પૈસા છે, તમે કાંઈ ભૂખે મરતા નથી; તો શામાટે દુનિયાંમાં દગાબાજ તરીકે લેખાવાના વિચારોને હૃદયમાં સ્થાન આપો છો ? તમે હવે બહુ કમાયા છો, તમારા કુટુંબનું સારી રીતે પોષણ થાય એટલું દ્રવ્ય તમે એકત્ર કર્યું છે, તો તમે હવે વધુ દ્રવ્ય સંપાદન કરવાની તૃષ્ણાને ત્યાગી મારી સાથે દેશ સેવા કરવા જોડાવ. આપણું હૃદય એક છે, આપણે સારૂં કામ કરી શકીશું અને સમય આવે આપણા જેવા અનેકને ઉત્પન્ન કરી દેશનો ઉદ્ધાર કરીશું. ભાઇઓ! આપણે કોણ છીએ ? આપણે મહાન્ ઋષી મુનીયોનાં સંતાનો છીએ. વસિષ્ટ—વિશ્વામિત્ર—વ્યાસ, શ્રી શંકરાચાર્ય ભગવાન, શ્રી મહાવીર સ્વામિ, શ્રી રામચંદ્ર હરિશ્ચંદ્ર પ્રતાપ શિવાજી વગેરેનું રક્ત આપણા શરીરમાં રગે રગે વહન

કરી રહ્યું છે. એ પ્રતાપી પુરૂષોનીજ વીર ભૂમિમાં આપણે ઉત્પન્ન થયા છીએ. તો વિચારો ? સ્વાત્મ અભિમાન વિસારવાથીજ આપણી અવનતિ થઈ રહી છે. તે અદ્દસ્ય રહેલા પ્રતાપી પુરૂષો પણ આપણને અધોગતિએ પહોંચેલા જોઇ ખેદ દર્શાવી રહ્યા છે; તો હવે શામાટે આળસ કરો છો ? ઉઠો, જાગૃત થાઓ અને દેશે દેશ ફરી તમારા દેશ બંધુઓને જાગૃત કરી સ્વાત્મ અભિમાન પ્રકટાવો. બંધુઓ ! મારો વિચાર સમાજ સ્થાપવાનો છે; કે જે સમાજના પરિબળે નાનકડો યુરોપ આજે સિંહ સ્વરૂપે ગાજે છે અને તેની આગળ આપણો હસ્તી સમાન એશિયા નિર્બળ બની ગયો છે. સમાજ વડે આપણે ધીમે ધીમે સૌ કાંઈ કરી શકીશું. બોલો, આપ સઘળાને મારા વિચાર પસંદ છે કે નહિ ?"

મનહર બોલ્યોઃ—"બંધુ ! અમે ખરા હૃદયથી આપના વિચારને સંમત છીએ. આપણે દેશસેવા કરવાથી આપણા પૂર્વજોની કીર્તિને ઉજ્વળ કરીશું, તે સાથે જન સમાજની પ્રીતિ પણ પ્રાપ્ત કરીશું અને હજારો ગરીબોની આશિષ મેળવીશું. પરંતુ નામદાર સરકારના કેટલાક સ્વાર્થ પરાયણ અમલદારોની ઈતરાજીને પ્રાપ્ત થઇશું. કારણ કે તેઓ દેશ સેવાનું નામ સાંભળીને ભડકી ઉઠે છે. તેઓમાંના કેટલાક અજ્ઞાન છે અને તેથી તેઓ આપણને પણ અજ્ઞાનના અંધકારમાં ડુબાવવાને ઇચ્છે છે. દેશ સેવા સરકારને કંઈ વિઘ્ન કર્તા નથી. આપણા સરકારની જન્મ ભૂમિમાં દરેકે દરેક સ્વદેશ ભક્ત છે. તેમના કર્ણમાં બાલ્યાવસ્થામાંથીજ સ્વદેશ સેવાના શબ્દો ફુંકાય છે. સ્વદેશાભિમાન જન્મસિદ્ધ હક્ક છે; ન્યાયથી પોતાનું મેળવવું અને દેશ બંધુઓને અજ્ઞાનતામાંથી જાગૃત કરી સ્વદેશાભિમાન પ્રકટાવવું એ પ્રત્યેકની ફરજ છે. તેમાં પ્રજાને રાજાને કે સરકારને ભય પામવા જેવું કશુંજ નથી.

કુસુમકાન્તઃ—" ભાઇઓ ! જે વીર પુત્રો સમુદ્રપારથી અપાર પરિશ્રમે અત્રે આવી તેમની કીર્તિને ઉજ્વળ કરી રહ્યા છે; તેમનામાં સારા સાર સમજવાની શક્તિ ઘણીજ રહેલી છે. સોબતે અસર અથવા યથા રાજા તથા પ્રજા. આપણે હાલ એવા રાજાના શિતળ છત્ર નીચે છીએ કે જે ન્યાયી છે, પ્રજાને ઉન્નત બનાવવાને ખાસ લક્ષ્ય આપે છે, સ્વદેશ વત્સલ છે, સ્વતંત્રાને ચાહે છે. એવા પ્રતાપી રાજાના ગુણોથી જો આપણે વિમુખ રહીએ તો આપણે માતૃદ્રોહિ અને તેમની પવિત્ર કીર્તિને કલંક લગાડનારા કહેવાઇએ.

આપણે અન્ય દેશોને દેખાડી આપવું જોઇએ કે અમે અમારા રાજ્યકર્તાના સહવાસથી જ્ઞાની બની સ્વદેશ ભક્ત અને સ્વતંત્રતાને ચાહનારા થયા છીએ. આથીજ સમય જતાં આ આર્ય ભૂમિની કીર્તિ સાથે રાજ્ય કર્તાની કીર્તિ પણ આખા જગતમાં ફેલાશે. " કુસુમકાન્ત બોલતો બંધ થયો. સઘળાએ તેના વિચારને પુષ્ટિ આપી. આખરે સમાજ સ્થાપવાનો નિશ્ચય થયો. ચ્હા ક્યારનીએ તૈયાર થઈ ગઈ હતી, નવનિત નીચે જઈ ચા ઉપર લઇ આવ્યો. મિત્ર મંડળ ચ્હા પી આડી અવળી વાતો કરવા લાગ્યું. વાતોમાંને વાતોમાં સાંજ પડી. નવનિતના સાહિત્ય સદનની દિવાલે લટકાવેલી ઘડીયાળમાં કડીંગ-કડીંગ પાંચના ટકોરા થયા. એવામાં કુસુમકાન્તને એકાએક કંઈક યાદ આવતાં કહ્યું, " ભાઇઓ ! જો તમારો વિચાર હોય .તો આપણે અત્યારે નારાયણ ઘાટ તરફ ફરવા જઇએ? ત્યાં એક પવિત્ર સંન્યાસી મહારાજ રહે છે, તેમનું નામ રામાનંદ સ્વામિ છે. પોતે વિદ્વાન અને સ્વદેશ પ્રેમિ છે. ચાલો, આપણે ત્યાં જઈ બે ઘડી આનંદ કરીશું અને સંન્યાસી મહારાજની પાસેથી કંઇક નવું જાણવાનું પણ જાણી લઇશું."

"ઘણો જ સરસ વિચાર; ત્યાં જવાથી આપણને બે લાભ મળશે. એકતો ખુલ્લી હવાનો અને પવિત્ર મહાત્માનાં દર્શનનો." મનહરરાયે કહ્યું.

"ત્યારે આપણે હવે તે તરફ ચાલી શું?" સુધાકરે પૂછ્યું.

"હા, ચાલીશું તો ખરા પણ ત્યાં સુધી પગ ઘસતા જઇશું કે? સુધાકર! તું ઘેર જા અને જલ્દી તારી વિકટોરીયા જોડી લાવ; કે જેથી આપણે સઘળા અંદર બેશીને ત્યાં જઇએ. ભાઈ! દેશ બંધુઓને બેસાડવાથી તારી ગાડી કંઈ ઘસાઇ નહિ જાય." નવનિતે કહ્યું.

બધા હસી પડયા. સુધાકર ગાડી લેવા ગયો. કુસુમકાન્ત અને નવનિત વસ્ત્ર પહેરી તૈયાર થયા. કુસુમકાન્તે નીચે ઉતરી સુશિલા સામે જોઈ પૂછ્યું, "ભાભી! ફરવા આવવું છે કે?"

"ભાઇ! હજી આ ભારતવર્ષની મહિલાઓને ફરવા જવાની સ્વતંત્રતા પ્રાપ્ત થઈ નથી."

સુશિલા આગળ બોલે એવામાંજ નવનિત બોલી ઉઠયો, "કેમ! તું જોતી નથી કે કેટલાંએ ફેશનેબલ જોડાં જન સમાજની દ્રષ્ટિએ ચઢી વિકટોરીયામાં યાતો મોટરમાં બેશી હવા ખાવાને જાય છે? વળી ટેનીસ રમવાને હાથમાં રેકેટ લઈ આપણી હિંદુ બાળાઓ ફાંકડી ફેશનેબલ બની જતી તેં અનેક વખત જોઈ છે, છતાં શામાટે નિરાશા સૂચક શબ્દો બોલે છે. આ વિસમી સદીની સ્ત્રીઓને કંઈ સ્વતંત્રતા વેચાતી લેવા જવું પડતું નથી. જો તારે પણ સાથે આવવું હોય તો તું પણ ફેશનેબલ ફાંકડી બની તૈયાર થઇ જા."

"સમય આવે એમ કરીશું; આપ અત્યારે પધારો." સુશિલા હસી પડી.

કુસુમકાન્ત–મનહરરાય અને નવનીત તૈયાર થઈ સુધાકરની રાહ જોવા લાગ્યા. અર્ધા કલાકમાં સુધાકર વિકટોરીયામાં બેશી ત્યાં આવ્યો.

મિત્રો ગાડીમાં ગોઠવાયા. કોચમેનને ગાડી નારાયણ ઘાટ તરફ લઇ જવાની આજ્ઞા મળી. ગાડીવાને ઘોડાને ચાબુક લગાવી. થોડીવારે ગાડી પૂરવેગે દરવાજા બહાર નીકળી નારાયણ ઘાટના માર્ગે જવા લાગી.

૬

## સ્વામી રામાનંદ.

नरपति हितकर्त्ता द्वेष्यतां याति लोके ।
जनपद हितकर्त्ता त्यज्यते पार्थिवेन ॥
इति महति विरोधे वर्तमाने समाजे ।
नृपति जन पदानां दूर्लभः कार्यकर्त्ता ॥

પંચતંત્ર.

રાજાનું શુભ ઇચ્છિનારાઓ પ્રજાની દ્રષ્ટિમાં દ્વેશને પાત્ર હોય છે. અને પ્રજાનું કલ્યાણ ઇચ્છનારાઓને રાજ્યકર્તા તિલાંજલી આપે છે. વર્તમાન સમયના આવા મહાન્ વિરોધમાં રાજા અને પ્રજાનું હિત સાચવી કાર્ય કરે એવો કાર્ય દક્ષ પુરૂષ દુર્લભ હોય છે. રામાનંદ સ્વામિ ઉભયને પ્રિયકર થઈ પડયા હતા. તેઓ સમય આવે સરકારી અમલદારોના કામમાં પણ મદદગાર થઈ પડતા. ગમે એવા તાલીમબાજ ગૂન્હેગારોને સ્વલ્પ સમયમાં ખોળી કાઢી અમલદારોને સોંપતા અને શહેરમાં થતાં છૂપાં કારસ્થાનોની બારીકાઇથી તપાસ કરી અમલદારોને ખબર આપતા. આથી તેમનું માન દરેક અમલદારોમાં વધ્યું હતું. સરકારમાં પણ તેમનાં કાર્યોની પ્રસંસા થતી હતી. તેઓ જાહેર સભાઓમાં ભાગ લઈ સારાં ભાષણો આપતા, ગરીબ લતાઓમાં જઇ ગરીબોને સુધરવાની શીખા મણ આપી યથા શક્તિ મદદ કરતા. દારૂનાં પીઠાં અને જુગારખાના-ઓમાં પણ જાતે જઈ લોકોને નીતિનું શિક્ષણ આપતા. આવાં આવાં અનેક

કારણોને લીધે તેમની ખ્યાતી ચારે તરફ થઈ રહી હતી. તેઓ શ્રીમંતોને ત્યાં જઇ તેમને સમજાવી દ્રવ્ય મેળવતા અને એ દ્રવ્ય અપંગ નિરાધારોના રક્ષણ ઉપરાંત ગરીબ બાળકોને ભણાવવામાં વાપરતા. તેઓએ અનેક યુવકોને નીતિનું શિક્ષણ આપી ઉપદેશને અર્થે ગામે ગામ મોકલ્યા હતા. ટુંકાણમાં રામાનંદ સ્વામીનાં દેશ સેવા સંબંધીનાં કાર્યો સ્તુત્ય હતાં. તેઓ નદી કિનારે નારાયણ ઘાટની બાજુમાં એક આશ્રમ બાંધી રહેતા હતા. તેમના આશ્રમનું નામ રામઆશ્રમ હતું. આશ્રમમાં બે ગાયો અને કામકાજ કરનારા ત્રણ સેવકો સિવાય અન્ય કોઈ રહેતું નહિ. સ્વામીને એકાન્ત વાસ પસંદ હતો. તેઓ સર્વ સ્થળે ચાલીને જતા. કોઇ કોઇ વખતે શહેરમાંજ રાત્રિ પડી જતી. લોકો ત્યાં રહેવાનો આગ્રહ કરતા; પરંતુ તેઓ મધ્ય રાત્રે પણ ઉઘાડા પગે ચાલીને આશ્રમમાં આવતા.

આજે સાંજનો સમય છે. સૂર્યભગવાન્ અસ્તાચળ તરફ જવાને ઉંડાણમાં ઉતરી રહ્યા છે. પવિત્ર સાબરમતિનો સુખકારક સમિર આનંદ અર્પી રહ્યો છે. દેખાવ રમણિય થઈ રહ્યો છે. સ્વામી રામાનંદ આશ્રમની બહાર એક ટેકરા ઉપર ઉભા રહી કુદરત કર્તાની કારીગરીને અવલોકી રહ્યા છે. એવામાં તેમના આશ્રમ પ્રતિ આવવાને નીકળેલું મિત્ર મંડળ વિકટોરીયાને દૂર ઉભી રાખી પગે ચાલતું ત્યાં આવી પહોંચ્યું. સ્વામીજી આ વખતે ગંભીર મુખે કંઇક વિચારમાં તદ્રુપ બની પ્રકૃતિ દેવીની લીલાને નિહાળી રહ્યા હતા. વિચારને લીધે આવનાર મિત્રમંડળ તરફ તેમનું લક્ષ્ય ખેંચાયું નહિ. આવનાર મંડળ પણ તેમના વિચારમાં વિઘ્નકર્તા રૂપ નહિ થઈ પડવાની ઇચ્છાથી ધીમે પગલે ચાલી તેમની પાછળ સ્હેજ દૂર ટેકરાપર નીચે બેઠું, હમણાં જ તેમના હૃદયમાંથી કંઇક અમૃત ઉદ્દગાર નીકળશે ધારીને સઘળા શાન્ત ચિત્તે બેશી રહ્યા. થોડીવારે શાન્ત વદને ઉભેલા સ્વામીજીના હૃદયોદ્દગાર મુખ દ્વારે બહાર નીકળવા લાગ્યા, "હા !

આ આર્યાવર્તનો પવિત્ર પવન અત્યારે કેવો આનંદ આપી રહ્યો છે? આ પવિત્ર ગંગામાતાનું જળ પણ કેવા ગંભીરભાવે વહન કરી રહ્યું છે! ખરેખર! આ ભારત ભૂમિ જ સ્વર્ગ સદન છે. દેવોને આનંદ કરવાનું નંદનવન પણ આ જ છે. આ તેજ ભૂમિ છે કે જેમાં રામ પરસુરામ–જમદગ્નિ–વ્યાસ–પ્રતાપી પાંડવો જેવાઓએ જન્મ ધર્યો હતો. એવા મહાન્ પ્રતાપશાળી પુરૂષોની જન્મભૂમિ પવિત્ર અને સ્વર્ગ સુખ દાયિની હોય એમાં શું નવાઈ? આ ભૂમિમાં નિવાસ કરનારા પુણ્યાત્માઓને કદી પણ દુઃખ હોતું જ નથી; પણ અત્યારે......" સ્વામીજી બોલતા અટક્યા. તેમની દ્રષ્ટિમાંથી પૂર્વ સમય અદૃસ્ય થયો અને તેની જગ્યાએ સાંપ્રત સમય જણાયો. તેમનું મુખ શોકાતુર થઇ ગયું. તેઓ મંદ અવાજે બોલવા લાગ્યા, " જ્યારથી યુધિષ્ટિર અર્થાત્ ધર્મરાજા આ પવિત્ર વસુધાપરથી ચાલ્યા ગયા, ત્યારથી જ આ દેશની પડતીની શરૂઆત થઇ છે. ધર્મના અભાવે જનસમાજમાંથી નીતિ મર્યાદા અને ઐક્યતાનો ભંગ થયો અને તેથી જ પરદેશી મુસલમાનોએ આક્રમણ કરી આ દેશમાં કેટલાક સમય સુધી રાજ્ય કરી ભાગ પડાવ્યો. તેમને પણ આ દેશમાં રહ્યે સૈકાંઓનાં સૈકાં થઈ ગયાં છે અને તેથીજ તેઓ હવે આપણા ભ્રાતાઓ—આપણા સુખ દુઃખના ભાગીદારો બન્યા છે. ચડતી પડતી સૌની થયા જ કરે છે. જે ચઢે છે એજ પડે છે. હા! કહ્યું છે કે વિદેશીયોના આક્રમણથીજ.

હતો દેશ રે જે સવિતા સમાણો,<br>
બધા ભાગમાંહી ધણું જે કમાણો;<br>
થયા હાલ તે દેશના આજ માઠા,<br>
વિદેશી હતું વિત્ત તે લેઇ નાઠા.

* * * * * *

વળી રત્ન લેઈ ગયો પ્લેગ પાપી,
અને મેઘ રાયે કૃપા દ્રષ્ટિ કાપી;
કળિ-રાયને કાળ કોપે ભરાયા,
કર્યા ગાભરા ને બનાયા હરાયા.

ખરેખર ! દેશની દશા ઘણીજ કઢંગી થઇ પડી છે. હા! અફ-સોસ ! જે વીર યોદ્ધાઓના પદ પ્રહારથી આ ધરા ધમધમી રહેતી, અરે જેની વીર હાકોથી સમસ્ત દિશાઓ કંપી ઉઠતી; હા ! આ તેજ આર્ય દેશની આવી અત્રદશા થવાથી ઘણું લાગી આવે છે.” આમ બોલતા સ્વામીજીએ પુનઃ બોલવું શરૂ કર્યું.

“ રે રે ઓ ! ભડભર્ત્ત શિર સહુના, આર્યો તણા આશરા,
પૃથ્વીના શણગાર સાર જગના, લક્ષ્મી તણા રે ઝરા;
જેની પૂર્ણ કળા થકી જગતમાં, સૌ દેશ ઝાંખા થતા,
ખોળે જેહ તણે જ બહુજ બળીઆ, ક્ષત્રિ તનો લાડતા.
ક્યાં તારો ચળકાટને દમદમો, ક્યાં વિત્ત તારૂં વળી ?
શી કીધી તુજ દુર્દશા અવનિમાં, રાજા મુસલ્લે મળી ?

પરંતુ તે ધમાધમી અને લોહી વહેવાના સમય કરતાં આ સમય ઘણો સારો છે.” પુનઃ છંદ ચાલુ થયો.

“ જાગી જો ફરી તોય અલ્પ હમણાં, છે ભાસ કે તેજનો,
પેખીને પ્રિય માન તું મન થકી, આભાર અંગ્રેજનો;
લાગે તોય મને ઘણું હૃદયમાં, તું કષ્ટને કારણે,
શીરીતે ઝટવારમાં સજ થઇ, હું દુઃખ ટાળું હવે ?
જેથી લાભ લગાર થાય તુજને, તે હું કરૂં પ્રિતથી,
કે અંગ્રેજ કરે તને સુખ કદી, તો તેહ શી રીતથી ?

આ અંગ્રેજ તણા કદી હૃદયમાં, મ્હાદેવ જો ઉતરે,
ને દેશી પર રાજ દેશી જનની, મર્જી પ્રમાણે કરે,
જો પ્રેરે પરિપૂર્ણ ધર્મ ધરવા, સૌ ભર્ત્તના લોકને;
સિંચે જો જળ શસ્ત્ર અસ્ત્ર અરપી ક્ષાત્રિ તણા બીજને,
બક્ષી તર્ત સ્વતંત્રતા સુજનને, સીમા કરે શોકની,
રાખે રોકી પ્રસારીને હુનરને, લક્ષ્મી જતી લોકની.
લોઢુંને વળી કોયલા હુનરમાં, જે ગાંસડા ગર્થના;
કાઢે રત્ન અમુલ્ય ને કનક જે, ભંડાર છે ભર્તના.
પાર્લામેંટ રચાવિ રાજ કરશે, સૌ રાય સારા મળી;
તો પામે અંગ્રેજ બહુજ બદલો, આશિષ પામે વળી,
રે' તો રાજ અખંડ આર્ય જનમાં, અંગ્રેજ રાજા તણું;
પૃથ્વી માંહ્ય પ્રસાર થાય પળમાં, ને માન પામે ઘણું.

સ્વામીજી બોલતા બંધ થયા. તેમણે અસ્ત પામતા સૂર્યને પ્રણામ કરી પાછળ દૃષ્ટિ કરી. કુસુમકાન્ત વગેરેએ ઉભા થઇ પ્રણામ કર્યા. સ્વામીએ હસતાવદને તેના સામે જોઇ પૂછ્યું, "વત્સ! ક્યારનો આવ્યો છે?"

"મને આવ્યે ઘણીવાર થઈ નથી."

"આ ગૃહસ્થો કોણ છે?"

"મારા મિત્રો છે. તેમાંના આ અત્રેના ડોકટર છે. તેમનું નામ સુધાકર છે; અને આ મનહરરાય અત્રેના વકિલ છે." કુસુમકાન્તે મિત્રોનો પરિચય કરાવ્યો. સ્વામિજી આશ્રમમાં જઈ એક મૃગચર્મ લઈ આવ્યા અને તે પાથરી પ્રસન્ન વદને બેઠા. કુસુમકાન્તે થોડીક બીજી વાતો કર્યા પછી સમાજ સ્થાપવા સંબંધીનો વિચાર જાહેર કર્યો. સ્વામીજી હસતે વદને બોલ્યા, "કુસુમ! ત્હેં ઘણો જ સારો વિચાર ધાર્યો છે. સમાજ વડે સ્વદેશની સારી સેવા થઇ શકશે. આ

તારા વિદ્વાન મિત્રો પણ સ્વાર્થ ત્યાગ કરી તારી સાથે જોડાવાને ઇચ્છે છે તે જોઇ હું ઘણો પ્રસન્ન થયો છું. તમારા શુભ કાર્યમાં ઇશ્વર અવશ્ય સ્હાય કરશે.

સારા કામમાં હમેશાં વિઘ્ન આવી પડે છે; પરંતુ તેથી ગભરાવું જોઇએ નહિ. કષ્ટ એ પરમાત્માની કસોટી રૂપ છે. તમારે સમાજને અંગે હજી ઘણું સહન કરવું પડશે. લોકો, અમલદારો પ્રથમતો તમારી નિંદાઓ કરવાને મચી પડશે; પણ તમે તમારા નિશ્ચયથી નહિ ડગો તો જ તમે આગળ વધી શકશો. તમારૂં સ્તુત્ય કાર્ય જોઈ તમારા દુષ્મનો પણ આખરે મિત્રો બનશે. કારણ કે મનુષ્યની શુભ ઇચ્છામાં પરમાત્માનું સ્ફુરણ છે. સાંભળો, મને આ વખતે એક અંગ્રેજ વિદ્વાનનું વાક્ય યાદ આવે છે. તે કહે છે કે,

* The human will, that force unseen,
The ofspring of a deathless soul,
Can hew a way to any goal,
Though walls of granite intervence.

James Allen.

માટે શુભ કાર્યમાં વિઘ્ન આવી પડે તો ડરવું નહિ. દરેક કાર્ય દૃઢ શ્રદ્ધા અને અપૂર્વ ખંતથી પૂર્ણ થાય છે. અસ્થિર મનના મનુષ્યો કદાપિ આગળ વધી શકતાં નથી"

સંન્યાસીના મુખથી ઇંગ્રેજી શબ્દો સાંભળી સુધાકર અને મનહર આશ્ચર્ય પામ્યા. તેઓ સ્વામીની સામે એકાગ્ર દ્રષ્ટે જોઈ રહ્યા. એવામાં કુસુમકાન્તે કહ્યું, " પ્રભો ! આપનું કહેવું યથાર્થ છે. આજે આપના

---

*અદ્રષ્ય સત્તારૂપ મનુષ્યની શુભ ઇચ્છા; કે જે અનંત અવિનાશી આત્માનું સ્ફૂરણ છે; તે અવિહારણીય વિઘ્નોને મૃતઃ પ્રાય કરી પોતાના ઉચ્ચાશયને સિદ્ધ કરી શકે છે.

મુખમાંથી ઇંગ્રેજી શબ્દો સાંભળી હું અને મારા આ મિત્રો આશ્ચર્ય પામ્યા છીએ. અમને સમજાવવાને શું કોઈ સંસ્કૃત શબ્દો નહોતા ?"

રામાનંદે કહ્યું, "આપણા ઋષી મૂનીયોએ અસંખ્ય શ્લોકો બનાવી રાખ્યા છે; પરંતુ આ તારા મિત્રો ઇંગ્રેજી ભણેલા છે, તેઓને જો મ્હેં એકાદ સંસ્કૃત શ્લોક કહી સંભળાવ્યો હોત તો તેઓના મગજમાં ઠસત નહિ, કારણકે તેમણે તેમની જીંદગીમાં પણ કોઈ સંસ્કૃત પુસ્તકમાંનાં જ્ઞાનયુક્ત વાકયો વાંચ્યાં નહિ હોય. આપણી તે દિવ્ય ભાષા હાલ અદ્દસ્ય રહી છે. આ તારા મિત્રોએ ઇંગ્રેજી પુસ્તકો અનેક વાંચ્યાં હશે; તેમાં મ્હેં ઉચ્ચારેલું વાક્ય પણ કદાચ તેમના વાંચવામાં આવ્યું હશે. એ જાણીનેજ મ્હેં ઉપરોક્ત વાક્ય તેમને સંભળાવવાને ઉચ્ચાર્યું હતું. આપણા પવિત્ર ઋષી મુનીયો કે જેઓ આખા ભૂમંડળ ઉપર પૂજાતા હતા; તેમણે રચેલા ધારા અને પુસ્તકોથી આજે વિદેશી લોકોની ઉન્નતી થઇ રહી છે. તે મહાન્ પ્રતાપી પુરૂષોનાં પુસ્તકોની સામે દૃષ્ટિ નહિ કરવાથી અને વિદેશી ગ્રંથો વાંચી તે પ્રમાણે વર્તવાથી આપણી અધોગતી થઇ છે. યુરોપની અંદર એવાં કેટલાંએ મનુષ્યો છે કે જેનાથી પોતાની ઉન્નતી થઈ છે તે દિવ્ય ભાષાને માનની નજરે જુએ છે અને આનંદથી તે ભાષાનાં પુસ્તકો વાંચે છે. જે ઋષી મુનીયોનું રક્ત આપણા હૃદયમાં વહન કરી રહ્યું છે; જે પ્રતાપી પુરૂષોએ આપણી ઉપર મહદ્ ઉપકારો કર્યા છે; જેમના વડે જ અદ્યાપિ પર્યંત હિંદુ જાતિનું ગૌરવ ઝળકી રહ્યું છે; અને જેની વિદ્યાઓથી આ પવિત્ર ભારત ભૂમિની કીર્તિ દશે દિશાએ ઝળકી રહી છે. તે ભૂમિના પૂત્રો; અને તે ઋષી મૂનીયોનાં સંતાનો, અને વીરવર પ્રતાપ—શીવાજી, ગુરૂગોવિંદસિંહના રકતને હૃદયમાં ધારણ કરનારાઓ, આજે તેમનું સ્વાત્માભિમાન

ભૂલવાથી, અને વિદેશીય અનુકરણ કરવાથી કંગાલ જેવા બની ગયા છે. આર્ય પુત્રો ! આ કેવી શોચનિય અવસ્થા ? અહા !

વિમળ વિદ્યાથી સુશોભિત અખીલ ભારત વર્ષ જે,
શાસ્ત્ર સુખદાયક શ્રુતિ સ્મૃતિયો વડે વિખ્યાત છે;
તે આજ થઇ નિસ્તેજ શાને, ધર્મચ્યુત જણાય છે ?
કારણ ! કુટિલ સંતાન સૌ, એયાવિ બનતાં જાય છે.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય, શુદ્ર, સદ્વિદ્યાને અભાવે સ્વાત્માભિમાનથી વિમુખ રહી ભ્રષ્ટ થતા જાય છે. બ્રાહ્મણો કે જેમનાં શરીરમાં વ્યાસ, વાલ્મીક, પરસુરામ, શાંડિલ્ય જેવા મહર્ષીઓનાં રૂધીર વહન કરી રહ્યાં છે; અરે જેઓ તેમનાં સંતાનો ગણાય છે; તેઓ આજે ધર્મ-વિદ્યાથી ભ્રષ્ટ થઇ પેટની વેઠને માટે અન્ય રસ્તો ગૃહણ કરી વિવેકભ્રષ્ટ થયા છે. જે ક્ષત્રિયો કે જેઓ રામ, કૃષ્ણ, પ્રતાપી પ્રતાપ, વનરાજ, શીવાજી વગેરે યોદ્ધાઓના રક્તથી ઉત્પન્ન થએલા છે; અને તે મહાન વીર પુરૂષોના પ્રતાપથીજ જેમને સિંહ પદવી પ્રાપ્ત થએલી છે; હા ! અફ્સોસ ! તેઓ પણ આજે સ્વાત્માભિમાન ત્યાગી ધર્મચ્યુત થઈ ફક્ત નામને છેડેજ સિંહ શબ્દ લગાડી રહ્યા છે. ધર્મના અભાવે તેઓ આજે નિસ્તેજ અને શૌર્યહિન બની ગયા છે.

ક્ષત્રિયો બળહિન થઇ અજ્ઞાને ઝોકાં ખાય છે,
બ્રાહ્મણો નીજ ધર્મ ત્યાગી, વિષયમાં લપટાય છે.

જ્યાં આવી બે ઉંચી કોમ અવદશાના અંધકારમાં ડૂબે તો પછી વૈસ્ય અને શુદ્રો અધોગતીને તળીયે પહોંચે એમાં આશ્ચર્ય શું ? ભાઇયો ! જ્યાં સુધી તમને સ્વધર્મનું યથાર્થ ભાન થયું નથી; હિંદુ જાતીનું ગૌરવ તમારા હૃદયમાં પ્રકટ થયું નથી; ત્યાં સુધી તમારી ઉન્નતી કદાપિ થવાની નથી; એ ખાસ સ્મરણમાં રાખજો. જે પ્રતાપી

પુરૂષોના પ્રયાસથી તમે આટલા ચંચળ અને ચાલાક બન્યા છો; તે અંગ્રેજોની વિદ્યા શીખી તમે તેનું તત્વ ગ્રહણ કરો. તેઓ તમને જ્ઞાન આપે છે પરંતુ તેમના આપેલા જ્ઞાનનો ઉપયોગ નહિ કરતાં તમે સ્વયં તેમના જેવા અંગ્રેજો બની જાઓ તે ઘણું લજ્જાસ્પદ છે. તમે તે વિદ્યાનો સદ્ઉપયોગ કરી તમારા પેટમાં પચાવો. જે મનુષ્યો અંગ્રેજી ભણી શાન્ત, ગંભીર, સ્વદેશવત્સલ વગેરે અમૂલ્ય ગૂણો ધરાવે છે, તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે; તેઓ જ ખરેખરા આર્ય પુત્ર કહેવાવાને લાયક છે; અને આખરે તેમની કીર્તિ દેશાન્તરમાં ઝળકી ઉઠે છે. પરંતુ જેઓ અંગ્રેજી ભણી ઉચ્છૃંખલ થઈ પવિત્ર વિદ્યાનો ગેરઉપયોગ કરી અંગ્રેજ જેવા બનવાના પ્રયત્ન કરે છે તેઓ ખરેખર નાલાયક મૂર્ખ ગણાય છે. તેઓની વાંદરીયા નકલથી અંગ્રેજો પણ તેમને તિરસ્કારની દ્રષ્ટિએ જુએ છે. પરમકૃપાળુ પરમાત્મા એવા અર્ધદગ્ધોની મલિન બુદ્ધિનો નાશ કરે એજ મારી અંતિમ્ પ્રાર્થના છે." સ્વામિજી આટલું વિવેચન કરી શાન્ત રહ્યા. સુધાકર અને મનહર તેમના શબ્દો સાંભળી વિચારમાં પડયા. તેમના હૃદયમાં સ્વામિ પ્રત્યે પ્રેમ પ્રકટયો. આ અરસ્સામાં એક વીસેક વર્ષના યુવકે ત્યાં આવી સ્વામીજીને પ્રણામ કર્યા. રામાનંદે તેના સામે જોઇ નજીકમાં બેસવાનું સૂચવ્યું. આ યુવકે સાદાં પણ સ્વચ્છ વસ્ત્રો પહેરેલાં હતાં. તેનું નામ અમૃતરાય હતું. તે જ્ઞાતિએ વૈશ્ય હતો. તેને સારૂં જ્ઞાન હતું. તે મીલમાં નોકરી કરી માસિક પંદર રૂપીઆ ઉપાર્જન કરતો હતો. તેના ઘરમાં ખાનારૂ ઘણાં હોવાથી તેને તેના ટુંકા પગાર વડે પૂરૂં થઇ શકતું નહોતું. તે વારંવાર નોકરીથી કંટાળી સ્વામીજી પાસે આશ્વાસન મેળવવાને આવતો. તે મુજબ આજે પણ તેમની પાસે આવ્યો હતો. તેના બેઠા પછી થોડી વારે સ્વામીએ પૂછ્યું, "અમૃત! હાલ કેમ ચાલે છે બચ્ચા?"

"મહારાજ! હવે તો હું અકળાઇ ગયો છું, જુજ પગારથી પૂરૂં થતું નથી. મારા ગૃહમાં હમેશાં કલેશ થયા કરે છે, મને હવે કાંઈ સૂઝતું નથી." અમૃતે દીન વદને જણાવ્યું.

"ત્યારે તું નોકરી મૂકી દઈ બીજા ધંધામાં શા માટે જોડાતો નથી ? હું તને વારંવાર કહ્યા કરૂં છું કે તું નોકરી છોડી દે, કારણ કે નોકરીથી તારૂં કંઈ પણ શ્રેય થનાર નથી. નોકરીથી તો મગજ જડ બની જાય છે." સ્વામીએ કહ્યું.

"પ્રભુ ! જો કે હું આપના કહેવા મુજબ નોકરીને ત્યાગી શકયો નથી, પણ ગઇ કાલે કુદરતેજ મને નોકરીનું રાજીનામું આપવાની ફરજ પાડી છે. મ્હેં ગઇ કાલથી નોકરી છોડી દીધી છે." અમૃતે કહ્યું.

"બરાબર સ્પષ્ટ સમજાવ ? " સ્વામીએ પૂછ્યું.

અમૃતે કહેવા માંડયું, "આપને વિદીત છે કે હું આપની કૃપાથી સ્વદેશસેવાનો મહામંત્ર શીખ્યો છું. તે અનુસાર હું મારો વખત બચાવી ગરીબ દેશબંધુઓને ઐક્યતા, ધર્મ, કેળવણી વગેરેનો ઉપદેશ આપતો હતો. તે વાત મારા સાહેબ કે જે એક પારસી છે, અંગ્રેજી ભણેલા છે; તેમના જાણવામાં આવી. તેમણે મીલમાલીકને કહ્યું. મિલમાલિકે જવાબમાં જણાવ્યું કે "જે સ્વદેશ પ્રેમિ છે તે આપણી મીલમાં જોઇએ નહિ. તેને કોઇક ગૂન્હામાં સપડાવી વિદાય કરી દેજો. શેઠની આવી સૂચનાથી મારા સાહેબ મારો કંઇક ગૂન્હો તપાસવામાં ધ્યાન આપવા લાગ્યા. મને એ બાબતની ખબર પડતાં જ મ્હેં ગઇ કાલે રાજીનામુ લખી આપી નોકરી છોડી દીધી. હું એવા સ્વદેશ દ્રેશી શેઠીયાની નોકરી કરવા કરતાં મજુરી કરવાનું ઉત્તમ સમજું છું."

રામાનંદસ્વામીએ તેની વાત સાંભળી ત્યાં બેઠેલા મંડળ પ્રતિ જોઇ કહ્યું, "કેમ ! સાંભળ્યુંને મિલમાલિકનું પરાક્રમ ? આ સ્વદેશભક્ત તેને

શું નુકશાન કરતો હતો અને કરવાનો પણ શું હતો ? ખરેખર આવા નામબોળુ શ્રીમંતો આ વસુધરાપર ન જન્મે તોજ સારા. વારૂ અમૃત ! હવે શું કરવાનો વિચાર છે ?"

"બાપજી ! હું શું કરૂં ? મારી પાસે પૈસા પણ નથી કે જેથી હું કંઇક વ્યાપાર કરી શકું. હું બે ત્રણ દિવસમાં બીજે કયાંક નોકરી શોધી કાઢીશ." અમૃતે કહ્યું.

"શું હજી પણ નોકરી કરવાનો જ વિચાર રાખે છે કે ?" સ્વામીએ પૂછયું.

"ત્યારે શું કરૂં? મારી પાછળનાંઓનું પૂરૂં શી રીતે કરવું?"

"તું આમ ગાંડાની માફક શું બકે છે ? તારી શક્તિનો તને સંપૂર્ણ વિશ્વાસ નહિ હોવાથી જ તું આમ બોલે છે. 'જેનામાં આત્મશ્રદ્ધા છે તેનાથી કંઈ અસાધ્ય નથી.' તું તારા હૃદયમાંથી હલકા વિચારોને કાઢી આ પવિત્ર ગંગામાં પધરાવી દે. હલકા વિચારોથી જ આર્યપુત્રો પામર અને વીર્યહીન્ બની ગયા છે. અમૃત ! હું તારા એકલાને માટે જ આમ કહું છું એમ સમજીશ નહિ, આપણા આખા ભારતવર્ષમાં આ ચેપ લાગેલો છે. આપણા દેશ કરતાં અન્ય દેશોનાં મનુષ્યો ઉત્તમ વિચારથી સ્વર્ગિય સુખ ભોગવી રહ્યાં છે. આપણા દેશમાં તો ભણેલા–ગણેલા અને પૈસાવાળાઓ પણ નોકરીની જ જંખનાઓ કર્યા કરે છે. આપણા ભારત તનુઓ બી. એ. એમે. થવા છતાં પારકાના પાસે જઈ નોકરીની ભીખ માગે છે. બસ આ સિવાય તેમને કાંઇ સૂઝતું જ નથી. આથી અન્ય દેશોમાં પણ તમારી કિંમત અંકાઇ ગઈ છે. આ ભારતવર્ષ સ્વર્ગભૂમિ કહેવાય છે. આ પવિત્ર ભૂમિપર દેવલોકો પણ અવતાર લેવાને ઇચ્છે છે. અત્રે અઢારભારની વનસ્પતિ ખીલી નંદનવન સમાન શોભા આપી રહી છે. ઋતુઓ

અનુકુળ આવે તેવી છે; કલ્પવૃક્ષ પણ આ દેશમાં આવેલું છે; છતાં શા માટે અન્ન–વસ્ત્રને માટે હાય–વોય કરવી પડે છે? આનું કારણ એજ કે તમારામાં બિલકુલ આત્મશ્રદ્ધા રહી જ નથી, તમે સદાકાળ હલકા વિચારોના હવાઈ ચક્કરોમાં ફર્યા કરો છો. એક વખત એવો પણ હતો કે આખા ભૂમંડળમાં આ વસુંધરાદેવીનાં યશોગાન ગવાતાં હતાં. તેજ આ નંદનવન સમાન સ્વર્ગભૂમિમાં તમારી હાલ દુર્દશા થઈ રહી છે; છતાં હજી તમારી અંધ આંખ્યો કેમ ઉઘડતી નથી? આટલું–આટલું સહન કરવું પડે છે, તદપિય એકબીજાની ઇર્ષ્યા, અને મિથ્યાભિમાન ત્યાગી શકાતું નથી. જેનાથી સાધારણ અન્નવસ્ત્રની જોગવાઇ કરી શકાતી નથી, અરે જેને પારકાના આધારે નોકરી કરી જીવન ગાળવું પડે છે; તેને તે વળી મિથ્યાભિમાન અને અન્યનો દ્વેષ શા માટે કરવો જોઇએ? અત્યારે તો સૌએ દ્વેશ, ઇર્ષ્યા, મિથ્યાભિમાન વગેરે નાલાયક ગુણોનો ત્યાગ કરી જીવન સંગ્રામમાં આગળ વધવું જોઇએ. તમે વિચારી જુઓ કે આપણા દેશમાં કેટલી બધી વસ્તુઓ ઉત્પન્ન થાય છે? વિદેશી પ્રજા જહાજો–સ્ટીમરો ભરી અત્રેથી કેટલો બધો કાચો માલ ભરી જઇ સુવર્ણ કમાય છે? જ્યારે તેઓ તમારા પ્રતાપથી જ રત્નો પેદા કરી સુવર્ણના હિંચકે હિંચી સ્વર્ગ સુખ ભોગવે છે; ત્યારે તમને ગર્ધવની માફક પારકાની વેઠ કર્યા વિના અન્ય કાંઇ સુઝતું જ નથી. અત્રે વિદેશમાં કાચો માલ લઇ ગયા પછી ત્યાંના લોકો બુદ્ધિ વાપરી વિવિધ વસ્તુઓ બનાવી શ્રીમંતો થાય છે; ત્યારે તમે અક્કલ શૂન્ય થઈ ઘરનું ધન બીજાઓને આપી દઇ આખરે અન્ન–વસ્ત્રને માટે નોકરી–નોકરીની બૂમો પાડતા ફર્યા કરો છો. જ્યારે આપણા લોકો નોકરીને ઉત્તમ માને છે ત્યારે અમેરીકા, ઈંગ્લંડ અને જાપાનમાં નોકરી કરનારાઓને ઓછું માન મળે છે.” સ્વામી

શ્વાસ ચઢવાથી જરીક થોભ્યા. કુસુમકાન્ત,સુધાકર વગેરે શાન્ત ચિત્તે સ્વામીજીના મુખમાંથી નીકળતી વાક્યધારાનું પાન કરી રહ્યા હતા. એવામાં અમૃતરાયે કહ્યું, " સ્વામીજી ! આપણા લોકોને જ્યારે આવો ઉપદેશ કરીએ છીએ ત્યારે હશી કાઢે છે; અને પોતેજ જાણે સર્વ સમજતા હોય એમ ડોળ બતાવે છે."

પુનઃ સ્વામીજીએ કહેવા માંડયું, " હા, એ હું સમજું છું. એ ડોળઘાલુઓમાં પ્રભુ પ્રત્યે બિલકુલ વિશ્વાસ હોતો જ નથી. ભાઇઓ ! જ્યાં સુધી તમારામાં દ્રઢ શ્રદ્ધા નથી; ત્યાં સુધી કદાપિ તમારૂં શ્રેય થનાર નથી, તમારાથી તમારો સંસાર પણ સુખરૂપે ચલાવી શકાવાનો નથી; તેમ તમારો ધર્મ પણ સંભાળી શકાવાનો નથી. જો તમે તમારી ઉન્નતિ ચ્હાતા હો તો મારા કહેવા પ્રમાણે વર્તો અને તેમ ના બની શકે તો અમારા જેવા સાધુ બની જઈ દેશ વિદેશ ફરી ઉપદેશ કરી જન સમાજનું કલ્યાણ કરો. અમારા પંથમાં ભળવાથી તમને ભીખ મળશે; ફક્ત ઉપદેશ કરવામાં જ તમારૂં પેટ ભરાશે. ' જ્યાં આપ લે નો વ્યવહાર ચાલતો નથી; ત્યાં કોઈ કોઇના મુખ સામે પણ જોતું નથી. ' અમે પણ જ્યારે ધર્મની બે એક વાતો કોઇને સંભળાવીએ છીએ, ત્યારે જ મૂઠી અનાજની પ્રાપ્તિ થાય છે. તમે કાંઈ કરો નહિ અને હાથ પગ જોડીને બેશી રહો તો પરમેશ્વર કંઇ તમારા ઘરમાં નાખી જશે નહિ. તમે નોકરી–ચાકરીમાં અત્યંત કષ્ટ ઉઠાવો છો, છતાં તમારામાં ચૈતન્ય આવતું નથી એ તમારા કમ ભાગ્યની જ વાત છે. ખરેખર કુદરતની ઘટમાળ ન્યારીજ છે. મ્હેં અનેક પુસ્તકોમાં અને પેપરોમાં વાંચ્યું છે કે નોકરી કરનારને વિદેશમાં કોઈ માન આપતું નથી. પરંતુ જેઓ વિદ્યાર્થી–બુદ્ધિથી સાહસથી સ્વાત્મજોરે શ્રીમંતો થઈ પ્રસિદ્ધ થયા છે, તેઓને જનસમાજ

માન પૂર્વક બોલાવી પુષ્પોથી વધાવે છે. ' ઉદ્યમ અને પરિશ્રમથી જે મનુષ્ય ભાગ્ય લક્ષ્મીને વરે છે, તે જ પુરૂષ દેશનો નેતા બનવાને લાયક ગણાય છે. ' આપણા દેશમાં તો એવી સ્થિતિ છે કે ભલે ખાવા-પહેરવાને અન્ન-વસ્ત્રના વાંધા પડે, પણ દૂશ અને મિથ્યા ભિમાનમાંથી ફુરસદ જ ના મળે. કેટલાકોને એક હલકામાં હલકી વસ્તુ પણ બનાવતાં આવડતી નથી; છતાં તેઓ કળા-કૌશલ્યવાન વિદેશી લોકોના ગુણ દોષ ઉપર આક્ષેપ કરવાને મંડી પડે છે; એ મિથ્યાભિમાન નહિતો બીજું શું ? એવા મિથ્યાભિમાનપણાથી તેમજ જ્ઞાતિઓના પટેલો થવાથી અને નોકરીમાં સાહેબ કહેવાવાથી તમારો કોઈ સત્કાર યા માન રાખનાર નથી. પરંતુ જ્યારે તમારામાં સ્વદેશ પ્રેમ, વિદ્યા-કળા કૌશલ્ય વગેરેની અપૂર્વ શક્તિ નિહાળશે, ત્યારે જ આખી દુનિયાં તમારો સત્કાર કરી તમને પુષ્પોથી વધાવશે. તમારા શબ્દો પણ ત્યારેજ સાંભળશે.લાંબા-લાંબા લેખો લખી યાતો મોટી સભાઓ ભરી ભાષણો કરવાથી દેશની ઉન્નતિ થવાની નથી. ભાઇઓ ! ' ભણીગણી મોટામાં મોટી પરિક્ષા પસાર કરી ડીગ્રીઓ મેળવી; તેમજ બે ચાર સમાજોપયોગી પુસ્તકો પણ લખી પ્રસિદ્ધ કર્યાં અને જાહેર સભાઓમાં સારાં ભાષણો આપ્યાં એથી સુવિખ્યાત્ વિદ્વાન બની ગયા એમ સમજવાનું નથી; પરંતુ જે સદ્‌વિદ્યાના પ્રતાપ વડે જન સમાજ જીવન ઉજવળ કરવાના કર્તવ્યમાં સમર્થ થઇ શકે નહિ, જે વિદ્યાના પ્રકાશથી જનસમાજનું ચારિત્ર બળ કેળવાય નહિ અને જે વિદ્યાજ્ઞાનથી મનુષ્યો આપણા દેશના ઋષી મૂનિયો જેવા શાસ્ત્ર સંપન્ન, રામ-કૃષ્ણ પ્રતાપ વગેરે વીરયોદ્ધાઓના જેવા બળવાન-પરાક્રમશાળી-પરહિત તત્પર—સ્વેદેશ હિંતચિંતક બને નહિ; તે વિદ્યાને જ્ઞાનનું નામ આપવું યોગ્ય નથી. તેઓ ભણ્યા તોએ શું અને ના ભણ્યા તોએ શું ? પરંતુ જે શિક્ષણથી મનુષ્યો પોતાના

પગ ઉપર ઉભાં રહેતાં શીખે તેજ વિદ્યા સાચું શિક્ષણ છે. આજ કાલની વિદ્યાનું સાર્થક તો નોકરી કરી કમાવું અને કાળ આવે મરણનું શરણ સ્વિકારવું એમાં જ સમાએલું છે. આવા મનુષ્યોને જીવનની કિંમત હોતી જ નથી. માટે દરેક મનુષ્યોએ ભણી ગણી કળા કૌશલ્યવાન થવું જોઇએ. નોકરીનું નામ મૂકી દઈ સારા વ્યાપાર અને હુન્નરમાં લક્ષ આપવું જોઇએ." રામાનંદે શાન્ત થઈ ભગવા અંચળાથી મુખ લ્હોયું. સઘળા મૌન ધારણ કરી રહ્યા. એવામાં પુનઃ અમૃતે પૂછ્યું, "બાપજી! ત્યારે હવે મારે શું કરવું?"

"તારે સ્વદેશ સેવા કરવાને આ કુસુમકાન્તના સમાજમાં જોડાવું. તારી પાછળનાંઓના નિર્વાહને માટે તને સમાજ તરફથી દર માસે રૂપીઆ પચિસ પગાર મળશે. તું હાલ એટલામાં સંતોષ માની જીવન ઉજવળ કરજે. આ કુસુમકાન્ત ભવિષ્યમાં તને સુખી કરશે એ સ્મરણમાં રાખજે." રામાનંદે કહ્યું. અમૃતે ગુરૂની આજ્ઞા સ્વિકારી. કુસુમકાન્ત અને તેના મિત્રોએ પણ સંમતિ દર્શાવી. રાત્રિ પડી ચૂકી હતી. આકાશમાં નિશાનાથનો ઉદય થયો હતો. કુસુમકાન્તે જવાની આજ્ઞા માગી. સ્વામીજીએ સઘળાને થોડીકવાર બેસવાનું કહી આશ્રમના સેવક પાસે તાજું દુધ મંગાવ્યું. સઘળા દુધ પી સ્વામીને વંદન કરી જવાને ઉભા થયા. અમૃતરાય પણ તેમની સાથે જવાને ઉભો થયો. મિત્રમંડળ ગાડી પાસે આવી તેમાં બિરાજ્યું. તેઓ અર્ધા કલાકમાંતો શહેરમાં દાખલ થયા. અમૃતને તેના ઘર આગળ ઉતારી વિકટોરીઆ ત્રણે મિત્રોને લઇ નવનિતના મકાને આવી. કુસુમ અને નવનિત નીચે ઉતર્યા. ગાડીવાને સુધાકરના મકાન તરફ વિકટોરીઆ હંકાવી મૂકી. કુસુમકાન્ત અને નવનિત ઘરમાં આવ્યા. ગૃહદેવી રસોઈ તૈયાર કરી રાહ જોઇ બેશી રહી હતી. બન્ને મિત્રો વસ્ત્ર બદલી જમવા બેઠા,

જમતાં-જમતાં કુસુમકાન્તે સ્વામીજીનો ઉપદેશ સુશિલાને સંભળાવ્યો. તેમાંથી સુશિલાને પણ ઘણું જાણવાનું મળી આવ્યું. બન્ને મિત્રો ભોજન કાર્યથી પરવારી ઉપર ગયા અને મુખવાસ લઈ અન્ય વાતો કરવા લાગ્યા. સુશિલા જલ્દીથી જમી વાસણ વગેરે સાફ કરી ઉપર આવી અને તેમની વાતોમાં ભાગ લેવા લાગી. છેવટે રાત્રિના બાર વાગ્યા. સુશિલાએ સુકોમળ શૈય્યાઓ બિછાવી દીધી. કુસુમકાન્ત અને નવનિત પ્રભુનું ધ્યાન ધરી નિદ્રાનું આવ્હાન કરવા લાગ્યા.

## ૭

### ભાઈ બ્હેન.

કુસુમકાન્તે સ્વામિરામાનંદના આશ્રમમાંથી આવ્યા પછી ચોથા દિવસે સમાજની સ્થાપના કરી. તેના ઘણા મિત્રો સમાજના મેમ્બર થયા. સમાજનું કાર્ય ધીમે ધીમે આગળ વધવા લાગ્યું. કુસુમકાન્ત અને તેના મિત્રો ઠામ ઠામ અને ગામે ગામ સભાઓ ભરી ઉપદેશ આપવા લાગ્યા. થોડા દિવસમાં તો તેમની વાહવાહ થવા લાગી. વિદ્વાન વર્ગ અને શ્રીમંતોમાંથી પણ ઘણી મદદ મળવા લાગી. સમાજના હિસાબ સંબંધીનું કાર્ય અમૃત રાખવા લાગ્યો. આવી રીતે તેમનું કાર્ય ચાલવા લાગ્યું. જ્યારે આ સ્તુત્ય કાર્ય જનસમાજમાં વખણાવા લાગ્યું; ત્યારે કુસુમકાન્તના કાકા વામનરાય અંદરખાનેથી બળી જવા લાગ્યા. તેમનાથી કુસુમકાન્તનાં વખાણ સાંભળી શકાતાં નહોતાં. તેમણે રત્નદ્વેષી અને વિધ્નસંતોષી પદ ધારણ કર્યું. તે લોકોની આગળ કુસુમકાન્તની નિંદા કરવા લાગ્યા. તેમણે થોડાક લોકોને સમજાવી ફોસલાવી એક જુદુ મંડળ સ્થાપ્યું. તે મંડળ કુસુમકાન્તની નિંદા અને તેના કાર્યમાં વિઘ્ન નાખવાના પ્રયાસ કરવા લાગ્યું. આપણા લોકોમાં એવી જાતની એક

કુટેવ પડેલી હોય છે કે તેઓ કોઇનું સારૂં જોઈ શકતા નથી. જ્યારે અન્ય દેશોમાં કોઇનું શુભ થતું જોઇ ત્યાંના લોકો ખુશી થાય છે ત્યારે આપણા લોકો બળી જાય છે અને તે શુભ થનારનું અશુભ કરવાના પ્રયાસમાં મંડી પડે છે. આખરે સત્યને જ ન્યાય મળે છે એ સમજવા છતાં તેઓ પોતાનું કુટિલ વર્તન ચાલુ રાખ્યા જ કરે છે. પોતાના પિતાની વર્તણુકથી ઇંદિરાને અત્યંત ઉદ્વેગ થવા લાગ્યો. તેણે પિતાને નિંદ્ય વર્તન ત્યાગવાનું જણાવ્યું; આથી વામનરાય તેના ઉપર ગુસ્સે રહેવા લાગ્યો. ઇંદિરા માતા-પિતાના ગુસ્સાનો ભોગ થવા લાગી. તેને કુસુમકાન્તને મળયે ઘણા દિવસ થઇ ગયા હતા. તેથી આજે તેને મળવાનો નિશ્ચય કરી ઇંદિરા સાંજના ચાર વાગે ઘરની બહાર નીકળી. વામનરાય બહાર ગયા હતા, તેની નવી માતા પડોશની સ્ત્રીયો સાથે લોકોની નિંદા કરવામાં રોકાએલી હતી. મકાનના એક નોકરને ફરવા જવાનું નામ દઇ ઇંદિરા ઝડપથી કુસુમકાન્તના ઘર તરફ જવા લાગી. કુસુમકાન્તે જમવાનું મિત્રને ત્યાં રાખી કેટલાક દિવસથી રહેવાનું પોતાને ઘેર રાખ્યું હતું. તે શાન્તિથી પોતાનું કાર્ય આગળ ચલાવી રહ્યો હતો. તે સમાજમાં મદદ તરીકે મળતા દ્રવ્યમાંથી એક પાઇનો પણ પોતાને માટે ઉપયોગ કરતો નહિ. પોતાને જ્યારે પૈસાની જરૂર પડતી ત્યારે નવનિતની પાસેથી લઈ આવતો. જન સમાજમાં આવવા જવાથી તેનું ખર્ચ ધીમે ધીમે વધવા લાગ્યું. લોકો તેને માનની નજરે જોતા હતા, પરંતુ તેને આર્થિક વિટંબણા કેવી પડેછે, તેને શી આવક છે તે વિષે કોઇ પૂછતું નહિ. તેના મિત્રો અને સમાજના કેટલાક સભ્ય મેમ્બરો તેને મદદ આપે તેવા હતા, પણ પોતાની હકીકત કોઇને જણાવવાનો કુસુમકાન્તે દ્રઢ નિશ્ચય કરેલો હતો. તેની પ્રભુ પ્રત્યે દ્રઢ શ્રદ્ધા હતી. તે જ્યારે તેના કાકાના ઘેર રહેતો ત્યારે ગમે એવાં કપડાંથી ચલાવી લે તો; પણ

સમાજ સ્થાપ્યા પછી તેને લોકોમાં જવું આવવું વધારે થવાથી તેમજ શ્રીમંતોના સહવાસમાં આવવાથી તેને વસ્ત્રો પણ સારાં પહેરવાની ફરજ પડી. આર્થિક સ્થિતિની ઉપાધિથી અને સમાજના કાર્યના પરિશ્રમથી તેની તબિયત પણ અસ્વસ્થ રહેવા લાગી. જે વખતે ઈંદિરા તેને મળવા તેના મકાનેથી નીકળી હતી; તે વખતે કુસુમકાન્ત પોતાના ઘરના મેડાપર શાન્ત વદને બેશી રહી એક સંસ્કૃત પુસ્તક વાંચતો હતો. એવામાંજ ઈંદિરાએ તેના ઘર આગળ આવી દ્વાર ધકેલી બૂમ મારી, " મોંટાભાઇ ! ઘરમાં છો કે ? " કુસુમકાન્તે પુસ્તક નીચે મૂકી બારી બ્હાર જોયું તો તેની નજરે ઈંદિરા જણાઈ. તે તરત નીચે ઉતરી બારણાં ઉઘાડી ઈંદિરાને લઈ ઉપર આવ્યો. ભાઈ બ્હેન ઘણા દિવસે મળયાં. ઇંદિરાએ કુસુમકાન્તના સૂકાએલા શરીર સામે જોઈ પૂછ્યું, " ભાઇ ! શરીર કેમ સૂકાયું છે ? શું કંઇ વ્યાધીતો થયો નથી ને ? "

" બ્હેન ! શરીરમાં મને જીર્ણ જ્વર રહ્યા કરે છે. હાલમાં સુધાકર ભાઈની દવાથી કંઈક ફાયદો છે. કહે બ્હેન ! કાકા–કાકી કુશળ તો છે ને ? મારે એકાદ દિવસ તેમને મળવા આવવું છે. ' કુસુમકાન્તે કહ્યું.

" મ્હોટાભાઇ ! હાલમાં પિતાજીએ તો મારી ઉપર પિશાચ સ્વરૂપ ધારણ કર્યું છે. હું મૌન્નતા ધારણ કરી દિવસો નિર્ગમન કરૂં છું. તમે તેમને મળવા આવશો નહિ. તે અંતઃકરણથી તમને ધિક્કારે છે અને તમારી પ્રશંસા સાંભળી બળી જાય છે. '

" તેથી શું થઈ ગયું ? તે ગમે એટલા પણ મારા વડિલ છે. હું સમય મળે તેમને મળીશ, અને તેમને સત્ય સમજાવીશ. તેમની આંખ્યો આગળ જે અંધકારનો પડદો પડેલો છે; તે સમય આવ્યે દૂર થશે. બ્હેન ! ત્હારે પણ અકળાવું જોઇએ નહિ. "

"ભાઇ! તમે તમારૂં અશુભ કરનારનું શ્રય કરવાને ઇચ્છોછો, એથી સિદ્ધ થાય છે કે તમારા હૃદયમાં દેવનો વાસ છે. મારા પિતાને જ્ઞાન થવું એ તો મરૂ ભૂમિમાં જળ બિંદુ સમાન છે. તેમના મલિન હૃદયમાં દૈત્યનો વાસ છે. તમારી પ્રત્યે તેમના ઘણા ખરાબ વિચાર છે. તમારી તરફની મારી શુભ લાગણીથી જ મારે તેમની સાથે વૈમનસ્ય બંધાયું છે. પિતા માતા હમેશા મારી તરફ તિરસ્કાર યુક્ત નજરે જુવે છે. હાલમાં મારી સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થઇ પડી છે. મ્હેં સ્કુલ પણ છોડી દીધી છે. હું ધર્મ નીતિનાં પુસ્તકો વાંચી સમય વ્યતિત કરૂં છું. મારા પિતાના અયોગ્ય વર્તનથી મને ઘણુંએ લાગી આવે છે; પણ હું શું કરૂં ?" ઇંદિરાની આંખ્યોમાં ઝળઝળીયાં જણાયાં. કુસુમકાન્ત તેને આશ્વાસન આપી કહેવા લાગ્યો, " બ્હેન ! આ સંસાર વિચિત્ર છે, ગભરાયે કંઇ પણ વળનાર નથી. પ્રભુ પ્રત્યે અડગ શ્રદ્ધા રાખી નીતિમય જીવન ગાળ નારનું આખરે શુભ થાય છે. સમય આવે પિતાજી પરતાશે. તે તને લઢે તો પણ તું તેમની આગળ એક પણ શબ્દનો ઉચ્ચાર કરીશ નહિ. સામસામે વાક્ય પ્રહાર કરવાથી ક્લેશ વધી જાય છે. 'ગૃહ ક્લેશ એક વખતના સુખી સંસારને દુઃખમય બનાવે છે.' બ્હેન ! તું ગુણ-વાન છે, તને સારાસારનું જ્ઞાન છે. તુ જો પિતાજીથી વિરૂદ્ધ વર્તીશ તો ભવિષ્યમાં ઘણી દુઃખી થઇશ. તારે તો હાલ મૌન વ્રત ધારણ કરી જે થાય તે જોયા કરવું. તારૂં હિત હું સમજુ છું. હું સમય આવે મારાથી બનતા પ્રયત્ને તારૂં શ્રેય કરીશ."

" મોટાભાઇ ! મારૂં તો જે થનાર હશે તે થશે. તમે મારી ચિંતા કર્યા વિના તમારૂં ઉપાડેલું કાર્ય આગળ વધારે જજો. મારા પિતાજીના પ્રયાસથી તમારી સમાજને માટે હાલમાં બે મત પડ્યા છે. તમને સભા ભરવાને કોઇ મકાન આપતું નથી તેમાં પણ તેમનો ગુપ્ત

હાથ છે. જ્યારે મારા પિતા આવી રીતે અન્યાય યુક્ત વર્તન ચલાવી,રહ્યા છે, ત્યારે મ્હેં પણ ખૂબ વિચાર કરીને તમારા સત્યપંથમાં જોડાવાનો દ્રઢ નિશ્ચય કર્યો છે. એક તરફ પિતાજી અને બીજી બાજુએ તેમની પુત્રી છે. હવે જોજો કે કેવો રંગ જામે છે. ભાઈ ! તમારી સમાજમાં હું એક નજીવી વસ્તુ આપવાને ચાહુ છું તેનો સ્વિકાર કરો." કહી ઇંદિરાએ રૂમાલમાંથી એક મોહનમાળા બહાર કાઢી કુસુમકાન્તને આપવા માંડી.

કુસુમકાન્ત વિસ્મયતાથી તેની સામે જોઈ બોલ્યો, " બ્હેન ! તું આ શું કરે છે ? તને કંઈ ભાન છે ? તું હાલ કેવી સ્થિતિમાં છે એનો તો વિચાર કર ? તારા પિતા સાથે વિરૂદ્ધ વર્તવામાં તારૂં શ્રેય સમાએલું નથી. બ્હેન ! તું હજી કુમારીકા છે, તું સ્વતંત્ર નથી. વળી તારા માથે રજનું ગજ કરનારી અજ્ઞાન અપર માતા છે. બ્હેન ! ખૂબ વિચાર કર, તું સમજુ છે; તારૂં હૃદય હું સારી રીતે સમજુ છું.સમય આવે તને મારા કાર્યમાં ખેંચી લઇશ. પરંતુ હાલતો તું તારી તમામ ઇચ્છાઓને દબાવી આત્મ સંયમ કર. પ્રભુ તારૂં કલ્યાણ કરશે. બ્હેન ! આ માળા તું તારા ગળામાં પહેરી લે, તેની કંઈ જરૂર નથી; મારી પાસે અખૂટ ખજાનો ભરેલો છે. "

" મોટાભાઈ ! હું જે કાંઈ કરૂં છું તે પૂર્ણ વિચાર કરીને જ કરૂંછું; છતાં આપની સૂચનાનો સ્વિકાર કરૂંછું. આ માળા તમે લીધી હોત તો ઘણું સારૂં થાત. આ માળામાં મારા પિતાનો બિલકુલ હક્ક નથી. મ્હેં ભરત ભરીને મેળવેલા પૈસાની જ આ માળા છે; તેથી તેનો ઉપયોગ કરવો એ મારી મરજી મુજબ છે. આથીજ આ માળા હું મારા સ્વદેશનાં દીનબંધુઓના સુખને અર્થે ખર્ચ કરવામાં આપવાને ચાહુંછું. સ્વદેશ

સેવા કરવાની મને ઉત્કર્ષ ઇચ્છા છે. ભાઇ! તમે મારી ઇચ્છામાં અંતરાય શા માટે નાખો છો?" ઇંદિરા ગળગળી થઇ ભાઇના સામે જોઇ રહી. કુસુમકાન્ત બોલ્યો, "બ્હેન! તું હાલ સ્વતંત્ર નથી. લોક વિરૂદ્ધ વર્તવું નહિ એ વિદ્વાનોનું વાક્ય છે. જો કે તારે તારી ઇચ્છાઓને હાલ તો દબાવવી પડશે, પરંતુ સમય આવે તારી એ શુભ ઇચ્છાઓ પરમકૃપાળુ પરમાત્મા પૂર્ણ કરશે. તારૂં સાહસ અને હિંમત જોઇ મને ખાત્રી થાય છે કે તું ભવિષ્યમાં જરૂર સારાં કામો કરી તારૂં જીવન સફળ કરીશ. જે બાળાને બાલ્યકાળથીજ સ્વદેશનું જ્ઞાન છે, તે સમય આવે કંઇક ઓરજ કાર્ય કરી બતાવે છે." આવી રીતની વાતો ચાલી રહી હતી, એવામાં બહાર એક પટાવાળો સાઇકલપર બેશીને આવ્યો. તે તારવાળો હતો. તેણે કુસુમકાન્તનું નામ પોકાર્યું. કુસુમકાન્તે નીચે જઇ સહિ કરી આપી તાર લીધો. તારવાળો ચાલ્યો ગયો. કુસુમકાન્ત તાર વ્રાંચવા લાગ્યો. ઈંદિરાએ ધડકતે હૃદયે પૂછ્યું, "મોટા-ભાઇ! શું લખ્યું છે? તાર ક્યાંથી આવ્યો છે?"

"ઇંદિરા! પ્રભુની કૃપાનો પાર નથી. તારા અત્રે આવ્યા પહેલાં હું મારી આર્થિકસ્થિતિના વિચારમાં ગોથાં ખાતો હતો; પરંતુ પરમાત્મા કંઇકિ ઓરજ કરે છે. આ તાર આપણા સ્નેહિ શશીકાન્તનો છે. તેમણે તારથી રૂપિયા દસ હજાર મોકલી આપ્યા છે. તેમાંના પાંચ હજાર સમાજમાં અને બાકીના મારે લેવા એમ જણાવ્યું છે." કુસુમકાન્તે જણાવ્યું. ઇંદિરા ખુશી થઈ બોલી, "ભાઈ! મારી ઉપર પણ તેમનો ગઇ કાલે પત્ર હતો. તેમાં તેમણે તમારી કુશળતા પૂછાવી છે. તમે તેમને જવાબ લખો તો મારા પ્રણામ લખશો. ખરેખર! એ સ્નેહિનું હૃદય તો નિરાળુંજ છે. પત્રમાં પણ મધુરા શબ્દો લખે છે." ઇંદિરાએ કહ્યું. આ અરસ્સામાં નવનિતરાય ત્યાં આવી પહોંચ્યો. તેણે ઉપર આવી કહ્યું, "બ્હેન ઇંદિરા! કેમ

છો ? આજે ભાઇ બ્હેન છાની છાની શી વાતો કર્યા કરો છો ?"

"અમારી વાત તારાથી છાની નહિ હોય. લે; આ તાર વાંચ એટલે ખબર પડશે." કુસુમકાન્તે તાર તેના હાથમાં મૂક્યો. નવનિતે તાર વાંચી આનંદ પ્રદર્શિત કરી શશીકાન્તને ધન્યવાદ આપ્યો. ઇંદિરા પણ મનમાં શશીકાન્તના સ્નેહની પ્રસંસા કરવા લાગી. બાદ થોડીવારે નવનિતે પૂછ્યું, "કુસુમ ! હવે ફરવા આવે છે કે ?"

"હા, આજે કઈ તરફ ફરવા જઇશું ?" કુસુમકાન્તે પૂછ્યું.

"મારો વિચાર ભીમનાથ તરફ જવાનો છે. હું ગાડી ભાડે કરીને તને બોલાવવા આવ્યો છું. ચાલ, જલ્દી કપડાં પહેરી લે." નવનિતે જણાવ્યું.

કુસુમકાન્ત કપડાં પહેરી તૈયાર થયો. નવનિત ઇંદિરા નીચે ઉતરી બહાર નીકળ્યાં. કુસુમકાન્તે મકાનને તાળું વાશી મિત્ર જોડે પ્રયાણ કર્યું. ઇંદિરા ભાઈની રજા માગી તેના મકાન તરફ ગઇ. બન્ને મિત્રો ગાડીમાં બેશી ભીમનાથ તરફ ફરવા ચાલ્યા ગયા.



## ૮

## સંકટમાં સપડાએલી બાળા.

સાંજના છ વાગ્યા હતા. આજે સખ્ત ગરમી પડી હતી. પવનનું તો નામ જ નહોતું. આકાશ વાદળાંથી આચ્છાદિત્ થએલું હતું. આ વખતે કુસુમકાન્ત અને નવનિતની ગાડી પૂરપાટ દોડતી ભીમનાથ તરફ જતી હતી. એવામાં એકાએક ભયંકર તોફાન થઈ આવ્યું. પવન જોસથી ફૂંકાવા લાગ્યો. વૃક્ષોની ડાળીયો એક બીજાની સાથે અથડાઇ અવાજ ઉત્પન્ન કરવા લાગી. આકાશમાં વરસાદ છવાયો. મેઘ ગર્જના

થવા લાગી. લોકો નાશભાગ કરવા લાગ્યા. પવનનું તોફાન ક્રમે ક્રમે વધવા લાગ્યું. કુસુમકાન્ત અને નવનિત વિસ્મયતાથી વિચિત્ર પ્રકાર અવલોકી રહ્યા. તેમની ગાડી રેલ્વે લાઇનિ પસાર કરીને સડક ઉપર ઉભી હતી. પ્રચંડ તોફાનને લીધે ગાડી હવે આગળ જઈ શકે એમ નહોતું. પ્રતિપળે તોફાન વધતું ચાલ્યું. પવન સુસવાટા બંધ વ્હાઈ વૃક્ષોને ઉખાડી જમીન પર સુવાડવા લાગ્યો. કડાકાપર કડાકા થવા લાગ્યા. એક ભયાનક કાટકાની સાથે જ વરસાદ ટૂટી પડયો. એ પાણીનો વરસાદ નહોતો પણ બરફના નાના કટકા વરસતા હોય એમ કરા પડવા લાગ્યા. સીધરામની છતપર કરા પડવાથી ખટ ખટ અવાજ સંભળાવા લાગ્યા. જગત્ જળમય જણાવા લાગ્યું. ધોળે દિવસે આંખ્યોને આંજી નાખે એવા વિદ્યુતના ચમકારા થવા લાગ્યા. રસ્તા જનશૂન્ય જણાતા હતા. કુસુમકાન્ત અને નવનિત ગાડીના પડદા નાખી બેશી રહ્યા હતા; પરંતુ ચારે તરફ ઘુમતા પવનના પ્રચંડ વેગથી જળબિંદુઓએ પડદા ફાડી તેમને કયારનાએ પલાળયા હતા. બિચારા ગાડીવાનની કરૂણાજનક સ્થિતિ થઈ રહી હતી. તે આખા શરીરે ભીંજાઇ ટાઢથી થરથરતો તેની જગાએ ટુંટીયું વાળીને બેશી રહ્યો હતો. ધોધ-માર વર્ષાદ વરસતો હતો. કાનને ફાડી નાખે એવા કડાકા—ધડાકા પ્રતિપળે સંભળાતા હતા. પવનથી જમીનદોસ્ત થએલાં વૃક્ષોએ સડક-પર પડી રસ્તો બંધ કરી દીધો હતો. આ વખતે એક બંધ પડદાવાળું સિધરામ ભીમનાથ મહાદેવની સડકપરથઇને પૂરવેગે આવતું જણાયું. ઘોડો ચમકવાથી ચારે પગે ઉછળ્યો હતો. સિગરામ રસ્તા વચ્ચે પડેલાં વક્ષોમાં ભરાતું—ડોલતું હમણાં જ ઉંધું પડશે એમ જણાતું હતું. ગાડીવાને ઘોડાને વશમાં રાખવાને અપાર મહેનત કરી પણ ઘોડો હાથમાં રહ્યો નહિ.

છેવટે ઘોડો ગાડી સાથે વૃક્ષોના ઝુંડમાં ફસાઈ નીચે પડી

તરફડવા લાગ્યો. સિધરામ પણ ઉંધું વળ્યું. ગાડીવાન નજીકમાં આવેલી કાંટાની વાડમાં ઉથલી પડયો. આ સાથે જ ગાડીની અંદરથી એક હૃદય ભેદક ચીસ સંભળાઈ. આ બધો પ્રકાર કુસુમકાન્તની ગાડીથી થોડેક દૂર બન્યો. નવનિત અને કુસુમ પડદો ઉંચો કરી એ દેખાવ અવલોકી રહ્યા હતા. કુસુમકાન્ત ક્યારનોએ તે તરફ મદદે દોડી જવાને ઉત્સુક થઇ રહ્યો હતો; પણ નવનિતે ભયાનક તોફાનની અંદર જવાનું ના કહી તેને પરાણે અટકાવી રાખ્યો હતો. કુસુમકાન્તના કા'ને ચીસનો અવાજ સંભળાયો. તેણે તરત ગાડીનું બારણું ઉઘાડી નાખી એ તરફ દોડવું શરૂ કર્યું. આ વખતે તોફાન પણ કંઇક સમ્યું હતું. ભયાનક તોફાન પછી શાન્તિ જણાય છે એ મૂજબ સર્વત્ર શૂન્યકાર ભાસતું હતું. રાત્રિ ક્યારનીએ પડી ચૂકી હતી. તોફાનને લીધે સડકપર આવેલાં ફાનસોમાં દીપકો પ્રકટાવવાને કોઈ આવ્યું નહોતું. આથી સઘળે બિષણ અંધકાર વ્યાપી રહ્યો હતો. નવનિત પણ ગાડીમાંથી નીચે ઉતરી કુસુમકાન્તની મદદે જવાને તેની પાછળ દોડતો હતો. એવામાંજ વાડમાં પડેલા ગાડીવાનની "કોઇ મદદ કરો, મદદ કરો, એવી ધીમી બૂમ સંભળાઇ કુસુમકાન્ત બોલી ઉઠયો." "નવનિત ! તું પેલી વાડ પાસે જા, ત્યાં પણ કોઇક ગરીબ માણસ મદદની બૂમ મારે છે."

"બહુ સારૂં, તમે જલ્દીથી સિધરામ પાસે જાઓ, કારણ કે મને તેની અંદર કોઇક અબળા હોય એમ સમજાય' છે." કહી નવનિત વાડ તરફ વળ્યો; અને છેક નજીક જઇ ગાડીવાનને યુક્તિપૂર્વક બહાર કાઢયો. તેના હાથમાં પણ કાંટા ભોંકાવાથી રક્ત નીકળવા લાગ્યું. ગાડીવાન સાવધ થઇ નવનિતને પગે પડયો. તેને લઇ નવનિત કુસુમકાન્તની પાસે આવ્યો. કુસુમકાન્ત ક્યારનોએ ઉંધા પડેલા સિગરામ પાસે આવી બંધ પડદાને તોડી નાખી અંદર પડેલી એક બાળાની સારવાર કરતો

હતો. સીધરામ ભાગી ગયું હતું. ઘોડો તોફાન કરી થાકવાથી તરફડતો હતો. નવનિત અને ગાડીવાન ત્યાં આવી પહોંચ્યા. ગાડીવાનને બહુ ઈજા થઇ નહોતી. તેનાં કપડાં ફાટી ગયાં હતાં અને મુખ વગેરે શરીરના ખુલ્લા ભાગપર કાંટાઓ પેશી જવાથી લોહી નીકળ્યું હતું. કુસુમકાન્તે ગાડીવાનને ઘોડાના પટા કાપી નાખવાનું સૂચવી નવનિતને પાસે બોલાવ્યો. ગાડીવાને ઘોડાને છૂટો કર્યો. અશ્વ બંધનમૂક્ત થઈ ધીમે રહી ઉભો થયો અને નિસ્તેજ જેવો જણાઇ હાંફવા લાગ્યો. કુસુમકાન્તે અને નવનિતે અંદર પડેલી બેશુદ્ધ બાળાને ધીમે રહી બહાર કાઢી પોતાની ગાડી તરફ લઇ જવા માંડી. અંધારૂં તો એટલું બધું વ્યાપેલું હતું કે કોઇ કોઇનું મુખ ભાગ્યે જ જોઇ શકાય. તેઓ વૃક્ષો સાથે અથડાતા-કુટાતા થોડીવારે પોતાના સીધરામ આગળ આવ્યા. તેમનો ગાડીવાન પણ દયાળુ હૃદયનો હોવાથી મદદ કરવા લાગ્યો. તેણે ગાડીનું બારણું ઉઘાડી બારણાં પાસેની બેઠક ઉંચી કરી. કુસુમ અને નવનિતે બેભાન બાળાને આસ્તેથી ઉંચી કરી વચ્ચે ટેકો આપી બેસારી. પેલો બાજો ગાડીવાળો પણ ઘોડાને લઈ ધીમે પગલે ચાલતો ત્યાં આવ્યો. તેણે ત્યાં આવી પૂછ્યું કે, " બ્હેનને કેમ છે ? "

" હાલ તે બેશુદ્ધ છે. આપણે અજવાળામાં જઇ તેમની સારવાર કરીશું. તું ઘોડાપર બેશી અમારી પાછળ ચાલ્યો આવ. ભાગેલી ગાડીની વ્યવસ્થા સવારમાં થઇ પડશે. " આમ કહી કુસુમકાન્તે પ્રથમ ગાડીમાં ચઢી બેશી બેશુદ્ધ બાળાને બરાબર બેસારી પકડી રાખી. નવનિત ગાડીવાનને ગાડી હાંકવાનું કહી ગાડીમાં બેઠો. ગાડી ચાલવા લાગી. બીજો ગાડીવાન ઘોડાપર સ્વાર થઇ ગાડીની પાછળ પાછળ જવા લાગ્યો. ગાડી થોડીવારે દાનવીર શેઠ હઠીભાઈની વાડી પાસે આવી

પહોંચી. ગાડીવાળાને ત્યાં ગાડી અટકાવવાની આજ્ઞા થઈ. ગાડી સડક પર ઉભી રહી. ગાડીવાને નીચે ઉતરી બારણું ઉઘાડ્યું. પેલો બીજો ગાડીવાળો પણ ઘોડાપરથી ઉતરી ત્યાં આવી હાજર થયો. નવનિત પ્રથમ નીચે ઉતર્યો. સઘળાએ મળી તે બેશુદ્ધ રમણીને ધીમેથી સાચવીને બહાર કાઢી. તેને વાડીના ઓટલાપર લઇ જવામાં આવી. કુસુમકાન્તે માથે બાંધેલો ફેંટો ઉતારી તેને નીચે પાથર્યો; અને પછી તે રમણીને તેની પર સૂવારી. નવનિતે ગાડીવાળાને એકાદ મીણબત્તી લઇ આવવાનું કહ્યું. તરત ગાડીવાળાએ પોતાના ગજવામાંથી બે મીણબત્તીઓ કાઢી દિવાસળીની પેટીની જરૂર જણાવી. પેલો બીજો ગાડીવાન ઘોડાપર બેશી દિલ્હીચકલામાં પેટી લેવા ગયો રાત્રિના દસ વાગવા આવ્યા હતા. તોફાનને લીધે શહેરમાં પણ સઘળું અસ્ત વ્યસ્ત થઇ ગયું હતું. મ્યુનિસિપાલીટીનાં ફાનસો ધબાય નમઃ થઈ ગયાં હતાં, સઘળે પાણીનાં નાનાં મોટાં ખાબોચીયાં ભરાયાં હતાં. દુકાનો બંધ હતી; ફક્ત એકજ પાનસોપારીની નાનકડી દુકાન વાળો ગરીબ વેપારી તોફાનની સામે ટક્કર ઝીલી કમાવાની આશાએ દુકાનનું બારણું લગીર ઉઘાડું રાખી મીણબત્તી સળગાવી બેશી રહ્યો હતો. ગાડીવાળાએ ત્યાં આવી તેની પાસેથી બે પૈસા આપી દિવાસળીની પેટી ખરીદી પાછું જવા માંડ્યું. દરવાજા આગળ એક પોલીસ પહેરાવાળો ઓવરકોટ ઓઢી એક ખૂણામાં ભૂતની માફક બેશી રહ્યો હતો, તે પેલા ગાડીવાનને ઘોડાપર બેસી જતો જોઇ ઉભો થયો. ગાડીવાન દરવાજા બહાર નીકળ્યો. પોલીસને વ્હેમ પડયો. તે તેની પાછળ જવા લાગ્યો. ગાડીવાને પાછા આવી પેટી કુસુમકાન્તના હાથમાં મૂકી. નવનિતે તેની પાસેથી પેટી લઈ મીણબત્તી સળગાવી. પ્રકાશ પથરાયો. પેટી લઈ આવેલા ઘોડાવાળાપર સંશય લાવી તેની પાછળ

ચાલ્યો આવેલો સિપાહી થોડેક દૂર ઉભો રહી સઘળું દૃશ્ય બારિ-કાઇથી અવલોકી રહ્યો. તેણે અજવાળું થએલું જોઇ કંઇક શિકાર છે; જરૂર આજની મહેનત સફળ થશે ધારીને એ તરફ ધીમે પગલે જવું શરૂ કર્યું. કુસુમકાન્તે પ્રકાશમાં રમણીના મુખ સામે નિહાળ્યું, તે ચમકયો અને તેના મુખમાંથી હર, હર, વિશ્વંભરાનો ધ્વનિ નીકળ્યો. તેની નજરે તે બેશુદ્ધ બાળા કોઇક ગર્ભશ્રીમંતની સ્વરૂપવાન કન્યકા જણાઇ. તેનું સુકોમળ મુખ પૂર્ણિમાના ચંદ્રને પણ ક્ષણભર ક્ષોભ ઉપજાવે એવું ગોળ ઘાટીલું ભાસતું હતું. તેણે એક કન્યકાને છાજે એવાં કિંમતી વસ્ત્રો પહેરેલાં હતાં. તેના કમળનાળ સમ સુકોમળ કરમાં હિરાજડિત બંગડીઓ ઝાંખાં પ્રકાશમાં પણ ચળક-ચળક થઈ રહી હતી. ટુંકાણમાં આ રતીદેવીને પણ લજાવે એવી મનોહર રમ્ય બાળાને કુસુમકાન્ત એકાગ્ર દ્રષ્ટે થોડીકવાર અવલોકી રહ્યો. કુસુમકાન્તે આવી દેવાંગના સમાન શ્રીમંત કન્યાને આજ પ્રથમ જ જોઇ. તેણે એવું રમ્ય રમકડું બનાવનારા પ્રભુનો ઉપકાર માની તેની સારવાર કરવા માંડી. તેણે ગાડીવાળાને પાણી લઇ આવવાની આજ્ઞા કરી; કારણ કે તે બાળાને માથામાં સખ્ત વાગ્યું હતું, વાગેલા ભાગમાંથી હજી પણ લોહી નીકળતું હતું. રક્તના રેલા તેની બન્ને બાજુના ગૌર ગાલપર પથરાઇ હૃદય કંપાવતા હતા. સમય વર્તનાર ગાડીવાન તેની તુર્કી લાંબી-પહોળી ટોપીમાં નળેથી પાણી ભરી લાવ્યો, કુસુમકાન્તે જળવડે તેના મુખપરથી રૂધીર ધોઇ નાખ્યું; એટલીવારમાં નવનિત પાસે આવેલા એક ઝુંપડામાંથી રૂ લઈ આવ્યો. કુસુમકાન્તે રૂ સળગાવી શેકવા માંડયું. એવામાં જ પેલા સિપાહીએ ત્યાં આવી રોફબંધ પૂછ્યું, “અત્યારે આ શું ધાંધલ છે? તમે લોકો કોણ છો?”

સઘળાએ ચમકીને તેના સામે જોયું, તેને કોઇએ જવાબ આપ્યો

નહિ; આથી પુનઃ તે પોલીસે પૂછ્યું, "કેમ કંઈ સાંભળતા નથી કે? જલ્દીથી જવાબ આપો કે આ બેશુદ્ધ થએલી છોકરી કોની છે અને તમે કોણ છો?"

કુસુમકાન્તે ચિડાઇને કહ્યું, "તું અમારો જવાબ લેનાર કોણ છે? જા, તારી ફરજ બજાવવાને ચાલ્યો જા."

"એમ! વારૂ તમારૂં નામ લખાવો." કહી તેણે ખીસ્સામાંથી એક કાગળનો કટકો અને પેનસીલ કાઢી. નવનિત ગુસ્સે થઇ બોલ્યો, "ભાઇ! તું અત્યારે છાનોમાનો ચાલ્યો જા, અહિં તને કંઈ પણ મળનાર નથી; નાહકનો શામાટે ધાંધલ કરી અમને અડચણ કરે છે?"

"હું હવે તમારૂં બીજું કાંઈ પણ સાંભળવાને માગતો નથી. તમે તમારૂં નામ જણાવો છો કે નહિ?" સિપાહીએ પૂછ્યું.

કુસુમકાન્તે રોષયુક્ત વદને કહ્યું, "ચાલ, લખીલે મારૂં નામ કુસુમકાન્ત નવલરામ."

સિપાહી તેનું નામ સાંભળી સ્તબ્ધ બન્યો. તેણે કુસુમકાન્તનું નામ સાંભળ્યું હતું. તેને પશ્ચાતાપ થયો. તેણે નમ્ર બની કહ્યું, "મારે હવે આપનું નામ લખવાની જરૂર નથી. હું આપને ઓળખું છું અને આપની તરફ ચલાવેલી ઉદ્ધતાઈ ભરેલી વર્તણુંકને માટે તમારી માફી માગું છું."

નવનિતે કહ્યું, "અમારાં હૃદય તો દયા અને ક્ષમાથી સદાકાળ ભરેલાં જ છે, પરંતુ તારે તારી ફરજનું યથાર્થ જ્ઞાન મેળવવું જોઇએ. તમે પોલીસ લોકો તમારા સપાટામાં સપડાએલાઓની સાથે અવિવેકે વર્તો છો અને પૈસા પડાવવાને માટે અનેક પ્રપંચો કરો છો. તમારા હૃદયમાં દયા તો હોતી જ નથી. તમને નામદાર સરકાર તરફથી પગાર મળે છે. તમને પ્રજાના રક્ષણાર્થે રાખેલા છે. તમે પ્રજાના સેવક છો. પ્રજા પ્રત્યે તમારે કેવું વલણ

ધરાવવું જોઇએ; એનું તમારે પ્રથમ જ્ઞાન મેળવવું જોઇએ. તમારે તમારી ફરજ ન્યાયથી, નીતિથી, અને નમ્રતાથી બજાવવી જોઇએ. ભાઈ! આવી રીતે વર્તશો તો જ સુખી થશો; નહિ તો અંતકાળે ઘણા જ દુઃખી થશો. કરેલાં કર્મ આ સંસારમાં જ ભોગવવાં પડે છે. પ્રજાને ત્રાસ આપી મેળવેલો પૈસો તો કાચા પારા જેવો છે."

"સાહેબ! હું આજથી આપના કહ્યા મુજબ ચાલીશ. આપે આપેલા જ્ઞાનને માટે હું આપનો ઉપકાર માનું છું. મારૂં કંઈ કામ હોય તો ફરમાવો?" સિપાહીએ કહ્યું.

"ભાઈ! તારૂં અહિં કંઇ પણ કામ નથી. તું તારી નોકરીપર ચાલ્યો જા." કુસુમકાન્તે કહ્યું. સિપાહી સલામ કરી ચાલતો થયો. નવનિતને તેની અજ્ઞાનતા જોઈ હસવું આવ્યું. કુસુમકાન્તના શેકથી બાળાના માથામાંથી નીકળતું રક્ત ક્યારનુંએ બંધ થઇ ગયું હતું. કુસુમકાન્ત તેના મુખ પર જળ છાંટવા લાગ્યો. તે બાળા ધીમે ધીમે શુદ્ધિમાં આવવા લાગી. તેણે થોડીવારે આંખ્યો ઉઘાડી. નેત્રો ખુલતાં જ તેની દૃષ્ટિ પ્રથમ કુસુમકાન્તપર પડી. પોતાની સામે એક ગૌર વર્ણના યુવાનને બેઠેલો જોઈ તે વિસ્મયતાથી ઉઠી બેઠી થઇ. કુસુમકાન્તે તેના સામે જોઇ મૃદુ સ્વરે કહ્યું, "તમે કંઇપણ ભય પામશો નહિ."

તેના માયાળુ શબ્દોથી તે બાળાને શાન્તિ વળી. તેને પોતાની થએલી દુર્દશાની સ્મૃતિ થઈ આવી. તેણે નીચું જોઇ વિનીત ભાવે કહેવા માંડ્યું, "આજે મારા માટે આપને અતિશય પરિશ્રમ લેવો પડ્યો હશે. જો સમયસર આપની મદદ મળી ન હોત તો અત્યારે મારી ઘણી જ દુર્દશા થઇ પડી હોત. આજે આવું ભયંકર તોફાન થશે એવી મને આશા નહોતી. આપે આજે દૈવી કાર્ય કરી મારો પ્રાણ બચાવ્યો છે."

કુસુમકાન્તે કોમળ સ્વરે કહ્યું, "થનાર વસ્તુ હમેશાં થયાજ

કરે છે. પરમકૃપાળુ પરમાત્માએ તમારી રક્ષા કરી અમારો શ્રમ સફળ કર્યો છે. બાળા ! અમે કાંઈ વિશેષ કર્યું નથી. હવે તમે તમારૂં સ્થળ જણાવો કે જેથી હું તમને તમારા મકાને પહોંચતાં કરૂં? તમારાં માતા પિતા વ્યાકુળ થતાં હશે. ”

“ હા, આપને હજી એટલો પણ શ્રમ લેવાની જરૂર પડશે ખરી, પણ તે પહેલાં મારા ગાડીવાળાની કંઇ ખબર છે કે ?” બાળાએ ઉંચે જોઇ પૂછ્યું.

“ હું આ રહ્યો બ્હેનબા. ” ગાડીવાળો ત્યાં આવી ઉભો. તેણે સઘળી વાત તેને જણાવી કુસુમકાન્ત અને નવનિતનો ઉપકાર માન્યો. બાળાના હૃદયમાં પણ કુસુમકાન્ત પ્રત્યે પૂજ્ય ભાવ પ્રગટ થયો. તેણે સ્હેજ હસ્તે વદને પૂછ્યું, “ હવે આપણે ચાલીશું ?”

“જેવી તમારી ઇચ્છા? શરીર સ્વસ્થ થયું હોય તો ગાડીમાં બેશી જાઓ. ” કુસુમકાન્તે કહ્યું. બાળા ઉભી થઇ ધીમે રહી ગાડીમાં સામી બાજુએ બેઠી. બન્ને મિત્રો પણ ગાડીમાં ચઢી બેઠા. બીજો ગાડીવાન દ્વાર બંધ કરી ઘોડાપર સ્વાર થયો. ગાડી હાંકનારે ઘોડાને ચાબુક લગાવી પૂછ્યું, “ ગાડી કઇ તરફ લેવાની છે સાહેબ ? ”

“ રાયપુર તરફ. ” બાળાએ જણાવ્યું.

ગાડી દરવાજા બહાર નીકળી ભદ્રના માર્ગે જવા લાગી, કારણકે નવનિતને ત્યાં ઉતરવાનું હતું. થોડેક દૂર ગયા પછી કુસુમકાન્તે બાળાને પૂછ્યું,” શું તમે રાયપુરમાં રહો છો ?”

“ હાજી. ” કહી તે સુશિલ બાલિકા મૌન રહી. તેના હૃદયમાં કુસુમકાન્તના વિચારો થયા કરતા હતા. તેનું ગૌરમુખ અને ભવ્ય લલાટ નિહાળી તે બાળા આત્મગત્ વિચારતી હતી કે, “ ખરેખર ! આ કોઇક દૈવી પુરૂષ જ છે. આજકાલના યુવાનોમાં અને એમનામાં બહુ

જ ફેર છે. જેનામાં પરોપકાર, દયા વગેરે ગુણો હોય છે તે દૈવી પુરૂષ કહેવાય છે. ત્યારે આ મનુષ્યના રૂપમાં કોઇ દેવતો નહિ હોય ? શું ખબર પડે ? મને તો આજના બનાવમાં કંઇક કુદરત કર્તાનો ગુપ્ત હાથ હોય એમ સમજાય છે. અહા ! શું આ યુવકના મુખમાંથી નીકળતા અમૃતમય શબ્દોની માધુર્યતા ! આ યુવકના મુખારવિંદના તેજથી મારી દ્રષ્ટિ અસ્થિર થઈ જાય છે. ખરેખર ! આ ભાગ્યવાન યુવક કર્તાની કારીગરિનો અદ્દભૂત નમુનો છે." આમ વિચારતી તે બાળાએ અંતે પૂછ્યું, " આપનું નિવાસ સ્થાન જણાવવાની કૃપા કરશો કે ?"

" હું પણ રાયપુરમાં જ રહું છું. " કુસુમકાન્તે જણાવ્યું.

" હેં ! શું તમે રાયપુરમાં જ રહો છો ! ત્યારે તો હવે તમારો પૂર્ણ પરિચય કરાવો? " બાળાએ આશ્ચર્ય પામી પૂછ્યું.

" મારૂં નામ કુસુમકાન્ત છે........" તે આગળ બોલે એ પહેલાં જ બાળા બોલી ઉઠી, " બસ હવે વિશેષ પરિચયની કાંઇ જરૂર નથી. હું આપને સારી રીતે ઓળખુ છું; પણ આપતો આપના કાકા વામનરાયને ઘેર રહેતા હતાને ?"

"હા, પણ દૈવવશાત્ મારે મારા કાકાના ગૃહનો ત્યાગ કરવો પડયો છે; વારૂં હવે તમારૂં નામ જણાવશો ?" કુસુમકાન્તે પૂછ્યું.

" હું પણ આપની જ જ્ઞાતિની છું. મારૂં નામ કુસુમાવતી છે, મારા પિતાનું નામ વિશુધ્ધરાય છે." આટલું કહી તે બાળા કુસુમકાન્તની સામે જોઈ રહી. કુસુમકાન્તે તેને ઓળખી. એક શ્રીમંતની પુત્રી આવી રીતે દુઃખમાં આવી પડશે અને તેની સારવાર મારે જ કરવી પડશે એવી એને સ્વપ્ને પણ આશા નહોતી. તેના હૃદયમાં હજારે-હજાર તર્ક-વિતર્ક થવા લાગ્યા. નવનિત તો તેનું નામ સાંભળી સ્તબ્ધ બની ગયો. તે

પોતાની જ્ઞાતિના એક શ્રીમંતની પુત્રી હતી. આખી ન્યાતમાં તેના રૂપ ગુણનાં ગાન ગવાતાં હતાં. તેણે ગૂજરાતિ ઉપરાંત ઇંગ્રેજી સાત ચોપડીઓનું જ્ઞાન મેળવેલું હતું. હાલ તે સંસ્કૃત અભ્યાસ કરતી હતી. જ્ઞાતિના અનેક ગૃહસ્થોએ તેના પિતા પાસે તે બાળાનું માગુ કર્યું હતું; પરંતુ પુત્રીની લગ્ન કરવાની અનિચ્છાને લીધે વિબુધરાયને ના ક્હેવી પડતી હતી. કુસુમાવતી માસિકોમાં અને પેપરોમાં સારા-સારા લેખો લખતી હતી. નવનિતે તેના ઘણા લેખો વાંચ્યા હતા. તેના હૃદયમાં તેની પ્રત્યે માન હતું. તે વિદ્યાવિલાસી બાળાનું પોતાના હાથે રક્ષણ થયું ધારીને તે પોતાને અહોભાગ્ય સમજવા લાગ્યો. ગાડીમાં મૌન્ન પ્રવર્તાયું હતું. છેવટે ગાડી નવનિતના ઘર આગળ આવીને ઉભી રહી. નવનિતે નીચે ઉતરવા માંડ્યું. કુસુમાવતીએ પૂછ્યું, "આપને અત્રે જ ઉતરવાનું છે કે?"

"હા, હું અત્રે જ રહું છું."

"આપનું નામ?"

"નવનિતરાય."

"માફ કરજો નવનિતભાઇ, કે મ્હેં અદ્યાપિ પર્યંત આપને ઓળખ્યા નહોતા. મ્હેં આપનાં દરેક પુસ્તકો વાંચ્યાં છે. તમારો પ્રયાસ ઉત્તમ છે. આપ સાહિત્યની સારી સેવા બજાવો છો. હું આપને ધન્યવાદ આપું છું. નવનિતભાઇ! કોઇ વખત સમય મેળવી આ તમારા મિત્ર રત્ન સાથે મારી પર્ણકુટિમાં પધારશો તો અધીક આનંદ થશે." કુસુમાવતીએ કહ્યું.

"હું અવશ્ય કોઇ વખતે આવીશ." કહી નવનિત કુસુમકાન્તને સવારમાં મળવાનું સૂચવી ચાલતો થયો. ગાડી ત્રણ દરવાજાની બહાર નીકળી રાયપુરના માર્ગે જવા લાગી. છેવટે ગાડી રસ્તા ઉપર આવેલા વિબુધરાયના ભવ્ય મહાલય આગળ આવીને ઉભી રહી. મકાનમાં આ વખતે ગરબડ મચી રહી હતી. દીપકો પ્રકાશી રહ્યા હતા. નોકર-ચાકરો દોડા-

દોડી કરી રહ્યા હતા. વિબુધરાયના શોકની સીમા નહોતી, તે વ્યાકુળ-તાથી કમ્પાઉન્ડમાં આમતેમ આંટા મારી રહ્યા હતા. એ અરસામાંજ ગાડી આવીને ઉભી રહી. તે ઝાંપો ઉઘાડી બહાર દોડી આવ્યા. કુસુમાવતી ગાડીમાંથી નીચે ઉતરી. વિબુધરાય તેને ઓળખી આનંદથી બોલી ઉઠયો, "કોણ કુસુમ!"

"હા, પિતાજી." કહી કુસુમાવતી રડી પડી. કુસુમકાન્ત પણ ગાડીમાંથી નીચે ઉતર્યો. તેણે પાકીટમાંથી રૂપીયા દસની નોટ કાઢી ગાડીવાળાના હાથમાં મૂકી. ગાડીવાળો પ્રસન્ન વદને સલામ કરી ચાલતો થયો. વિબુધરાયે તેને નોટ આપતાં જોયો. હજી કુસુમાવતી રડતી હતી. ઘોડાની લગામ પકડી ઉભેલા ગાડીવાને શેઠને સઘળી વિતક વાર્તા ટુંકમાં કહી સંભળાવી. વિબુધરાય પ્રભુનો ઉપકાર માની કુસુમાવતી તથા કુસુમકાન્તને લઈ મકાનમાં આવ્યા, કુસુમની માતા દોડી આવી; અને પુત્રીને હૃદય સાથે દાબવા લાગી. કુસુમકાન્ત ત્યાં પડેલા વિરામાસનપર ગંભીર મુખે બેશી રહ્યો. નોકર-ચાકરથી તે સ્થળ ભરાઇગયું, કુસુમાવતીએ અથઇતિ વાર્તા જણાવી છેવટે કુસુમકાન્ત સામે આંગળી કરી કહ્યું કે, "જો આ પરોપકારી વીરયુવક સમયસર ત્યાં આવી ચઢયા ના હોત, તો હું કયારનીએ સ્વધામ સિધાવી હોત."

વિબુધરાયે સજળ નયને કુસુમકાન્ત સામે નજર કરી કહ્યું,

"ભાઇ! તમે આજે મારાપર મોટામાં મોટો ઉપકાર કર્યો છે, તમારી મહેનતના બદલામાં તમે જે માગો તે આપવાને હું તૈયારછું."

"કાકાસાહેબ! ઉપકાર કોઇ માણુસ કરતો જ નથી. સંકટ સમયે અરસપરસ મદદ કરવી એ પ્રત્યેકની ફરજ છે. મ્હેં કંઈ બદલાની ઇચ્છાથી આ કાર્ય કર્યું નથી. પરમાત્માની કૃપાથી મારી પાસે અખૂટ ખજાનો ભરેલો છે." કુસુમકાન્તે જણાવ્યું.

" તમારૂં નામ ?" વિશુધરાયે પૂછ્યું.

" કુસુમકાન્ત."

વિશુધરાય તેને ઓળખી બોલ્યો, " અરે ! તું તો મારા સ્નેહિનો પુત્ર થાય છે. ભાઈ ! ત્હેં હાલમાં સારૂં કાર્ય કરવા માંડયું છે. હું પણ તારી સમાજમાં યથાશક્તિ મદદ આપવાને ઇચ્છું છું."

" મારા કાર્યમાં મદદ કરવાથી તમારૂં દ્રવ્ય સુમાર્ગે જ વપરાશે, તમારે સમાજને સહાય કરવી એ ખાસ તમારી ફરજ છે."

" તે હું સારી રીતે સમજું છું. તમે સમાજના લિસ્ટમાં મારૂં નામ દાખલ કરજો. હું કાલે તમારી ઉપર રૂપિયા ચારસો મોકલાવી આપીશ. પણ વારૂં તમે પેલા ગાડીવાળાને શું આપ્યું ?"

" દસ રૂપિયા, તેને પણ આજે કષ્ટ પડવામાં કંઇ બાકી રહ્યું નથી."

વિશુધરાયે નજીકના ટેબલમાંથી એક દસની નોટ કાઢી કુસુમકાન્તને આપવા માંડી; પણ કુસુમકાન્તે સવિનય ના પાડી જવાની રજા માગી. વિશુધરાય તેના વર્તનથી અજબ થયો. તેણે તેને ફરીથી કોઈ વખતે આવવાનું કહી રજા આપી. કુસુમકાન્ત કુસુમ તરફ સ્નેહાળ નજર ફેંકી ચાલ્યો. કુસુમ તેની પાછળ ઝાંપા સૂધી આવી. વિશુધરાય અને તેની પત્ની બન્નેની પાછળ જોઈ રહ્યાં. કુસુમકાન્ત બહાર નીકળ્યો. કુસુમાવતીએ કહ્યું, " કુસુમકાન્ત ! તમે સમય મેળવી આ તરફ જરૂર આવતા રહેજો. તમારા જેવા વિદ્વાનના પરિચયથી હું મને પોતાને મહાભાગ્યવાન્ સમજુંશું."

" પ્રભુની ઇચ્છા પ્રમાણે થશે." કહી કુસુમકાન્ત રસ્તે પડયો. કુસુમાવતી અંદર આવી. સઘળાં કુસુમકાન્તનાં વખાણ કરી આખરે મોડી રાત્રે નિદ્રાને શરણે થયાં. કુસુમકાન્ત પણ પોતાના ગૃહે આવી વસ્ત્ર બદલી શૈય્યામાં પડયો અને પ્રભુનું ધ્યાન ધરતો આખરે નિંદ્રાધિન થયો.

૯

## વિસમીસદીની વિચિત્રતા.

* સુધરી જવાનાં સાધનોમાં, મુખ્ય વસ્તુ આટલી;
લેમન સોડાને બાઇસીકલ વળી બાબરી બીડી બાટલી.
ઉત્તમ ગણાતી એજ કેળવણી તણાં ફળ થાય છે,
ફેશન સુધારે હિંદમાંથી ધર્મ ધોવાઈ જાય છે.

સાંજ પડવા આવી હતી, ગ્રિષ્મનો ઉકળાટ હજી સમ્યો નહોતો. પાંચ વાગી ગયા હતા છતાં ગરમ પવન શરીરને સંતાપતો હતો. રાજમાર્ગપર પાણીના છંટકાવ થતા હતા. સખ્ત તાપથી અકળાએલા યુવકો આઇશલેમન, આઇશસરબત યાતો કોલ્ડડ્રિન્ક નામક ઠંડાં પીણાં પી ઉકળેલા મગજને શાન્ત કરતા હતા. બજારમાં આવેલી દુકાનોમાં આઇશક્રીમના સંચાઓ ઝડપથી ચાલી ખડખડાટ કરી રહ્યા હતા. આઈશક્રિમનો પણ યથેચ્છ ઉપયોગ થઈ રહ્યો હતો. આવા વખતે ખાડીયા જીલ્લામાં આવેલા એક બંગલાઘાટના મકાનમાં પૂર્ણ શાન્તિ જણાતી હતી. તે મકાનની બારીયોપર સુગંધિત્ ખસના વાળાની ટટ્ટીઓ બાંધેલી હતી. સેવક તેની ઉપર વારંવાર પાણી છાંટતો હતો. આથી સુગંધમય શિતળ સમિર અંદર રહેનારાંઓને સુખ ઉપજાવી રહ્યો હતો. આ ઉપરાંત ઇલેકટ્રિક પંખાઓતો આખો દિવસ ફર્યા જ કરતા હતા. મકાનનો દેખાવ પણ સુંદર હતો. તે હાલની છેલ્લામાંછેલ્લી કારીગરીના નમુનારૂપ બનાવેલું હતું. મકાનની આગળ જાતજાતનાં રંગ બેરંગી પુષ્પોનાં વૃક્ષો રોપેલાં હતાં. છુટા કમ્પાઉન્ડની વચ્ચોવચ એક ફુંવારો ઉડયા કરતો હતો. તે નાનકડા બગીચાની આસપાસ કમ્મર સૂધીનો કોટ ચણી ઉપર નકસીદાર લોખં

---

* કેશવકૃતિ.

ડની જાળી જડેલી હતી. તેથી રસ્તે જતા આવતા લોકોને પણ અંદરનો મનહર દેખાવ જોવાનો લાભ મળતો. અંદર જવાને માટે લોઢાના સળીયાનો ઝાંપો મૂકેલો હતો. તેની ઉપર કમાનવાળી પુષ્પોના વેલા ચઢાવેલા હતા, કમાન ઉપર પણ ઇલેક્ટ્રિક લાઇટ લીધેલી હતી. મકાનમાં જવા ઇચ્છનારને એ ઝાંપા વાટે અંદર પ્રવેશી બગીચામાં થઇને મકાનમાં જવાતું હતું. તે ઝાંપા આગળની જમણી બાજુની દિવાલે એક પાટીયું લટકાવેલું જણાતું હતું. તેની ઉપર પીતળનાં ટાઇપમાં ઇંગ્રેજીમાં લખેલું હતું કે "રામપ્રસાદ, એસ, પંડયા." તે સુંદર મકાન તેમનું જ હતું. તે એક સારા આબરૂદાર ગૃહસ્થ હતા. શહેરમાં તેમની પ્રખ્યાતિ સારી હતી. તેમણે સરકારી નોકરી કરી સારા પૈસા મેળવેલા હતા. હાલમાં તેમને પેન્શન મળતું હતું. તેમની ઉમ્મર પચાસ વર્ષની થવા આવી હતી. તેમની પત્ની થોડાંક વર્ષપર મૃત્યુ પામી હતી. સંતાનમાં તેમને એક પુત્ર હતો. તેનું નામ વાસુદેવપ્રસાદ હતું. તેનું વય હાલ બાવીસ વર્ષનું હતું. રામપ્રસાદે તેને ગુજરાતિ પાંચમા ધોરણ સૂધી ભણાવી અંગ્રેજીમાં મૂક્યો હતો. તેણે અંગ્રેજી છઠ્ઠા ધોરણ સૂધી તો બરાબર અભ્યાસ કર્યો; પણ પછી રામપ્રસાદની બરાબર દેખરેખ નહિ રહેવાથી તે ખરાબ મિત્રોની સોબતમાં પડી રખડવા લાગ્યો. રામપ્રસાદને એ બાબતની ખબર પડતાં તેને ખૂબ ધમકાવ્યો. વાસુદેવ બે-ચાર વખત તો પિતાનું કહેવું સાંભળી રહ્યો; પણ આખરે સાંપ્રત સમયના હવાઇ ચક્રરમાં ચઢેલો વાસુદેવ પિતાના સામે થવા લાગ્યો. તેણે ભણવાનું બંધ કરી હલકા મિત્રોની સોબતમાં રખડવા માંડયું. રામપ્રસાદે કંટાળી તેને કહેવાનું બંધ કર્યું. આથી તે વિશેષ બગડયો. બહાર રખડવાની ટેવથી જાતજાતનાં ખાનપાનાદિ કરી ભ્રષ્ટ થયો. આખરે અર્ધદગ્ધ વાસુદેવ વિસમીસદીની વિચિત્ર જાળમાં પૂરેપૂરો ફસાયો. તે જાત-

જાતના ઈંગ્લીસ સ્ટાઇલના ફેશનેબલ પોશાક ધારણ કરી વિકટોરિયામાં તો કોઇ વખતે સાયકલપર સ્વાર થઇ હોટેલોની મુલાકાતો લઇ પૈસાનો ગેરઉપયોગ કરવા લાગ્યો. પૈસાને માટે તે વારંવાર તેના પિતાની સાથે તકરાર કરતો. રામપ્રસાદ તેને દરેક મહિને પચાસ રૂપિયા વાપરવાને આપતા, પણ તે રૂપિયા ફક્ત બેજ દિવસમાં પૂરા થઇ જતા. આથી તે બાપ મુવાને વાયદે બમણાં–ત્રમણાં નાણાં લખી આપી વ્યાજ ખાઉ લોકોની પાસેથી દ્રવ્ય મેળવી કુટિલ મિત્રો સાથે આનંદ કરતો હતો. રામપ્રસાદ તેનાથી અત્યંત કંટાળ્યા હતા; પણ શું કરે ? તે પ્રભુનું નામ લઇ મૌન ધારી સર્વ રંગ અવલોકી રહ્યા હતા. રામપ્રસાદે આવા વર્ણશંકર પુત્રનાં લગ્ન તેની પંદર વર્ષની વયે એક સામાન્ય કુટુંબની કન્યા સાથે રૂપિયા બેહજાર પહેરામણીમાં લઈ કરેલાં હતાં. કન્યા ભણેલી સુશિલ, ગુણવાન અને રૂપમાં રતિને પણ લજાવે એવી હતી. તેનું નામ ઇન્દુમુખી હતું. તેણે એકાદ વર્ષથી સાસરે આવી ગૃહકાર્ય ઉપાડી લીધું હતું. રામપ્રસાદ પુત્ર વધુના વર્તનથી સંતોષ પામ્યો હતો. ઇન્દુ-મુખીએ સાધારણ અંગ્રેજી જ્ઞાન મેળવ્યું હતું. તે સાંપ્રત સમયનાં અર્ધ-દગ્ધ ફેશનેબલ થઈ ફરનારાં બાનુઓ જેવી નહોતી. તે સાદાઇને વધારે પસંદ કરતી. તે સાદાં અને સ્વચ્છ વસ્ત્ર પહેરતી. નોકર ચાકરો કામ કરનારા હોવા છતાં તે ઘરનું કેટલુંક કામ જાતે કરતી. પ્રાતઃકાળમાં વ્હેલી ઉઠી નોકર ચાકરોને જગાડી કામે વળગાડી દેતી. તે સર્વની સાથે માયાળુપણે વર્તતી. સેવકજનો પણ તેને દેવી તરીકે માનતા હતા. મકાનમાં રસોઇયો હોવા છતાં ઈન્દુ સ્વામી અને શ્વસુરને માટે સ્વહસ્તેજ રસોઇ બનાવતી. પોતાનો નવરાશનો સમય ધર્મ નીતિના ગ્રંથો વાંચવામાં ગાળતી. તેને અને ઇંદિરાને ગાઢ સ્નેહ બંધાએલો હતો. બન્ને જ્યારે જ્યારે ભેગાં થતાં ત્યારે રસમય ચર્ચા ચલાવતાં. ઈન્દુ-

મુખીનું વર્તન સર્વથા આર્યબાળાને યોગ્યજ હતું. પત્નીની આવી સુશિ- લતા મૂર્ખ વાસુદેવને પસંદ પડતી નહોતી. તે હમેશાં તેને ફેશનેબલ પોશાક પહેરી પોતાની સાથે કલબ–મીટીંગ–હોટેલ–નાટક વગેરે સ્થળોએ આવવાનું કહેતો; પરંતુ સદ્‌ગુણી બાળા તેને વિનીત્ ભાવે એવાં તો દ્દષ્ટાંતો આપી સમજાવતી કે જેથી તેને ફરીથી બોલવાના શબ્દ જડતા નહિ. વાસુદેવ આવી પત્ની મળવાથી મનમાં મુંઝાતો અને પોતાને અનુકુળ થઈ વર્તે એવી પત્ની નહિ મળવાથી ભાગ્યને દોષ દેતો હતો. તે પોતાને મહા જ્ઞાની સમજતો. તે આર્યધર્મની નિંદા કરી હિંદુઓને જંગલી શબ્દથી સંબોધતો; અને અંગ્રેજી રીત રીવાજને વખાણી ખાવા પીવામાં, પહેરવા ઓઢવામાં, માથાના બાલ કપાવવામાં અંગ્રેજી રીતરીવાજનું અનુકરણ કરતો. તે સિનેમાના હાષ્યજનક પાત્ર ચાર્લી ચકરમ- ની મુછોની નક્લ કરી પોતાના મુખપર ઉગેલી ઝીણી મૂછોને બન્ને બાજુ- એથી અર્ધી–અર્ધી કપાવી તે પોતે ચકરમ બની આયનામાં જોઈ મનમાં ફુલાતો કે, 'વાહ, હું કેવો સુંદર દેખાઉં છું.' પણ એ મૂર્ખના શિરોમણીને ખબર નથી કે પોતે એ કપાવેલી અર્ધી મૂછોથી તો ખાસ વાંદરા જેવોજ દેખાય છે. તેના આવા મનસ્વિપણાના વર્તનથી તેને કોઇ બોલાવતું પણ નહિ. સઘળા તેની મશ્કરીયો કરતા. કેટલાકો તો તેને 'આઇરીશ બાર' ના ઉપનામથી બોલાવતા. આવા શંખ શિરોમણી વાસુદેવપ્રસાદ ઝેરી જમાનાની ઝગકતી જ્યોતિમાં પોઝીશન, કોટ, પાટ- લુન, જેકીટ, કોલર, ટાઇ, ચસ્મા વગેરે પહેરવામાંજ જીવનનું સાર્થક સમજતા હતા. તેમનું ભુષણ તો વેલકમ, ગુડબાય, માયડીયર વગેરે સન્માન સૂચક શબ્દોથી સેકહેન્ડ કરવામાં જ સમાએલું હતું. તેમની શ્રીમં- તાઈ ટીનનાં પાત્રમાં, ચીનાઇ માટીનાં ક રકેબીમાં અને કાચના પ્યા- લામાં ન્હાના ઉકાળા તથા લાલ પીળા રંગનાં શરબતો રેડી પીવામાં

સમાઇ હતી. ધર્મ નીતિ, નાટક સીનેમા હોટેલ ઇવનીંગ પાર્ટી વગેરેમાં આવી રહેલી હતી, અને જ્યાં જાતીય ભેદ જોવામાં આવતો નથી એવી હોટેલોમાં અન્યવર્ણના મિત્રો સાથે આરસના ચકચકિત્ ટેબલની આસપાસ ગોઠવેલી ખુરશીયોમાં બિરાજી શીખંડ પુરી, ભજીયાં, શાક, ચ્હા, બીસ્કીટ વગેરે ખાવામાં અને ઇંગ્લીસ શોપમાં જઇ વ્હીસ્કી, એકસ એ નંબર વન, શેમ્પેન વગેરે અનેક જાતના લ્હેજતદાર શરાબોની બોટલો તોડવામાં ભરાઈ ગઈ હતી. પતીનાં આવાં દુષ્ટ આચરણોથી પતિપ્રેમિ ઇન્દુ મનમાં અપાર દુ:ખી થતી હતી. તેણે તેને સમજાવવામાં કંઈ પણ બાકી રાખ્યું નહોતું. પોતાના કહેવાની કંઇ પણ અસર નહિ થએલી જોતાં તે પ્રભુપર વિશ્વાસ રાખી મૌનતાથી દિવસ નિર્ગમન કરતી હતી. વાસુદેવપ્રસાદને મિત્ર પણ તેના જેવાજ મળ્યા હતા. તેમનાં નામ શાન્તિલાલ તથા કાન્તિલાલ હતાં. તેઓ સરીયામ રસ્તાપર ઘર ભાડે રાખીને રહેતા હતા. તેમનાં માબાપ તેમને પરણાવીને મરી ગયાં હતાં. બન્ને જણા ફેશન બંધ રહેતા. દારૂ, જુગાર અને સટ્ટાના વ્હેપારના તેઓ ખાસ શોખીન હતા. તેઓ કંઇ પણ ધંધો કરતા નહિ. ગૂજરાન ચલાવવાને માટે તેઓ શ્રીમંતોના છોકરાઓને પોતાના પોઝીશનમાં અંજાવી મિત્રતા બાંધતા અને મધમાખીયોની માફક વળગી પડી તે મિત્રને પણ અનીતિના રસ્તે ચઢાવી તેના પૈસાનું પાણી કરતા. તેઓ લાગ ફાવે ચોરીયો કરવાનું અને લોકોનાં ખીસ્સાં કાતરવાનું પણ ભૂલતા નહિ. જો તેઓને કંઇ પણ માલની જરૂર પડતી તો ભપકાબંધ જઈ ચોપડામાં નામ લખાવી ઉધાર લઇ આવતા અને માલના પૈસા આપવા વખતે ઉઘાડા પડતા. તેમની ઉપર અનેક હુકમનામાંઓ થયાં હતાં. આવા નામચીન સફેદ શાહુકાર મિત્રોની પ્રપંચ જાળમાં વાસુદેવ ફસાયો હતો. તે તેમનેજ દેખતો, તેમનીજ હા એ હા ભણતો

અને મધ્યરાત્રિ સૂધી મઝા મેળવવાનાં સ્થળોએ તેમની સાથે ભ્રમણ કરતો. આવી રીતનો વાસુદેવપ્રસાદનો પ્રથમ અંક ચાલી રહ્યો હતો.

પાંચ વાગી ગયા છે; છતાં હજી વાસુદેવપ્રસાદ પલંગની અંદર પોઢી નિદ્રાની મીઠી મઝા ભોગવી રહ્યો છે. રાત્રિએ જાગવાનો અને દિવસે ઉંઘવાનો તેનો નિત્ય નિયમ હતો. પલંગની પાસે છત ઉપર વિજળીનો પંખો ફરરર ફરી રહ્યો હતો. ખસની ટટ્ટીયોમાંથી સુગંધમય સમિરની લહેરીઓ આવી નિદ્રીત વાસુદેવને અધિક આનંદ આપી રહી હતી. છેવટે દિવાલપર લટકાવેલા મોટા ઑફિસ ક્લૉકમાં છ વાગ્યાના ટકોરા થયા. તેની સાથેજ ભાઇસાહેબ નિદ્રાનો ત્યાગ કરી પર્યંકમાં બેઠા થયા. તેમણે આંખ્યો ચોળી નજીકમાં પડેલા ટેબલપર મૂકેલી રકેબી-માંથી સીઝર સિગાર લઇ સળગાવી. સીઝરનો થોડોક ધૂમાડો પેટમાં જતાં સાહેબની સુસ્તી ઉડી. તે આળસ મરડી ખુંખારો કરી નીચે ઉતર્યો અને નોકરને બોલાવવા કોલબેલ વગાડયો. પા કલાક થયો પણ નોકર આવ્યો નહિ, આથી તે ગુસ્સે થયો. તેણે ચંબુમાંથી પાણી લેઇ મુખ ધોયું. બાદ મુખને ટુવાલ વતી સાફ કરી આયના આગળ આવી વાળ ઓળવા લાગ્યો. તેણે ઘણીવાર શ્રમ લઈ ચાલુ જમાનાની છેલ્લી ફેશન મુજબ વાળને ઓળ્યા. તે પછી મુખપર પાઉડર લગાવ્યો, મૂછોમાં ઓટોમોહિની સેન્ટ લગાવ્યું. એ અરસ્સામાં ઇન્દુમુખી તેને માટે ચ્હા લઇ ઉપર આવી. તેને નિદ્રામાંથી જાગૃત થતાં ચ્હા પીવાની ટેવ હોવાથી ઇન્દુ તેને માટે સમયસર ચ્હા બનાવી પીવરાવતી. તેના આવા સમયસૂચકપણાથી વાસુદેવ ખુશી થઇ થેન્ક યુ માય ડીયર વગેરેના વ્હાલ ભર્યા શબ્દોથી પત્નીને વધાવી લેતો. ઇન્દુમુખીએ ઉપર આવી ચ્હાનો કપ ટેબલપર ગોઠવ્યો. મુખને શોભાવવાના કાર્યમાં મચી પડેલા વાસુદેવે ખડખડાટથી ચમકી પાછળ જોયું; તો તેની નજર ઇન્દુ પર પડી.

તેણે હસ્તે વદને પત્ની સામે જોઇ પૂછ્યું, " ઇન્દુ! આજે પેલો નષ્ટ રામલો ક્યાં મરી ગયો છે? સાલ્લો હરકલ મારા જાગવાનાં ટાઇમે પણ બરાબર હાજર રહેતો નથી. આજ હું તેને બરાબર પનિશ ( શિક્ષા ) કરીશ."

એવામાં જ રામો નામક એક તેરેક વર્ષનો નોકર છોકરો તેને માટે પાનની રકેબી લઈ ઉપર આવ્યો. તેને જોતાંજ વાસુદેવના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે તે ગરીબ છોકરાને મારવા હાથમાં સોટી લીધી; કે તરત ઇન્દુમુખીએ નજીક દોડી આવી તેના હાથમાંથી સોટી લઇ લેતાં કહ્યું, " સ્વામિન્! શામાટે તેની પર વૃથા ક્રોધે ભરાવ છો? ક્ષમા કરો. તે છોકરાનો વાંક નથી; મ્હેં તેને આજે બજારમાં મોકલ્યો હતો, કારણ કે પિતાજીની તબિયત એકાએક બગડી આવવાથી દાક્તરને બોલાવવાની જરૂર પડી હતી."

" આજે વળી એ બુઢ્ઢાને એકાએક શું થઈ આવ્યું ઇન્દુ?" વાસુદેવે પૂછ્યું.

" જમ્યા પછી લગભગ એક કલાકે તેમના પેટમાં એકાએક ચૂંક આવવી શરૂ થઇ. તેઓ આકળ-વિકળ થઇ ગયા. શરીર પરસે-વાથી ભીંજાઈ ગયું. જ્યારે દાક્તર સાહેબે આવી દવાનો ડોઝ પાયો ત્યારે જ ચુંક શાન્ત થઇ." ઇન્દુએ કહ્યું.

" ઇન્દુ! ત્હેં ડૉકટરને બોલાવવામાં મોટી ભૂલ કરી છે. દાક્તરસાહેબ થોડીકવાર ચુંક મટાડવાનો ડોઝ પાઈ પાંચ રૂપિયા ખીસ્સામાં મૂકી ચાલતા થયા હશે. જ્યાં સુધી દવાની અસર રહેશે ત્યાં સુધી ચૂંક શાન્ત રહેશે; પછી હશે તેનાથી બમણી શરૂ થશે. ડોસાને ચુંકનો રોગ છે, તેનાથી જ એ આખરે મરવાના છે. તે હવે મરવાને લાયક પણ થયા છે. તેમનું હવે આ દુનિયામાં બિલકુલ કામ નથી. તેમની જરૂર ઇશ્વરના દરબાર-

માં ઘણી છે અને તેથી જ દયાળુ પરમેશ્વરે તેમને ત્યાં બોલાવવાને ચૂંક મુકી છે. ઇન્દુ! તું હવે ડાક્તરને બોલાવી નકામું ખર્ચ કરીશ નહિ. પરમેશ્વરની મરજીની વિરૂદ્ધ વર્તનાર આખરે દુઃખી થાય છે. માટે હવે મરવાને લાયક થયેલા બુઢ્ઢાની પવિત્ર દેહને દવાના વધુ ડૉઝ પાઈ વિશેષ ભ્રષ્ટ કરીશ નહિ. તેમના મરણ પછી આપણને પણ આનંદ થશે. માટે એતો થતું હોય એમ થવા દઈ આંખ આડા કાન કરજે. ભલેને તે બુઢ્ઢો મોટા મોટા ઘાંટા પાડીને મરી જાય, પણ તું તેની બિલકુલ દરકાર કરીશ નહિ." પત્નીને આટલી સૂચના આપી વાસુદેવ ખુરશીપર બેશી ચા પીવા લાગ્યો. ઇન્દુએ એક બીજી ખુરશી તેની નજીક ખેંચી તેમાં બેશી પૂછ્યું, "સ્વામિ! આપની આજ્ઞા હોય તો હું કંઇક કહેવા માગુ છું."

"ઓલરાઇટ. તારા શબ્દો સાંભળવાને હું સદાકાળ બંધાએલોજ છું. ઇન્દુ! તું તો મારી ડીયર (પ્રિય) પત્ની છે. ગોઓન (ચલાવ) હવે." વાસુદેવે ચા પીતાં કહ્યું.

ઇન્દુએ સ્નેહાળ શબ્દોએ કહેવા માંડ્યું. "પ્રાણનાથ! આપે પિતાજી પ્રત્યે જે જે શબ્દો ઉચ્ચાર્યા; તે મારા સમજવા પ્રમાણે ભુલ ભરેલા છે. જે માતા પિતાએ અપાર પરિશ્રમ ઉઠાવી આપણને આટલાં મોટાં કરી સુખી કર્યાં છે; તેમનું અશુભ ઇચ્છવું તે આપના જેવા ગુણવાનને લજ્જાસ્પદ છે. ધર્મશાસ્ત્રમાં તેમજ ઈંગ્રેજી જ્ઞાનદાયક પુસ્તકોમાં પણ લખેલું છે કે 'જો માતા પિતા જીવતાં હોય તો પુત્રે તેમની પ્રભુ પ્રકારે સેવા કરવી. માતા પિતા એજ પ્રભુ સ્વરૂપ છે. પ્રભુ પણ એજ સૂચવે છે કે પ્રથમ માતા પિતા અને પછી હું. માતા પિતાની સેવા નહિ કરતાં જે મને ભજે છે; તેની ભક્તિ અને પ્રાર્થના વ્યર્થ જાય છે; તેની પર હું કદી પ્રસન્ન થતો જ નથી; પરંતુ જે માતા પિતાની

પરમ પૂજા કરે છે; તે પૂજાને જ હું અંગીકાર કરી તે પિતૃભક્ત પુત્રની ઉપર અત્યંત પ્રસન્ન થઈ તેને સુખના સુવર્ણ શિખરે ચઢાવી અક્ષય સુખ આપું છું.' મારા નવલરંગે રંગાએલા પ્રભુ! આપે આજપર્યંત એવા નીતિના ગ્રંથો વાંચ્યા નથી, તેથી જ તમે ભ્રમણામાં ભૂલો છો. મ્હેં હમેશાં જોયું છે કે તમે એવાં ધર્મનાં પુસ્તકો વાંચવાના બદલે અંગ્રેજી પ્રેમકથાઓ વાંચો છો. ગૂજરાતિ ગ્રંથોમાં પણ તમને શૃંગાર-રસનાં પુસ્તકો વાંચવામાં મઝા પડે છે; પરંતુ કૃપા કરી થોડોક સમય મેળવી એવાં નીતિનાં પુસ્તકો વાંચશો તો આપણા જીવનનું સાર્થક થયેલું સમજાશે. તમે શૃંગાર વાંચી શોખીન બની ગયા છો તે હું સમજું છું; પણ જો શૃંગારની સાથે જ્ઞાનનું મિલન થશે તો આપનાં હાલના વિષમ શોખ કરતાં કોઇક અલૌકિક-રસભર્યા નવલ આનંદમાં વધારો થશે; અને સમય જતાં આપણો સંસાર વિશેષ સ્નેહમય થઇ સ્વર્ગધામ બનશે. હું આપને......"

તેને બોલતી અટકાવી વાસુદેવ પાન મૂખમાં મૂકી તેના સ્કંધ પર હાથ ટેકવી બોલ્યો, "ઇન્દુ! તારૂં આ લેક્ચર હવે ક્યાં સૂધી ચાલશે? તું પણ માતા પિતાના લેક્ચરપરથી વળી ધર્મનીતિનાં ઢોંગી-ભીક્ષુક લેખકોને હાથે લખાએલાં થોથાં પરજ ઉતરી પડી. એક લેક્ચરમાંથી બીજા ભાષણમાં ઉતરવાથી વિદ્વતામાં ખામી આવેલી જણાય છે. માટે તારે હવે જે કહેવું હોય તે જલ્દીથી કહી દે, મારે ફરવા જવાનો ટાઇમ હવે થવા આવ્યો છે. મારે હજી કપડાં પહેરવાં છે, મારા ફ્રેન્ડો પણ રાહ જોઇ રહ્યા હશે."

ઇન્દુએ સ્મિતહાસ્ય કરી કહેવા માંડ્યું, "હું સારી રીતે જાણતી હતી કે મારા પ્રિયપતિને મારા શબ્દો સાંભળવા ગમશે જ નહિ. પરંતુ તમે જ્યારે યથાર્થ સમજશો ત્યારે જ મારા શબ્દો સાચા છે યા જુઠા છે

તેનું આપનેસ્મરણ થશે, પિતાજીની અમૂલ્ય સેવાનું ભાન થશે. હું હવે આપ સાહેબનો વધુ વખત લેવાને માગતી નથી. ટુંકાણમાં અતિશય કષ્ટ વેઠી પુત્રનું લાલન-પાલનાર કરનારાં માતા-પિતાને જે પુત્ર અપશબ્દોથી સંબોધે છે-તેમને પીડા રૂપ થઇ પડે છે; તે પુત્ર પ્રભુનો પાકો રિપુ ગણાય છે. જેનો દિનમાન ઉઠયો હોય છે એજ પિતૃભક્તિથી વિમુખ રહે છે.

ઉપકાર બદલો બાળથી, માતા પિતા ના માગતાં;
બુદ્ધિ અને બળહીન્ બાળક, મૂક્ત ઋણથી ના થતાં,
બદલો નથી આ વિશ્વમાં, માબાપના અવિ ગુણતણો,
છે સ્વલ્પ બદલો એક ભક્તિ ચાકરી અંતે કરો.

સમજ્યા મારા રાવસાહેબ ! લ્યો હવે હું રજા લઈ; આપના આનંદમાં વિક્ષેપ પાડતી દૂર થાઉં છું. આપને હવે ફાવે તે સ્થળે વિહાર અર્થે પધારો.” કહી સ્નેહાળ ઇંદુ તેના ગાલપર ધીમી થપ્પડ લગાવી હસતી-હંસતી ત્યાંથી પસાર થઇ.

“કેવી જ્ઞાનમાં ગાંડી બનેલી અજ્ઞાન બાળા ! તેના શબ્દોમાં જો કે મીઠાશ છે; પણ તેમાં શૃંગારની ઝમક નથી. બસ મારી ઇન્દુમાં ફક્ત એટલો જ વાંધો છે. ઓલરાઇટ, સમય આવે તે પણ સુધારી શકીશ.” ઇન્દુની પાછળ જોઇ રહેલો વાસુદેવ આમ મનમાં બરબડી ખુરશીમાંથી ઉઠયો અને કપડાં પહેરવાની તૈયારી કરવા લાગ્યો. તેણે માથાના બાલને ફેશનેબલ ઓળી મુખપર પાઉડર લગાવી કોટ પાટલુન પહેરી, ગળામાં કોલર-ટાઇ બાંધી માથાપર એંગલોરકેપ મૂકી હાથમાં કેઇન પકડી નીચે ઉતરવા માંડયું. આ વખતે તેના પિતા રામપ્રસાદને શરીરે ઠીક હોવાથી આરામખુરશીમાં બેઠા હતા. વાસુદેવને કપડાં પહેરી નીચે આવેલો જોઈ તેમણે પૂછ્યું, “ભાઈ! ક્યાં જવાની તૈયારી કરી ?”

"કેમ કંઇ કામ છે? હું ખુલ્લી હવાને માટે ગાર્ડન (બગીચા) તરફ ફરવાને જાઉં છું." વાસુદેવે કહ્યું.

"પાછો ક્યારે આવીશ?"

"તે અત્યારે કહી શકું એમ નથી. વખતે લેઇટ (મોડું) પણ થઇ જાય, કારણ કે આજે અમારી ક્લબમાં ગમ્મત છે."

"મારૂં એક કાર્ય કરતો આવીશ?"

"પહેલાં તમારૂં કામ મારે જાણવું જોઇએ. ચાલો જલ્દી જે વર્ક (કામ) હોય તે જણાવી ઘો; મારો ટાઇમ વેસ્ટ થાય છે." વાસુદેવે ખીસ્સામાંથી ઘડીયાળ કાઢી જોઇ કહ્યું.

"વાસુદેવ! દિવસે દિવસે તારૂં કામ તો ભારે થતું જાય છે. તું જ્યારે–ત્યારે ઉદ્ધતાઇના જ જવાબ આપ્યા કરે છે. દિકરા! તું હવે મોટો થયો. હું તો આજે છું અને કાલે નથી. તું મારા બે શબ્દો ધ્યાનથી સાંભળીશ તો સુખી થઇશ. ભાઇ! સાંભળ, કાલે આપણે ત્યાં તારા દાદાનું સંવત્સરી શ્રાદ્ધ છે. તું અહિંથી જતાં પ્રથમ પ્રભાશંકર શુકલને ત્યાં જતો જજે અને તેમને કાલે સાંજનાં શ્રાદ્ધ સરાવવાનું અને જમવાનું કહેતો આવજે. સમજ્યો બાપુ?"

પિતાનું કહેવું સાંભળી વાસુદેવ ખડખડાટ હસી પડી બોલ્યો, "આવાં ધર્મનાં ધતીંગથીજ આ હિંદુસ્તાનની પાયમાલી થઇ છે. મારા દાદાને મરી ગએ આજે ઘણાં વર્ષો થઇ ગયાં છે; તેઓ બિચારા કોઇક સ્થળે અવતાર પણ લઇ ચૂક્યા હશે, તો હવે તેમનું શ્રાદ્ધ કરવાથી શું ફાયદો? તમે તેમના નીમિતનું જે કાંઇ હવે કરશો તે તદ્દન નકામું છે. સારાં સારાં મિષ્ટાન્ન જમવાની ઈચ્છાથી જ બ્રાહ્મણોએ શ્રાદ્ધનું લાકડું ઘુસાડયું છે. આપણા લોકો એમ માને છે કે શ્રાદ્ધ નહિ કરવાથી પિતૃઓ પ્રેત થાય છે. આનું સમજાવનારા પણ એ ભટ્ટાચાર્યો જ છે.

પરંતુ આપણા આંધળા લોકો એટલુંએ સમજતા નથી કે એ ભટ્ટજીઓ તો કેવળ સ્વાર્થને માટે જ અસત્ય સમજાવે છે. કેટલીક કોમોમાં શ્રાદ્ધ નથી કરતા, તો તેઓ શું મરી ગયા પછી ભૂત થતા હશે કે? જો એમ હોય તો આ સઘળી પૃથ્વી ભૂત–પ્રેતોથી ભરાઇ જાય. પિતાજી! શ્રાદ્ધ કરવું એ તો કેવળ ઢોંગ છે.”

“ તું શ્રાદ્ધને ઢોંગ સમજે છે એ જ તારી મોટી ભૂલ છે. ઋષિઓ પણ શ્રાદ્ધ કરી પિતૃઓને તૃપ્ત કરતા હતા. શ્રાદ્ધથી વંશવૃદ્ધિ થાય છે. વાસુદેવ! તું અંગ્રેજી ભણી અર્ધદગ્ધ થયો એથી મને ઘણું જ લાગી આવે છે; તું મારા મરણ પછી વર્ણશંકર નીકળીશ એ તારા શબ્દોથી સિદ્ધ થાય છે.”

“ બીક્વાઇટ. તમારી જીભને આગળ પડતું બોલતી એકદમ બંધ કરો, સૌ સૌના વિચાર જુદા જ હોય છે. તમે ખરાબ શબ્દો વાપરી મારૂં ઇનસલ્ટ (અપમાન) કરો છો એ સારૂં કરતા નથી. હું હવે કંઇ બાળક નથી. પુત્ર મોટી ઉમ્મરનો થાય એટલે પિતાએ તેને મિત્ર સમાન ગણવો જોઇએ. હું એક ફ્રેન્ડ ( મિત્ર ) તરીકે તમને સત્ય સમજાવું છું કે શ્રાદ્ધ કરવું એ તદ્દન ખોટું છે. માટે તેમાં નકામું એકસપેન્સ (ખર્ચ) નહિ કરતાં છાનામાના બેશી રહી ગોડ ( પરમેશ્વર ) નું નામ લીધા કરો. ભુક્કાચોર બ્રાહ્મણોને જમાડવાથી કંઇ પણ પૂન્ય થનારં નથી. હાલના બ્રાહ્મણોના દેદાર તો જુઓ? તેમનું બ્રહ્મતેજ તો ક્યારનુંએ નાશ પામ્યું છે. તેઓનાં મુખ કાળાં ઠીકરાં જેવાં અને કપાળ લોઢીના તળીયાં જેવાં જણાય છે. સાળાઓએ હરામના માદક પદાર્થો ખાઇ અન્યાય-પૂર્વક વર્તી તેમનું તેજ ગુમાવી પિશાચપણું ધારણ કર્યું છે. એવા ભામટા-ઓને જમાડવાથી કંઈ પણ ફાયદો થતો જ નથી.”

“ ભાઈ! દિકરા! હવે ઝાઝું બોલીશ નહિ. બ્રાહ્મણોની નિંદા

કરનાર રૌરવ નર્કનો અધિકારી થાય છે, તેના ઘરમાંથી લક્ષ્મીનો નાશ થાય છે અને તેનું સાતે પહેડીએ નખ્ખોદ જાય છે..."

વાસુદેવ પિતાને આગળ બોલતા અટકાવી એકાએક બોલી ઉઠયો, "ઓલ આર રોંગ. ( સઘળું ખોટું છે. ) તમારા મગજમાં આવું સમજાવનારા અને કપોળ કલ્પિત પોથાંઓમાં લખનારા વાંચનારા પણ તે બ્રાહ્મણોએ જ છે. જો તેઓમાં સામાનું સારૂં કરવાની શક્તિ હોત તો તેઓ કદી પણ ઘેર ઘેર ભટકી ભીખ માગી ખાત નહિ. શું બ્રાહ્મણોને ભીખ માગવાનો, હરામના ધનની ઈચ્છા રાખવાનો અને મિષ્ટાન્ન જમી કુકર્મો કરવાનો ધર્મ છે કે ?

બ્રાગળના પવિત્ર બ્રાહ્મણો જંગલમાં પર્ણકુટિ બાંધી રહેતા હતા. તેઓ પ્રાણાંતે પણ કોઇની આગળ ભીખ માગવાને પોતાનો હાથ લંબાવી ભ્રષ્ટ થતા નહિ. તેઓ ધારતા એ કરી શકતા. તેઓ દ્રવ્યના લગીર પણ ચિંતા કરતા નહિ. જ્યારે તેઓ એવી રીતે નિસ્પૃહિ જીવન ગાળતા, ત્યારે તેઓ ઈચ્છા થતાં જ સ્વર્ગિય સુખ ભોગવતા. રાજા મહારાજાઓ પણ પગે ચાલીને તેમનાં દર્શને જતા અને અત્યંત કાલાવાલા કરી તેમને અમૂલ્ય રત્નો સ્વિકારવાની વિનંતી કરતા. તે પવિત્ર બ્રાહ્મણો રાજાઓ તરફથી મળેલા દ્રવ્યમાં તૃષ્ણા નહિ રાખતાં કેવળ પરમાર્થેજ સઘળું વાપરી નાખતા. ટુંકાણમાં તેમનું જીવન પરોપકારને અર્થેજ હતું. એવા મહદ્ ગુણોને લીધે જ તેઓ આખા ભૂમંડળમાં પૂજાઇ ધારે એ કરી શકતા. ત્યારે આજકાલના તેમના વંશજો 'દેવતાના છોકરા કોયલા' એ કહેવત પ્રમાણે પૈસા મેળવવાને માટે રાત્રિ દિવસ દોડાદોડી કરી મુકે છે અને ભણવું ગણવું નેવે મૂકી સદાકાળ પારકી આશાઓ રાખ્યા કરે છે. જેનું અન્ન અન્ય કોમોને પણ વર્જીત નથી એવા હલકા લોકોને ત્યાં પણ જમવાને જાય છે. આપણામાં કહેવત છે કે 'અન

તેવો ઓડકાર' નીચ લોકોનાં અન્ન જમવાથી તેમની બુદ્ધિ ભ્રષ્ટ થાય એમાં શું નવાઇ. આજના બ્રાહ્મણો ઘેર ઘેર ફરી ભીખારીની માફક દાણા ઉઘરાવે છે, પરસ્પરમાં લડી મરે છે અને શ્રીમંતોને ત્યાં ભઠીયારૂં કુટવા જાય છે; તેમની સ્ત્રીયો પણ રંધવારીઓ થઇ હલકાલોકોને ત્યાં રાંધવાને જાય છે; અરે તેથી પણ નહિ વિરામતાં કંઇક મળવાની આશાએ શુદ્ર લોકોની ગુલામી કરી જીવન ગુજારે છે. કહો આવા પ્રેત સ્વરૂપી બ્રાહ્મણોને જમાડવાથી શું પૂન્ય થાય ? "

રામપ્રસાદ કંટાળી બોલ્યા, " વાસુદેવ ! હવે હદ થઇ, બ્રાહ્મણોની નિંદા મારાથી સાંભળી શકાતી નથી. ' જે લોકો બ્રાહ્મણોને કંઇ પણ કામ કરાવી દાન આપે છે, તેમને દાનનું ફળ મળતું નથી.' બ્રાહ્મણો ગમે એવા થઇ ગયા છે; પણ તેઓ ભગવાનને ઘણા જ પ્રિય છે, મને બ્રાહ્મણો ઘણા જ પ્રિય છે એ ભગવદ્ વાક્ય છે. જેની જેવી શ્રદ્ધા તેનું જ તેને ફળ મળે છે. "

વાસુદેવ બોલી ઉઠયો. " તે હું કબુલ કરી શકતો નથી. સાળા બ્રાહ્મણોએજ આ દેશની દુર્દશા કરી મૂકી છે. હું એવા અનેક બ્રાહ્મણોના સહવાસમાં આવ્યો છું કે જેઓ જ્યારે કથા કહેવા બેસે છે ત્યારે એવો તો મઝાનો બોધ આપે છે કે કંઇ કહેવાની જ વાત નહિ. તેમજ ટીલાં, ટપકાં, માળા વગેરે વિચિત્રથી વેશ ધારણ કરી મહાન ડોળ ઘાલુ મહાત્મા જેવા બની જાય છે; પરંતુ જ્યારે તેઓ સાંજના નિવૃત્ત થાય છે; ત્યારે કોઇ દેખે નહિ એવી રીતે ગલીયો કુંચીયોમાં ભરાતા છૂપાતા મહેરબાન સોરાબજીની શોપમાં મદિરા દેવીના પૂજનને માટે આડું અવળું જોઇને ઘુશી જાય છે; અને પછી મદિરાનું પાન કરી અહં બ્રહ્માસ્મિ બની જાય છે. આવા અનેકને મ્હેં જોયા છે. માટે હવે આપણે પણ તેમના જેવા જ થવું જોઇએ, તેમને લાડુ-દુધપાક

માદક પદાર્થો નહિ જમાડતાં ચા, કૉફી, બિસ્કીટ, ડબલરોટી વગેરે જમાડવું જોઇએ; કારણકે તેમના બદલાવાની સાથે જમણમાં પણ ફેરફાર કરી નાખવો જોઇએ. સમજ્યા ફાધર ?"

"ખરેખર ! મૂર્ખને શિખામણ નકામી જ હોય છે. ઓ સુધરેલા રાક્ષસ ! સાંભળ,

બ્રાહ્મણને માબાપનું, કહ્યું ન ધારે કા'ન;
સુધરેલો વિદ્વાન પણ, તોએ સમજવો શ્વાન.

ખરેખર તુ મારે ત્યાં પ્રેતરૂપે અવતર્યો છે. તારા સુધારાએ ધર્મનું સત્યાનાશ વાળ્યું છે. ત્હેં જ્યારથી આ કોટ પાટલુન પહેરવા માંડ્યાં છે અને અભક્ષ્યાભક્ષ્ય કરી તારો દેહ વટલાવ્યો છે; ત્યારથીજ હું તો તને મુએલો સમજું છું. તું........"

વાસુદેવ ચિડાઇને બોલી ઊઠયો, "ઓ બે અદબ બુઢ્ઢા ! હોલ્ડ યોર ટંગ. (તમારી જીભ બંધ કરો.) આ સમયમાં જેન્ટલમેન (ગૃહસ્થ) કોણ કહેવાય છે તે સમજો છો ? જુઓ સાંભળો, આ વિષે એક પંડીતે શ્લોક પણ બનાવ્યો છે.

* **कोटंच पटलूनंच ।**
**मुखे चिरुट मेवच ॥**
**व्हैट बुट समायुक्तो ।**
**जेन्टलमेन समुच्यते ॥**

જમાનો ફરે તેની સાથે દરેકે ફરવું જ જોઇએ. જે જુની સિસ્ટમને વળગી રહે છે તે મૂર્ખ ગણાય છે. ઓ જુના જમાનામાં અંધ

---

* કોટ, પાટલુન, મોઢામાં ચિરૂટ અને પગમાં ચળકતા પાલીસ બુટ હોય છે, તેને જ ચાલુ જમાનામાં સદ્‌ગૃહસ્થ કહેવામાં આવે છે.

થએલા બુઢ્ઢા ! સાંભળો, વિશેષ સાંભળો, હવે તમારાં ટાયલાં વધારે વખત ચાલી શકશે નહિ.

અધુરૂં જ્ઞાન ઘરડાંનું, અમુક હદ આવતાં અટકે,
વિદેશી વૈભવો ચક્ષુ વિષે જોતાં ખરે ખટકે;
અમે જુવાનીયા ડાહ્યા, ગૃહણ કરતા ન દુષણએ,
જુના સાટે નવું કરવું, અમારૂં એજ ભૂષણ છે.
અનાદિ જીર્ણ વસ્તુઓ, વખત જાતાં વધુ બગડે,
જુના ધારા વિચારો શું સમય વિતેથી સારા રે'?
મરામત જે કરામતથી, કરે ચિરકાળ કાયમરે,
સુધારો સામટો કરવો, અમારૂં એજ ભૂષણ છે.

જ્યારે જંગલી હિંદુઓ ઠોકરો ખાઇને સાચા સુધારામાં ભળશે, ત્યારેજ આ દેશની ઉન્નતિ થશે. કોટ પાટલુન વગેરે વસ્ત્રો પહેર્યાં અને શરીરને માફક આવે એવાં ખાણાં પીણાં પીધાં, તેથી શું ધર્મ ધોવાઇ જતો હશે કે ? એવું સમજવાથી જ ઇન્ડીયનો હજી પણ ઇડીઅટ કહેવાય છે. અફસોસ ! કેવા હમ્બગ વિચાર !"

રામપ્રસાદનું લોહી ઉકળી આવ્યું. તે રાતા પીળા થઇ ખુરશીમાં ટટાર બેશી મોટા અવાજે બોલી ઉઠયા, "ઓ અક્કરમી ! તારે હવે અહિંથી ટળવું હોયતો ટળય. ધુળ પડી તારા અવતારમાં. અરેરે ! મારો છોકરો આવો વર્ણશંકર ક્યાંથી નીકળયો ?"

"બીહેવ યોરસેલ્ફ" "બીકવાએટ સુ ફૂલ. બોલતાં શીખો." વાસુદેવે ડોળા ધુરકાવી કહ્યું.

"સાળા ઢોર ! મરી જાને." રામપ્રસાદ ગર્જી ઉઠયા.

"અમારે મરવાને હજી લોન્ગ ટાઇમ ( લાંબો વખત ) છે.

હાલતો મરવાને માટે તમે જ લાયક છો. નાઉ યુ મસ્ટ ડાઇ. ( હવે તમારે મરવુંજ જોઇએ. " વાસુદેવ વિશેષ કાંઇ બોલે એ પહેલાં ઇન્દુ મુખી એકદમ ત્યાં દોડી આવી. તે અત્યાર સુધી અંદરના ભાગમાં ઉભી રહી પિતા પુત્રનો સંવાદ સાંભળી રહી હતી. વાત વધી પડતાં તે નિઃશ્વાસ નાખી ત્યાં દોડી આવી. તેને જોઈ રામપ્રસાદે કપાળકુટી રડી દીધું. વાસુદેવ હસવા લાગ્યો, ઇન્દુએ તેના સામે જોઈ કહ્યું, " આપ હવે ફરવા જવું હોય તો પધારો. આવી રીતે નિરંતર ક્લેશ કરવો એ આપના જેવા સુધારક ગૃહસ્થને યોગ્ય નથી." તેના શબ્દોથી વાસુદેવ જરીક દબાયો. તે હસ્તે વદને બોલ્યો. " ઇન્દુ ! આજે મારો બિલકુલ વાંક નથી. કંકાશની શરૂઆત કરનાર એ બુઢ્ઢો જ છે. સાળો મરતોએ નથી અને માંચો મૂકતોએ નથી. "

" શું હજી આપને બહાર જવાની વાર છે ? " પુનઃ ઇન્દુએ પૂછ્યું.

" ના, મારે જવાનો ટાઇમ થયો છે. મારા મિત્રો ગાર્ડનમાં બેશી ક્યારનાએ રાહ જોઈ રહ્યા હશે. અલ્યા રામલા ! સાઇકલ લાવ. " વાસુદેવે મોટા અવાજે બૂમ મારી કહ્યું. રામો સાયકલ લાવ્યો. વાસુદેવ ગુસ્સાની નજરે પિતા સામે જોઇ સાયકલ લઇ બહાર નીકળયો, અને તેની પર સ્વાર થઈ સુધારાનું સુખ ભોગવવા ગાર્ડન તરફ ચાલ્યો. તેના ગયા પછી રામપ્રસાદે અત્યંત કલ્પાંત કર્યું. કુળવતી ઇન્દુએ સસરાને ચિરંજ ધરવાનું સૂચવી શુકલને ત્યાં જમાવાનું કહી આવવાની આજ્ઞા માગી. પુત્ર વધુના સદ્‌ગુણથી સંતોષ પામેલા રામપ્રસાદે તેને અંતઃકરણથી આશિષ આપી જવાની આજ્ઞા આપી. ઇન્દુમુખી પોતાની સાથે એક નોકરને લઇ શુક્લજીને ઘેર જવા નીકળી.

૧૦

## લાલાઓનીલીલા.

* " અગ્નિ પાણી થકી સમે, સૂરજનો છત્રી થકી તાપરે;
અંકુશે મદ મસ્ત હાથી §લગુડે ગદ્ધો અને સાંઢ રે,
વ્યાધી ઔષધથી શમે, વિષ ટળે મંત્રો ઘણા સાધવે,
સૌનું ઔષધ શાસ્ત્રમાં કહ્યું છતાં મૂર્ખો તણું ના મળે.

---

વાસુદેવપ્રસાદ તેના પિતાને અપમાન સૂચક શબ્દો સંભળાવી મકાનેથી ચાલી નીકળયો; અને સાયકલપર સ્વાર થઈ વિકટોરીયા ગાર્ડન તરફ જવા લાગ્યો. સાયંકાળનો સમય થયો હતો. સાભ્રમતિનો સુખકારક પવન આનંદ આપી રહ્યો હતો. રંગબેરંગી વસ્ત્રો ધારણ કરેલાં નર–નારીયો બગીચાની અંદર આમ તેમ ફરતાં હતાં. દેખાવ ખૂશનુમા થઇ રહ્યો હતો. વાસુદેવ થોડીવારમાં ગાર્ડન સમિપ આવી સાયકલપરથી નીચે ઉતરી અંદર ચાલ્યો. તેની આંખ્યો ચારે તરફ ફરી મિત્રોને ખોળવા લાગી. વાસુદેવ બગીચાની અંદર આવેલી પાટલીયો પર બેઠેલાં માણસોના મુખ સામે જોતો જોતો છેવટે એક એકાન્ત જગા આગળ આવી ઉભો. ત્યાં તેના દિલોજાન દોસ્તો ક્યારનાએ બેઠા–બેઠા તેની આતુરતાથી રાહ જોઈ રહ્યા હતા. વાસુદેવને જોઇ તેમના હૃદય હર્ષથી ઉભરાયાં. તેમણે ઉભા થઇ મિત્રનો હાથ પકડી સેકહેન્ડ કરી ખુશખબર પૂછી. બાદ ત્રણે જણા પાટલીપર ગોઠવાયા. વાચકો ! વાસુદેવપ્રસાદના આ પ્રિય મિત્રો અન્ય કોઈ નહિ પણ શાન્તિલાલ તથા કાન્તિલાલ હતા. તેઓ હમેશાં આ સ્થળે જ બેશી

---

* શાર્દુલ વિક્રિડિત. § ડફણું–લાકડી.

વાસુદેવને મળતા અને પછી આનંદને માટે અન્ય સ્થળે ઉપડી જતા. વાસુદેવે પિતા સાથે થએલી તકરારની વાત તેમને કહી સંભળાવી. બન્નેએ તેના પરાક્રમને માટે ધન્યવાદ આપ્યો. તે પછી થોડીકવાર બીજી વાતો કરી તેઓ ત્યાંથી જવાને ઉભા થયા. ત્રિપુટી બગીચાની બહાર નીકળી. ત્યાં એક ભાડાની ગાડી ઉભી હતી. શાન્તિ–કાન્તિ તે ગાડીમાં ચઢી બેઠા. ગાડીવાને પોતાની જગાએ બેસતાં પૂછ્યું, " શેઠ ! ગાડી કઈ તરફ લઉં ?"

" સ્ટેશનપર. " કહી વાસુદેવ સાયકલપર સ્વાર થયો. ગાડી ચાલવા લાગી. વાસુદેવ ગાડીની સાથે સાયકલ રાખી મિત્રોની સાથે વાતો કરવા લાગ્યો. આખરે ગાડી સ્ટેશનપર આવી પહોંચી. શાન્તિ–કાન્તિ નીચે ઉતર્યા. વાસુદેવે ખીસ્સામાંથી એક રૂપિયો કાઢી ગાડીવાળાના હાથમાં મૂક્યો. ગાડીવાન ખૂશ થઇ ચાલતો થયો. ત્રણે મિત્રો ત્યાં નજીકમાં આવેલી એક વિલાયતી દારૂની દુકાનમાં પ્રવેશ્યા. એ દુકાનના માલીક એક પારસી ગૃહસ્થ હતા. તેમનું નામ સોરાબજી હતું. તે ઘણા સારા સ્વભાવના માણસ હતા. તેઓ વાસુદેવને દારૂ નહિ પીવા વિષે અનેકવાર શિખામણ આપતા; પરંતુ વાસુદેવ જેવા સુધરેલા યુવકના મગજમાં તેમની શિખામણ ઉતરવી સર્વથા અશક્ય હતી. હમેશના નિયમાનુસાર તેઓ એક સુશોભિત રૂમમાં દાખલ થઈ એક આરસના ટેબલની આસપાસ ગોઠવેલી ખુરશીઓમાં ગોઠવાયા. વાસુદેવે સિગારની પેટી કાઢી ટેબલપર મૂકી. એવામાં એક નોકરે ત્યાં આવી પુછ્યું, " શેઠજી! ક્યા ચહીએ ?"

" એકસ એ નંબર વનની એક બોટલ લાવ અને તેની સાથે ત્રણ સોડાની બાટલીઓ પણ લેતો આવ. " વાસુદેવે ઓર્ડર આપ્યો.

" અચ્છા ! કુછ ખાનેકા ? " નોકરે પૂછ્યું.

" નહિ, ફકત થોડાસા પ્યાજકા કચુંબર ઔર દો ડબલ રોટી લાના " કાન્તિલાલે સૂચના આપી.

નોકર ચાલ્યો ગયો. ત્રણે મિત્રો સીગાર પીવા લાગ્યા. તેમણે મગાવેલી વસ્તુઓ થોડીવારમાં આવી ટેબલપર પડી. નોકરે બાટલી ખોલી આપી. શાન્તિએ ત્રણ કાચના પ્યાલામાં દારૂ રેડી અંદર સોડા નાખી દરેકની આગળ એકેક પ્યાલો ગોઠવી દીધો. ડબલરોટી અને કુચુંબરની રકેબીઓ વચ્ચે ગોઠવી. તે પછી સઘળાએ પ્યાલા હાથમાં પકડી સાહેબજી શબ્દનો ઉચ્ચાર કરી એક બાજાના પ્યાલાની સાથે પ્યાલો અડકાડી ઘુંટડા ભરવા શરૂ કરી વિસમી સદીનો વિચિત્ર વિજય ઉજવ્યો. તેઓ અનેક પ્રકારની વાતો કરતા, ડબલરોટી—કચુંબરના મુખમાં ડુચા મારતા અને પ્યાલામાંના શરાબના ઘુંટડા ભરતા આનંદ અનુભવવા લાગ્યા. તેઓ વચ્ચે–વચ્ચે સીગાર પીવાનું પણ ભુલતા નહોતા. ધીમે ધીમે રંગ ફરવા લાગ્યો. શરાબનું શૌર્ય રગેરગે વ્યાપવા લાગ્યું. આંખ્યો રક્તવર્ણી થઇ ચળકવા લાગી. પ્રથમ ભરેલા પ્યાલા ખાલી થઇ જવાથી બીજીવાર ભરવામાં આવ્યા. તે પણ મદિ-રાના ભક્તોએ થોડીવારમાં ખાલી કરી ટેબલપર મૂક્યા. અરસ્પરસમાં વધુ પીવા–પીવરાવવાનો આગ્રહ ચાલ્યો. સઘળાએ યથેચ્છ મદિરાપાન કર્યું. બાદ બીજી સીગારો સળગાવી નીસામાં ચકચુર બનેલાઓ આસમાની સુલતાનીની વાતો કરવા લાગ્યા. નોકર આવીને ખાલી પ્યાલા રેકેબીઓ લઇ ગયો. સમય વિતતાં દારૂડીયા દોસ્તોની વાતોએ નાટકના ભાષણનું રૂપ પકડયું. તેમના ભાષણથી રૂમ ગાજી રહ્યો. કાન્તિ અને શાન્તિ તાલીઓ પાડી વાસુદેવના ભાષણને વધાવવા લાગ્યા. કેશબોક્ષપર બેઠેલા સોરાબજી ચમકયા. તેઓ તરત ત્યાં આવ્યા. તેમને

જોઈ સઘળા શાન્ત થયા. સોરાબજીએ સભ્યતાથી તેમને ઘેર જવાનું સૂચવ્યું. ત્રણે જણા સાહેબજી કહીને ત્યાંથી ચાલતા થયા. વાસુદેવ ખાવા-પીવાનું બીલ દર મહીને ચૂકવતો હોવાથી આજે પણ સોરાબજીએ બીલના પૈસા તેના નામે લખી દીધા. દુકાનની બહાર પગ મૂકતાંજ વાસુદેવે કહ્યું, " અલ્યા કાન્તિ ! એકાદ બાટલી સાથે લઇ લીધી હોત તો ઠીક પડત. આ રંગતો એકાદ કલાક પછી ઉતરી જશે."

ત્યારે બાજી એક લઇ આવું ? " શાન્તિએ પૂછયું.

" હા, પણ આ વખતે તો વ્હિસ્કી લેતો આવજે." કાન્તિએ કહ્યું.

" બહુ સારૂં. " કહી શાન્તિ પુનઃ અંદર જઈ એક વ્હિસ્કીની બાટલી લઇ આવ્યો. તે પછી એ હિંદના હિરા-અરે પત્થરાઓ ડોલતા—ભાષણો કરતા અને વચ્ચે વચ્ચે શયરો તથા ગઝલો લલકારતા ગમન કરવા લાગ્યા. વાસુદેવ સાયકલ દોરીને મિત્રોની સાથે ચાલતો હતો. એવી રીતે ગમ્મત ઉડાવતી ત્રિપુટી પુનઃ વિકટોરીયા ગાર્ડનમાં આવી પહોંચી. રાત્રિના નવ વાગી ગયા હતા. લોકોનો અવર જવર પણ ઓછો થઇ ગયો હતો. ગાર્ડનમાં ગ્યાસના દીપકો ઝગઝગી રહ્યા હતા. ત્રણે મિત્રોએ અંદર પ્રવેશી એક પાટલીપર સ્થાન લીધું. થોડીક ક્ષણ મૌન પ્રવર્તાઈ રહ્યું. વાસુદેવ નિસાથી ગુલતાન બની ગયો હતો. તેના બોલવાનું ઠેકાણું નહોતું. શાન્તિ-કાન્તિ સાવધ હતા. તે બન્ને તાલીમ બાજ઼ દોસ્તો યુકિત પૂર્વક વાસુદેવનાં ગજવાં તપાસતા હતા. છેવટે તેઓએ વાસુદેવના ગજવામાંથી પાકીટ કાઢી લીધું. નિસાની ઝુમમાં વાસુદેવને કઇ ખબર પડી નહિ. તે ઉઘાડે માથે બેન્ચપર બેશી નિસાથી ઝોકાં મારતો હતો. તેની એવી અવસ્થા જોઇ કાન્તિએ તેનો હાથ પકડી પૂછયું, " કાં દોસ્ત ! તબિયત કેમ છે ? "

"ઓલરાઇટ છું; પ–પ—પેલી બાટલીને હવે તોડીશું કે ?" વાસુદેવે લથડાતા શબ્દે પૂછ્યું.

"ના, એને ઘેર જઈ ખોલીશું." શાન્તિએ કહ્યું.

"ઓલરાઇટ તો હવે આ સીગાર સળગાવો અને કંઇક ગમ્મત ઉડાવો." વાસુદેવે બીજી સીઝર સીગારની પેટી કાઢી મિત્રોની તરફ ફેંકી. શાન્તિએ એક સિગાર સળગાવી તેના મુખમાં મૂકી. બાદ કાન્તિએ સીગાર સળગાવી કહેવા માંડયું, "માય ડિયર ફ્રેન્ડ વાસુદેવ ! હું તમને જેટલો ધન્યવાદ આપું એટલો ઓછો છે. ચાલુ જમાનાના ગ્રહસ્થોમાં તમે ફક્ત એકજ ગ્રહસ્થ કહેવાવાને લાયક છો. તમારામાં ઉમદા ગુણો છે. તમારા જેવાની મહેરબાનીથી અમારા જેવા ગરીબો પણ આપની સાથે ફરી મોજમજાહ ઉડાવે છે. આ ઉપરાંત તમે મિત્ર પરિક્ષાનું પણ સારૂં જ્ઞાન મેળવેલું છે. આજકાલના મિત્રો તો ફક્ત સ્વાર્થના જ હોય છે. અમે તમારા જેવા મિત્ર રત્નને મેળવી ભાગ્યશાળી થયા છીએ."

વાસુદેવ ટટાર બેશી બોલ્યો, "કાન્તિ ! તારી વાત સત્ય છે. તમારા જેવા લાયક ફ્રેન્ડો (દોસ્તો) થીજ હું હાલ અધિકાધિક આનંદ કરી રહ્યો છું. મારૂં આનંદનું સ્થળ જો કયાંઈ હોય તો તે ફક્ત તમે જ છો."

"વાસુદેવ ! તમારૂં હૃદય અમે સારી રીતે સમજીએ છીએ. અમારાં પૂર્વના પૂણ્યના યોગેજ આપના જેવા શ્રીમંત અને ગુણવાન મિત્રનો અમારે મેળાપ થયો છે. હવે તો કંઇક પણ ધંધો રોજગાર કરી પૈસાદાર થવાય તો ઠીક કે જેથી તમને પણ અમારાથી કંઇક મદદ કરી શકાય. હમેશાં તમારા પૈસાથી આનંદ કરવો એ વ્યાજબી નથી." શાન્તિએ કહ્યું.

"જ્યાં મિત્રતા બંધાઇ કે પછી મારા તારાનો ભેદજ રહેતો

નથી. વાસુદેવભાઇ! જો તમે અમને થોડાક રૂપિયાની મદદ કરો તો અમે કંઇક વ્હેપાર કરીએ. ધંધો કર્યા વિના હવે ચાલી શકે એમ નથી. કારણ કે મારા ઘરમાં તો હાંલ્લાં કુસ્તી ખેલવાને મચી પડયાં છે. કાપડ, રૂઆ પાન વગેરેનું દેવું વધી જવાથી બહાર પણ નીકળાતું નથી. જો ભોગજોગે મારે બજારમાં જવું પડે છે, તો માગતાવાળાની દુકાનની પાછળના રસ્તે થઇને ચોરની માફક પ્રયાણ કરવું પડે છે. ભાઈ! બળ્યો આ સંસાર. બૈરી પણ બહાદુર મળી છે કે ઘરમાંથી ક્લેશ તો સૂકાય જ નહિ. મારા કમનશિએજ ફેશનમાં ફરનારી બૈરી મળી છે. તેને પણ મારાથી દસ ઘણા દામ ઉડાવવા જોઇએ છીએ. તેણે કપડાં અને મશીનપોલીશ દાગીના ખરીદ કરી મને દેવાદાર કરી મૂક્યો છે. આથી દિવસ ઉગે છે કે મારીપર લેણદારોનો દરોરો પડે છે. હું તેને શિખામણ દેવા મુખ ઉંચું કરૂં છું કે તરત તે બાઇસાહેબ વકરેલી વાઘણની માફક મારી ઉપર ઉડી પડે છે. ભાઈ! મારી આવી દુર્દશા થઈ રહી છે; હવે તો ભગવાન કંઈ આ ભાગ્યને ઉઘાડે તો સારૂં." શાન્તિએ પોતાનું દુઃખ દર્શાવ્યું.

"શાન્તિ! હજી તારે કંઇક ઠીક છે; પણ મારૂં જરીક સાંભળ. મારા ઘરમાં ગઈ કાલ સુધી અનાજનો એક પણ દાણો નહોતો, પરંતુ જ્યારે બે દિવસના કડાકા થયા, ત્યારે મ્હેં આજે મારી સ્ત્રીની ચૂડીયોની ચીપો વેચી અનાજ ખરીદ્યું. બજારમાં તો મારાથી બિલકુલ જવાતું નથી. કેટલાએ વ્હેપારીઓની નોટીસો પણ આવી ચૂકી છે. કહો હવે મારે મારૂં પોઝીશન કેવી રીતે સાચવવું?" કાન્તિએ પોતાની વાત કહી.

"એતો જાણે બધું ખરૂં; પણ તારે પ્રભુનો પાડ માનવો જોઇએ કે તને સ્ત્રી સારી મળી છે. જોને, તું કંઇ પણ કામ ધંધો કરતો

નથી, તેના સઘળા દાગીના પણ ત્હેં વેચી ખાધા છે અને તે ઉપરાંત તે બિચારી તારો માર પણ ખાય છે; પરંતુ તારી સામે એક શબ્દનો પણ ઉચ્ચાર કરતી નથી; બાકી જો મારા ઘરના જેવી સ્ત્રી મળી હોત, તો તને ખબર પડત." શાન્તિએ જણાવ્યું.

"એ તો તું પાણી વિનાનો છે તેથી જ તેના દાબમાં દબાઇ જાય છે. સ્ત્રીની સાથે હમેશાં રોફથી જ કામ લેવું જોઇએ. તેને હદપાર છૂટ આપવાથી માથે ચઢી ભાગે છે. શાન્તિ ! આપણે નિસામાંને નિસામાં મૂળ વાત છોડી બૈરીઓની વાતોપર ઉતરી પડયા. કાં વાસુદેવ ભાઈ ! તમે પણ ઘેનમાં ઘોરો છો કે શું?" કાન્તિએ વાસુદેવને ઢંઢોળ્યો. વાસુદેવ ખુંખારો કરી બોલ્યો.

"હું હજી આખી બાટલી ગટગટાવી જાઉં તોપણ બેફામ બનું નહિ. મ્હેં તમારી દરેક વાત સાંભળી છે. મિત્રો ! તમારૂં દુઃખ બેહદ છે, પણ શું કરૂં કે હાલ હું સ્વતંત્ર નથી. મારે માથે પણ પુષ્કળ દેવું વધી ગયું છે, તેની તમને સારી રીતે ખબર છે. પેલો કાંધીયો તો હવે મારી પાછળ આદુ ખાઇને મચ્યો છે. તેણે દાવો ભરવાનો દમ દીધો છે. કમ ભાગ્યે આ વખતે ચાંદીના વ્હેપારમાં પણ ખાદ ગઈ. હું ચારે તરફથી ઘેરાઈ ગયો છું. હવે તો બુઢ્ઢો મરે તો કંઇક ઠીક થાય. જો બુઢ્ઢો વધુ વખત જીવશે તો મારા પોઝીશનનું પાણી થઈ જશે; મારે આ શહેર તજીને નાશી જવું પડશે." વાસુદેવે તેના કર્મની કહાણી કહી સંભળાવી. તેની વાત સાંભળી સમય વર્તનાર કાન્તિ બોલી ઉઠયો, "અરે યાર ! તેમાં તે આટલા બધા અકળાઈ શાને જાઓ છો ? દેવું તો દરેકને માથે હોય છે. આપણે કોઇનાં નાણાં ડુબાવવાં નથી. આપણે હાલમાં લેણદારોને સત્ય જવાબ આપી દેવા કે, ભાઈઓ અમારી પાસે હાલમાં નાણાં નથી; આવશે ત્યારે આપી જઇશું. આટલું કહેવા

છતાં જો તેઓ ન માને તો તેમને તરત જ પોઝીશનનો રૂવાબ દેખાડી કહી દેવું કે ' ઓ ઇડીયટો ! જાઓ, ચાલ્યા જાઓ. નાણાંની ઘણી જરૂર હોય તો સીધા સીધા દિવાની કોર્ટમાં સિધાવો. બસ આવા પોઝીશનના દમથી લેણદારો ડરી જશે. વાસુદેવ ! તમારે તમારા મગજમાં આપવા લેવા વગેરેના હલકા વિચારોને કદાપિ પેસવા દેવા જ નહિ. એવા હલકા વિચારોથી આપણો આનંદ ધુળધાણી થઈ જાય છે; સૂરાપાન વિષપાન જેવું થઇ પડે છે. આપણે તો સદા આનંદમાં જ રહેવું જોઇએ. આપણે આનંદ કરવાને જ આ અવનિમાં આવ્યા છીએ. દોસ્ત ! એ વિષે મ્હેં એક ગાયન બનાવ્યું છે, તે તને ગાઈ સંભળાવી તારા મગજમાંથી હલકા વિચારો દૂર હાંકી મૂકું. જો સાંભળ,

દુઃખ આવે તો નહિ ડરવું, બસ પોઝીશનમાં ફરવું,
ભાઇ મરવું પડે તો મરવું, પણ પોઝીશનમાં મરવું........દુઃખ.

નાણાંનો જો ટોટો પડે તો, દેવું તર્તજ કરવું;
પોંઇન્ટ કરીને વર્ક કાઢવું, ફક્કડ થઇને ફરવું........દુઃખ.

દુનિયાં બિચારી બકયા કરે, પણ કહ્યું ન કાને ધરવું;
સગાં સ્નેહિયો ભલે બકે, પણ ધાર્યું હૃદયનું કરવું........દુઃખ.

બસ એજ; ડોન્ટ કેર ઓફ એની મેન, ઓલ આર ઇન પોઝીશન. ધ પોઝીશન બેસ્ટ ઓફ઼ ઓલ અને બીજાને મારવી થપ્પડને ધોલ. અન્ડરસ્ટેન્ડ માય ફ્રેન્ડ ? ” કાન્તિએ નિસાના જોરમાં હેડગુજરાતી બકી નાખ્યું. સઘળા હસી પડયા. વાતોનું વમળ બદલાયું. વાસુદેવ જરીક સ્ટાર થઇ બોલ્યો.

“ ખરેખર ! આપણી સુસ્તી દૂર કરનાર ફક્ત સરાબ જ છે. સરાબથી તમામ હલકા વિચારો ભૂલી જઇ નવાબ જેવા બની જવાય છે. આપણા મતના એક પ્રવિણ પુરૂષે કહ્યું છે કે, શરાબની પ્યાલી;

અને શરાબી પ્યારીની ગમ્મત જેને હમેશાં મળે છે; તેનાથી સ્વર્ગસુખ ફક્ત ચાર આંગળ જ દૂર રહે છે. જો મારી ઈન્દુ પણ મારા જેવી શરાબ પીનારી હોત, તો તેના અને મારા આનંદમાં શું ખામી હોત ? ખરેખર પરમેશ્વર જોઇએ તેવું જોડું મેળવતો જ નથી. પણ ફિકર નહિ, હું સમય આવે પરમેશ્વરની ભયંકર ભૂલને પણ સુધારીશ. હા અફસોસ કે.—

નારી સુંદર જ્યાં વસે, ત્યાં મૂરખ ભર્તાર;
રંગીલા નરને મળે, નારી ગુણ ગમાર.

મને સ્ત્રી ઓથડ અને જુના વિચાર વાળી મળી છે. સાલ્લીને કંઈ સારૂં પહેરવા ઓઢવાનું પણ મન થતું નથી. આખો દિવસ ગધેડાની માફક ઘરમાં વૈતરૂં જ કર્યા કરે છે. હું તેની સાથે આનંદ કરવા ઇચ્છુંછું; ત્યારે તે ઉપદેશની માફક લાંબુ લાંબું ટાયલું કરવાને મંડી પડે છે. તે દારૂને ધિક્કારે છે, ફેશનની ફજેતી કરે છે; અને મારા ડ્રેશને વાંદરીયો ડ્રેસ કહી હસે છે. મારા વિચાર અને તેના વિચારમાં આકાશ પાતાળનો ફેર છે. સાલા બુઢ્ઢાએ પણ શું જોઇને મને નાનીવયમાં જ પરણાવી દીધો હશે ?" આટલું બોલી વાસુદેવે નિઃશ્વાસ નાખ્યો. એટલામાં શાન્તિ બોલી ઉઠયો.

" તમારૂં કહેવું ખરૂં છે. બાળલગ્નની મ્હોકાણે જ સ્ત્રી પુરૂષનાં મન મળતાં નથી. મારે જોકે સ્ત્રી કલેશ કંકાશ વાળી છે; પણ જ્યારે મારી પાસે પૈસા હોય છે અને અમૃતપ્યાલી પીવાની સાથે સારૂં સારૂં ખાવાનું હોય છે, ત્યારે તે ખૂબ રંગમાં ચઢે છે. મદિરા પીધા પછી તેનો ભભકો ફરી જાય છે; મને ખુશ કરવાને તે સાક્ષાત અપ્સરા બની જાય છે; અને મને અધિકાધિક લ્હાવો લેવરાવે છે. વળી તે મારા વિચારને પણ મળતી છે. જુઓ, તે દારૂ-પીવામાં તૈયાર, નાટક સીનેમા

જોવાને તૈયાર; ટુંકાણમાં સઘળી બાબતમાં તૈયાર; પણ ફક્ત પૈસાને માટે કકળાટ. ગમે ત્યાંથી પૈસા પેદા કરી એને શોખ કરાવો, બસ તે રાત્રિ દિવસ એની એજ જપમાળા જપ્યા કરે છે. વાસુદેવ ! મારી સ્ત્રી ખરેખર તમારે જ લાયક છે. ”

“ ત્યારે આપણે અદલા બદલી કરીશું ? ” વાસુદેવે હશીને કહ્યું.

કાન્તિ બોલી ઉઠયો, “ તારી સ્ત્રી વાસુદેવ શેઠને લાયક બિલકુલ છે જ નહિ. તેમને માટે તો આખા નગરમાં ફક્ત એક જ દેવ કન્યા મારી નજરે પડે છે; અને વળી તે તેમની જ જ્ઞાતિની છે. ”

“ હેં ! શું તે રૂપસુંદરી મારી જ જ્ઞાતિની છે ? ” વાસુદેવે આનંદથી ઉભરાતા હૃદયે પૂછ્યું.

“હાજી, તે સુંદરતાની પુતળીનાં વધારે વખાણ કરવાને તો હું અશક્ત છું, પણ એના કોકિલ કંઠમાંથી નીકળતા શબ્દો તો જાણે સરંગી; તેનું રૂપ તો જાણે નારંગી. વળી તે હરિણાક્ષીની આંખ્યો તો જાણે કમળ, ભ્રકુટી તો જાણે ભ્રમર, નાસીકા તો જાણે શુકની ચાંચ, અને ચાલ તો જાણે હંસની; ટુંકાણમાં બીજી જાણે ઉર્વશી કે જે આકાશમાંથી ઉતરી રાજનગરમાં વશી. ” કાન્તિએ તાનમાં લલકાર્યું.

“ અરે એવી તે મનમોહિની કોણ છે ? પ્રિયમિત્ર ! જલ્દી જણાવ કે તે કોની પુત્રી છે ? ” વાસુદેવે પૂછ્યું.

“ વિશુધરાયની પુત્રી કુસુમાવતી. ” શાન્તિએ જણાવી દીધું.

“ ખરેખર તે સુંદરતાની મૂર્તિજ છે. હું તેને અકળાતા હૃદયે હમેશાં નિહાળું છું. મિત્રો! મારાં લગ્ન તેની સાથે જ થવાનાં હતાં; પણ મારા પિતાની લોભ વૃતિને લીધે મારે રૂપિયા બે હજારમાં ખરી દાસ ઘરમાં રહેલી બોથડ બાળાનું ધુંસરૂં ગરદનમાં ધારણ કરવું પડયું છે. હા! હજી પણ તે મુગ્ધાના જીવવાથી મારે ઘણુંજ કષ્ટ સહન

કરવું પડે છે. જો ગોડ (પરમેશ્વર) તેને જલ્દીથી ઉઠાવી લે, તો ઘણું સારૂં થાય કે જેથી હું તરત જ એ દિવ્યસુંદરીની સાથે લગ્ન કરી આનંદ માણું. કુસુમાવતી રસ્તે આવતાં-જતાં મને ઘણી વખત મળે છે. તે મારા સામે જોઇ તરત નીચું જોઇ ચાલતી થાય છે. તેના હૃદયમાં મને કંઇક કહેવાની ઇચ્છા હોય એમ જણાય છે, પરંતુ જંગલી ઇન્ડીઅનોના ધારા આગળ તે કોમળ હૃદયની સુંદરીને તેના હૃદયમાં ઘુમતા વિચારોને બળાત્કારે દબાવી રાખવા પડે છે. મિત્રો ! તે સ્વર્ગની સુંદરીના વિચારથી મારા હૃદયમાં હમેશાં સંતાપનો અગ્નિ સળગ્યા કરે છે. તમે જો મારા જીગરના દોસ્તો હો તો ગમે એ પ્રકારે, અરે છેવટે પોઇઝન (ઝેર) આપીને પણ મારા બાપને જલ્દીથી જહન્નમમાં મોકલી આપો. હું તમને ખુશ કરીશ." વાસુદેવે ઉશ્કેરાઇ કહેવાનું કહી દીધું.

"દોસ્ત ! તું આટલો બધો અકળાય છે શાને ? તું ખાત્રી-પૂર્વક માનજે કે અમે તારા ભલામાં જ રાજી છીએ. તારા સુખે સુખી છીએ અને દુઃખે દુઃખી છીએ. હું તારા બાપને આ મહિનામાંજ સ્વર્ગે મોકલી આપીશ. બોલ બીજું કાંઇ ?" કાન્તિએ કહ્યું.

"જો બુઢ્ઢો મરે તો સોનાનો પર્વત ફળે. કાન્તિ ! સાચું કહે ? તું તે બુઢ્ઢાને સ્વર્ગે શી રીતે મોકલી આપીશ ?" વાસુદેવે પૂછ્યું.

"પોઇઝન (ઝેર)નાં ફક્ત બે ટીપાંથી જ. મારી પાસે એવું તો પોઇઝન છે કે જેથી બે મીનીટમાં જ સઘળું કામ સાફ થઇ જાય. જો તે શીશી હાલ મારી પાસે હોત, તો હું આજેને આજે તારો રસ્તો સુખમય બનાવી દેત; પણ તે શીશી મારા એક ડૉક્ટર દોસ્તને ત્યાં પડી છે. તે મિત્ર હાલ હવા ખાવાને માથેરાન ગયા છે.

તે આવતી વીસમી તારીખે આવનાર છે. બસ તેને બીજે જ દિવસે તારા બુઢ્ઢાના રામ બોલાશે." કાન્તિએ હૃદયની વાત જણાવી.

"ઓ માય ફ્રેન્ડ! હું તારો ઘણો જ ઉપકારી થયો છું. આ દુનિયાંમાં જો મારા સાચ્ચા મિત્રો કોઇ હોય તો તે ફક્ત તમે જ છો. દોસ્ત! હું તમારો ઉપકાર કદી વિસરનાર નથી." વાસુદેવે કહ્યું.

"ભાઈ! એમાં ઉપકાર માનવા જેવું કંઈ નથી. અમે તો અમારી જે ફરજ છે, એજ બજાવીએ છીએ. તમે જ્યારે રંગ રંગીલી કુસુમાવતીને સાથે લઇ સોનાના હિંચકે બેશી અરસ્પરસ દુઃખ દૂર કરનારી પ્યાલીઓ પીશો ત્યારે જ અમે પણ સુખી થઇશું......" શાન્તિ આગળ કંઈ બોલે એ પહેલાં તો ગાર્ડનનો રક્ષક ત્યાં આવ્યો, કારણકે રાત્રિના અગીઆર વાગી ગયા હતા. રાત્રિના દસ વાગ્યા પછી કોઇ પણ માણસને બગીચામાં બેશી રહેવાનો હુકમ નહોતો. આથી તે રક્ષક પટાવાળાએ ત્યાં આવીને કહ્યું, "શેઠ! બહાર નીકળો, અગીઆર વાગી ગયા છે."

"શું અગીઆર વાગી ગયા?" વાસુદેવે ખીસ્સામાંથી ઘડીયાળ કાઢી જોયું. સાડા અગીઆર થયા હતા. સઘળા ટોપીઓ માથે મૂકી જવાને ઉભા થયા. વાસુદેવે બાજુમાં મૂકેલી સાયકલ લઇ લીધી. તેઓ ઝાંપા બહાર નીકળી ચાલવા લાગ્યા. થોડેક દૂર ગયા પછી કાન્તિએ પૂછ્યું, "આ બાટલીને હવે ક્યાં પૂરી કરીશું?"

"શું એટલીવારમાં તારો નિસો ઉતરી ગયો?" શાન્તિએ પૂછ્યું.

"ના, હું તો હજી ઓલરાઇટ જ છું. તમારે ઉડાવવું હોય તો ઉડાવો." કાન્તિએ કહ્યું.

"ના, અમારી પણ ઇચ્છા નથી. એનો ઉપયોગ કાલે થશે. વારૂ આપણે આવતી કાલે પેલી નવીન આવેલી નાટક કંપનીમાં ખેલ જોવાને જવાનું છે તે યાદ છે કે?" શાન્તિએ નવી વાત જણાવી.

"હા, તું કાલે થીએટરમાં જઈ આગળની ચાર ખુરશીયો રીઝર્વ કરી આવજે." વાસુદેવે સૂચવ્યું.

"ચાર ખુરશીયો કોના માટે ?" કાન્તિએ પૂછ્યું.

"ત્રણ આપણા માટે અને એક શાન્તિલાલનાં વાઇફ સૌન્દર્યવતી માટે." વાસુદેવે જણાવ્યું.

"તે ખેલ જોવાને આવશે ?" કાન્તિએ પૂછ્યું.

"અરે ! એતો નાટક જોવાની ઘણીજ શોખીન છે. તેણે પોતે જ વાસુદેવભાઇને કહ્યું હતું કે તમારી સાથે મારી પણ ગોઠવણ કરજો." શાન્તિના શબ્દોથી બન્ને હસી પડયા. વાતોમાંને વાતોમાં જુદા પડવાનો રસ્તો આવ્યો. શાન્તિ–કાન્તિ સાહેબજી કહી છૂટા પડયા. વાસુદેવ સાયકલપર સ્વાર થઇ મધ્યરાત્રિએ મકાને આવ્યો. તેણે નોકરને મોટેથી બૂમ મારી "રામલા ! એ રામલા ?"

રામલો નિદ્રાધિન હોવાથી તેને પ્રત્યુત્તર મળયો નહિ; પણ અત્યાર સુધી પતિના વિચારમાં જાગ્રત બેશી રહેલી ઇન્દુએ અંદરથી પૂછ્યું, "કોણ હશે ?"

"એ તો હું, ઝાંપો ખોલો." વાસુદેવે કહ્યું.

"ઉભા રહો, ઉઘાડું છું." કહી પતિભકત પ્રેમદા હાથમાં ફાનસ પકડી ઝાંપા પાસે આવી. તેણે ઝાંપો ઉઘાડી વાસુદેવની નિસામય મૂર્તિ નિહાળી. ઇન્દુ મૌન ધરી એક બાજુએ ઉભી રહી. વાસુદેવ તેના સામે જોઈ બોલ્યો, "કોણ ઇન્દુ ! શું ઝાંપો ખોલવાને તારે જાતે જ તસ્દી લેવી પડી ? સાલ્લો એ રામલો અત્યારથી કેમ ઉંઘમાં મરી પડે છે ?"

"અત્યારે તો મધ્યરાત્રિ થઇ છે." ઇન્દુએ સમય જણાવ્યો.

" ઈન્દુ ! આ સાયકલને તેના સ્થળે મૂકી દે." કહી વાસુદેવ તેના હાથમાં સાયકલ સોંપી ચાલતો થયો. ઇન્દુ સાયકલને તેના સ્થાને મૂકી ઝાંપો બંધ કરી અંદર આવી. પતિની દશા દેખી તેની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. તે ભગ્ન મને શયન મંદિરમાં આવી. વાસુદેવ કપડાં ઉતારી નિસાના જોરે પલંગમાં આંખો બંધ કરી પડી રહ્યો હતો. ઘણીવાર થઇ પણ પતિના મુખમાંથી એક પણ શબ્દ તે સુશિલબાળા શ્રવણ કરવા પામી નહિ; આથી તેણે સ્વામીના પલંગ પાસે એક સાદડી પાથરી તે ઉપર શયન કર્યું અને અંતે તે પવિત્ર બાળા પ્રભુનું રટણ કરતી નિદ્રાધિન થઈ ગઈ.

---

## ૧૧

હૃદયોદ્ગાર.

> દિવ્યાતિ દિવ્ય તવ રત્ન અહો ગયાં ક્યાં,
> શોભા સમુહ પટપુંજ કહો ગયાં ક્યાં !
> ખોયું સહુ કંઈ ન હોય તુ પાસમાં છે,
> હે દેશ શેષ તુજમાં રહી શું ગયું છે ?

કુસુમકાન્તે સ્થાપેલી સમાજનું કાર્ય દિન પ્રતિ દિન આગળ વધવા લાગ્યું. તેની અંદર ઘણા જનો જોડાયા હતા. સમાજનું ફંડ પણ સારૂં વધ્યું હતું. સ્વયંસેવકો ગામેગામ ફરી ઉપદેશ કરતા હતા. જન સમાજ જાગૃત થવા લાગ્યો. રામાનંદસ્વામી, સુધાકર, મનહર વગેરે જનસમાજની સ્તુત્ય સેવા બજાવી રહ્યા હતા. સમાજને અંગે રાત્રિશાળાઓ લાયબ્રેરીયે: જીલ્લે જીલ્લે સ્થાપવામાં આવી હતી. એ ઉપરાંત શહેરની બહાર સરિતા કિનારે એક શાન્તિ સ્થળ બાંધવામાં આવ્યું હતું. તેની અંદર પચાસ

કોટડીઓ બંધાવેલી હતી તેમાં નિરાશ્રિત જનો નિવાસ કરતાં હતાં. કુસુમકાન્ત ગરીબોની ઉન્નતિના અર્થે સતત્ પ્રયાસ કરી રહ્યો હતો. તે ગરીબ લતાઓમાં જઇ ત્યાંના લોકોને ઉપદેશ આપી વિદ્યાજ્ઞાનનું રહસ્ય સમજાવી તેઓને રાત્રિશાળામાં જઈ વિદ્યાભ્યાસ કરવાનું સૂચવતો, નિરૂદ્યમીઓને ધંધે લગાડતો અને અસહાય કુટુંબોનાં બાળક-બાળિકા-ઓને શાન્તિ સ્થળમાં રાખી સમાજના ખર્ચે વિદ્યાભ્યાસ કરાવતો. તેનાં આવાં કલ્યાણકારી કાર્યોથી તે દેવ તરીકે ગણાવા લાગ્યો. તેને જોઈ લોકો અપૂર્વ પ્રેમ પ્રકાશિત કરતા. જો કે તેના કાકા વામનરાય અંદરખાનેથી બળી જતા હતા, પરંતુ તે જાહેર રીતે તેની પ્રત્યે પોતાનો દ્વેશ દર્શાવી શકતા નહોતા. કુસુમકાન્ત તેને મળવાને બે વખત ગયો હતો. કાકાએ ભત્રીજાને સારી રીતે બોલાવી તેના કાર્યની પ્રસંસા કરી હતી. કુસુમકાન્તે પોતાને રહેવાને માટે શાન્તિ સ્થળમાં એક નાનકડું મકાન બંધાવ્યું હતું. તે હવે ત્યાંજ રહેતો હતો. એ એકાન્ત સ્થળમાં તેને અપૂર્વ શાન્તિ પ્રાપ્ત થતી હતી. તે પ્રભુ પ્રત્યે વિશ્વાસ રાખી નિષ્કામ કાર્ય કરે જતો હતો. તેના મિત્ર શશીકાન્તના હમેશાં પત્રો આવતા હતા, બન્નેની મૈત્રિએ ગાઢ સ્વરૂપ ધારણ કર્યું હતું. ઇંદિરા તેના આશ્રમમાં હમેશાં આવતી અને અંદર રહેતાં બાળકોને સદ્બોધ આપતી. પોતાની ઉપર આવેલા શશીકાન્તના પત્રો કુસુમકાન્ત ઇંદિરાને વાંચી સંભળાવતો. દરેક પત્રમાં શશીકાન્ત ઇંદિરા પ્રત્યે સ્નેહ દર્શાવતો. તે ઇંદિરા પર પણ જુદા પત્રો લખતો હતો. દરેક પત્રોમાં પ્રેમવાક્યો વિના અન્ય કાંઈ લખવામાં આવતું નહોતું. ઇંદિરા મધુરા શબ્દોથી તેના પત્રના પ્રત્યુત્તર લખતી. બન્ને જણાં પત્રથી મળ્યા તુલ્ય આનંદ અનુભવતાં. કુસુમાવતીના પિતા વિષ્ણુધરાયે કહેવા પ્રમાણે

ચારસો રૂપિયા સમાજમાં મોકલાવી આપ્યા હતા. તે પણ વારંવાર સમાજમાં આવી કુસુમકાન્તને પોતાની સાથે ગાડીમાં લઇ ફરવા જતા. કુસુમકાન્ત ત્રીજે ચોથે દિવસે તેમના મકાને જતો અને ઘણીવાર ત્યાં રહી વિબુધરાય અને કુસુમાવતી સાથે આનંદમય ચર્ચા ચલાવતો. સમય જતાં તે પ્રેમમયી બાલિકાના સુકોમળ હૃદયમાં તેના પ્રત્યે દૈવી પ્રેમ પ્રકટયો. તે કુસુમકાન્તને અમીમય નેત્રે નિહાળવા લાગી. કુસુમકાન્તના ઉપદેશને તે ધ્યાનપૂર્વક શ્રવણ કરી મનન કરતી અને સ્હેજ સંશય પડતાં વાદવિવાદ ચલાવી શંકાનું સમાધાન કરતી. તે હસમૂખી હતી. તેના શબ્દોમાં માધુર્યતા હતી. તેના મીઠા શબ્દોથી કુસુમકાન્તના હૃદયમાં આનંદપ્રવાહ વહેતો. બન્નેની ચપળ ચક્ષુઓમાં અપૂર્વ પ્રેમ પ્રકાશ પ્રકાશતો હતો. કુસુમાવતી દરરોજશાન્તિ સ્થળમાં જતી અને ત્યાં રહેતાં બાળકોને સ્નેહપૂર્વક પાસે બોલાવી સ્વદેશ કિર્તન ગવરાવતી. તેને હાર-મોનીયમ વગાડતાં સારી રીતે આવડતું હતું. તે હારમોનીયમ બજાવતી અને આશ્રમનાં બાળકો ગાન લલકારતાં. કુસુમાવતી દર રવિવારે બાળકોને ઇનામ આપતી. બાળકો તેને જોતાંજ તેની પાસે દોડી આવતાં અને સુકોમળ શબ્દોના આનંદધ્વનિથી આશ્રમ ગજાવી મૂકતાં. કુસુમકાન્ત આવી મનોહર બાલિકાના સહવાસથી પોતાને ભાગ્યવાન સમજવા લાગ્યો. ઇંદિરા અને કુસુમાવતીમાં પણ સ્નેહનું સંધાન થયું હતું. બન્ને બાલિકાઓ અપૂર્વ ઉત્સાહથી કુસુમકાન્તના કાર્યમાં મદદગાર થઇ પડવા લાગી. દારૂડીયા ભર્તારને પનારે પડેલી ઇન્દુમુખી પણ કોઇ કોઇ વખતે આશ્રમમાં આવતી અને ઇંદિરા તથા કુસુમાવતીને નારી ધર્મનો શુભ ઉપદેશ સમજાવતી. કુસુમાવતી અને ઇંદિરા તેનો અમૂલ્ય ઉપદેશ પોતાની નોટ બુકોમાં લખી લેતાં. આવી રીતનું કાર્યક્રમ ચાલી રહ્યું હતું.

આજે રામનવમીનો દિવસ હતો. કુસુમકાન્ત આજે પ્રાતઃકાળમાં વ્હેલો ઉઠી સ્નાન સંધ્યાથી પરવારી શાન્તિ સ્થળના એક ખુલ્લા ચોગાનમાં ઉભો રહી પૂર્વાકાશ તરફ જોઈ રહ્યો હતો. હજી પ્રભાકર પ્રભુને ઉદય થવાની વાર હતી. તેમને અભિનંદન આપવાને સિંદુરીયા રંગના સાથીયા પૂરાયા હતા. પ્રભાતનો રમણિય સમય આનંદમય ભાસતો હતો. આશ્રમમાં આવેલા એક અશોક વૃક્ષપર બેઠેલી કોયલ મધુરા ટહુકાર કરી પ્રભાતના પ્રભાવને વધારી રહી હતી. કુસુમકાન્ત પ્રભાતની રમણીય લીલા નિહાળી રહ્યો હતો; એવામાં એકાએક આશ્રમની અંદર રહેતી એક નાની બાલિકાના મંજુલ ગાનનો ધ્વનિ તેના કર્ણપર અથડાયો. તેણે ચમકીને એ તરફ જોયું. ગાન ભાવપૂર્ણ હતું. તે ગાન કુસુમકાન્તે પ્રથમ કુસુમાવતીના કંઠમાંથી સાંભળ્યું હતું. તેણે એ ગાનને ભારત માતાનું રૂદન નામ આપ્યું હતું. ભારતભક્ત એકાગ્રતાથી ગાન શ્રવણ કરવા લાગ્યો. બાલિકાના કોકિલ કંઠમાંથી નીકળતું ગાન આ પ્રમાણે હતું.

* જાગોની પુત્રો મ્હારારે, ગુણિયલ છોગાળા,
ભાગોની બંધન પ્યારારે, ગુણિયલ છોગાળા;
વ્હાલીડા મારા, જુગ જુગ હું દુઃખિયારી;
પરદેશિ પગે પડનારીરે, ગુણીયલ છોગાળા. જાગોની પુત્રો૦
વ્હાલીડા હું તો યવન તણી કે'વાણી,
ઘર નીચ ભરૂં હું પાણીરે; ગુણિયલ છોગાળા. જાગોની પુત્રો૦
વ્હાલીડા થૈછું અંધ, અપંગ મા તમારી,
ઘડપણમાં આશ તમારીરે, ગુણિયલ છોગાળા. જાગોની પુત્રો૦
વ્હાલીડા તમે મોટાઈમાં સર્વે ખોયું;

* રા. નરસાપુી.

કંઈ દેશ વિદેશ ન જોયુંરે; ગુણિયલ છોગાળા. જાગોની પુત્રો૦
વ્હાલીડા ખોટા ધર્મી તણા ડોં'ળ ઘાલી,
વ્હોરી છે પાયમાલીરે, ગુણિયલ છોગાળા. જાગોની પુત્રો૦
વ્હાલીડા નિજ બંધુને ચૂશી જાણો,
રહેશે હાથોમાં પ્હાણોરે; ગુણિયલ છોગાળા; જાગોની પુત્રો૦
વ્હાલીડા તમે આપસમાં વેર રાખો,
નહિ દીસે દયા કંઇ રાખોરે, ગુણિયલ છોગાળા. જાગોની પુત્રો૦

વ્હાલીડા એમાં ગયા પરદેશી ફાવી,
અક્કલ તમને ના આવીરે; ગુણિયલ છોગાળા. જાગોની પુત્રો૦
વ્હાલીડા ધંધો દાબી દીધો છે તમારો,
ગુલામી કરવી ધારોરે; ગુણિયલ છોગાળા. જાગોની પુત્રો૦
વ્હાલીડા તમને મૂર્ખા મોજીલા બનાવ્યા,
દઇ રમકડાં રીઝાવ્યારે, ગુણિયલ છોગાળા. જાગોની પુત્રો૦
વ્હાલીડા થોડે થોડે તાકીને ભરી ફાળો,
વાઘે પંજો છે માર્યોરે; ગુણિયલ છોગાળા. જાગોની પુત્રો૦
વ્હાલીડા ઉઠો ફરજ તમારી જાણો.
સ્વારથને આળસ ત્યાગોરે, ગુણિયલ છોગાળા. જાગોની પુત્રો૦
વ્હાલીડા જેમ મોડું ઉંચકશો માથું,
ભારે પડશે ત્યમ ભાતુંરે, ગુણિયલ છોગાળા. જાગોની પુત્રો૦
વ્હાલીડા લેજો પરખી તમે રોગ મારો,
ઉપચાર કરો ઝટ સારોરે; ગુણિયલ છોગાળા. જાગોની પુત્રો૦

ગાન પૂર્ણ થયું. શાન્તિ સ્થળમાં શાન્તિ પથરાઈ રહી; પણ કુસુમ-
કાન્તના હૃદયમાં અશાન્તિ ઉત્પન્ન થઈ. ભારતીય રૂદંન શ્રવણ કરી

તેનો આત્મા શોક સમુદ્રમાં ઉતરી પડયો. તે ધીમે ધીમે આત્મગત બોલવા લાગ્યો,

"હા ! માતા ! તમારી કેવી શોચનિય અવસ્થા ! તમારી આવી દશા કરનારા ફક્ત તમારા એશઆરામી અને પ્રમાદી પુત્રોજ છે.

થઇને સ્વાર્થથી અંધા, ન પાછું કોઇએ જોયું;
વધારી વૈર પરસ્પરથી, બધુંએ હાય, હા ! ખોયું.

પણ હવે તો ગઇ ગુજરી ભૂલી ગયા સિવાય છૂટકો છે જ નહિ. ગઈ વસ્તુનો શોક કરવો એ નિરર્થક છે, ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણવાનું છે; અને તેથી જ,

હવે તો સંપ ધારીને, પરસ્પર પ્રિત તો ધરશું;
જગાવી દેશબંધુને, ઉદય હે માત તુજ કરશું.

ભગવતી ! તમારા કલ્યાણને અર્થે અમે જે કાંઈ કરીએ તે ઓછું જ છે. અમારી ઉપર આપના અનહદ ઉપકારો થએલા છે; અમે તે ઉપકારનો બદલો વાળવાને અસમર્થ છીએ. માતા ! અમે તમારા ઋણી છીએ, અક્ષમ્ય અપરાધી છીએ. અમે અમારી પુત્ર ફરજ વિસારી છે. માતા ! ક્ષમા કરો, અમે હવે તમારી સેવાના અર્થે સજ્જ થયા છીએ. દેવી ! હવે તો,

ધર્યો અવતાર અવનિમાં, તમારા શુભને માટે;
ટૂટે છો દુઃખનાં વાદળ, સહિશું શીરને સાટે;
ઉદ્ધાર કરશું માવડી, સંકલ્પ અમારો સિદ્ધ છે;
પ્રાણ જાએ દેહથી, પણ પ્રતિજ્ઞા અમ એજ છે. "

" મ્હોટાભાઇ ! શાની પ્રતિજ્ઞા એજ છે ? " બાલિકા અન્નપૂર્ણાએ તેના છેલ્લા શબ્દો સાંભળી ત્યાં દોડી આવી પૂછ્યું. કુસુમકાન્તે શાન્તવદને તેના સામે જોઈ કહ્યું, " બ્હેન ! ત્હેં હમણાં જે ગાન ગાયું;

તે સાંભળી મને ઘણું લાગી આવ્યું, અને તેથી આપણી ભારત-માતાની સેવા કરવાની મ્હેં પ્રતિજ્ઞા લીધી. અન્નપૂર્ણા ! આ ગાન તારા સિવાય બીજું કોઇ જાણે છે કે ? ”

“ આપણા આશ્રમની તમામ બાળાઓ પાસે આ ગાનના કાગળ છે. તેમાંની ઘણી ખરી બાળાઓએ તો આ ગાનને કંઠસ્થ પણ કરી દીધું છે. ”

“ એમ ! વારૂ આ ગાન આપણા આશ્રમમાં ક્યાંથી આવ્યું ? ”

“ પરમદિવસે કુસુમાવતીબ્હેન આશ્રમમાં આવ્યાં હતાં, તે પોતે જ આ ગાન છપાવી લાવ્યાં હતાં. તેમણે આપણા આશ્રમની તમામ બાળાઓને બોલાવી ગાનનો અકેક કાગળ આપી સૂચવ્યું હતું કે તમારે સૌએ આ ગાનને મોઢે કરી હમેશાં સવારમાં ગાવુ.”

કુસુમકાન્ત સ્તબ્ધ બન્યો. તે હૃદયપર હાથ મૂકી આત્મગત બોલ્યો, “ કુસુમાવતી ! તારા પવિત્ર હૃદયમાં સ્વદેશ પ્રત્યે પ્રેમ છે એ જાણી મારો આત્મા અત્યંત પ્રસન્ન થાય છે. મારા સમાગમમાં આવનારાં પ્રત્યેક મનુષ્યો સ્વદેશ પ્રત્યેની પ્રેમ લાગણીવાળાં જ હોય છે. કુસુમાવતી ! તારામાં દૈવી સંસ્કાર ભરેલા છે. ત્હેં તારી વિદ્વતાનું સાર્થક કર્યું છે.

તેમજ તારૂં હૃદય પણ પ્રેમથી પરિપૂર્ણ ભરેલું છે. હું તારાં દર્શનથી શાન્તિ અનુભવું છું. તારો અને મારો મેળાપ અવનવા સંયોગોમાં જ થયો છે. તેમાં પરમાત્માનો કંઇક છૂપો હેતુ હોય એમ સમજાય છે. જો એમ ના હોત, તો તારૂં અને મારૂં હૃદય એક જ વિચારનું ક્યાંથી હોય ? જે હું ચાહું છું, તે તું જ ચાહે છે. પવિત્રબાળા ! તારા આગમનથી મારો આ આશ્રમ નંદનવન સમાન શોભી રહે છે, અંદરનાં બાળકો પણ તારી પ્રત્યે અપૂર્વ પ્રેમ ધરાવે છે. જ્યારે સ્વાર્થ રહિત બાળકોમાં પણ કુદરતે તારા પ્રત્યે પ્રેમ પ્રકટાવ્યો છે; તો પછી મારા આ હૃદયની

તો વાત જ શી કરવી ? પ્રભુની ઘટમાળ ન્યારી જ છે, કુદરતની કરામત અવનવી છે. રમ્યબાળા ! જ્યારથી તારો અને મારો સમાગમ વધ્યો છે, ત્યારથી આ હૃદય કે જેમાં હજારો વિચારો દોડાદોડી કરી રહ્યા છે; તેમાં તારા વિચાર હાલ પ્રથમ સ્થાન લે છે. મારા હૃદયમાં રહેલી તારા પ્રત્યેની પ્રેમમય ભાવના મને અજબ કરી રહી છે. આ પ્રેમ કેવા પ્રકારનો છે તે હું હજી યથાર્થ સમજી શકતો નથી; પણ હૃદય એટલું તો કબુલ કરી શકે છે કે તારો પ્રેમ સ્વર્ગિય છે. તું સ્વર્ગસદનની દેવી છે અને આ ભારતભૂમિનાં દુઃખી બાળકોનું કલ્યાણ કરવાનેજ મનુષ્ય રૂપે આવી છે. દેવી ! બાલિકા ! તારી સુંદરતામાં છૂપાએલું દૈવી તેજ હું બરાબર જોઇ શકું છું. તારી પ્રત્યે મારી પૂજ્ય ભાવના છે. તને જોઈ આ નિરાધાર કુસુમની આંખ્યોને શાન્તિ વળે છે. તારા પ્રેમમય શબ્દો મારા શુષ્ક હૃદયમાં અમૃતપ્રવાહ રેલાવે છે. ખરેખર ! પૂર્વના પૂણ્યથી જ તારો અને મારો મેળાપ થયો છે. અહા ! ક્યાં નભ-મંડળમાં ભ્રમણ કરતો શશી અને ક્યાં પૃથ્વીપરની કુમુદિની ? ક્યાં પ્રચંડ પ્રભાકર અને ક્યાં સરોવરમાં ઉગેલું કમળ ? તેમની વચ્ચે અનહદ અંતર છે; પરંતુ હૃદય અંતર વિનાનાં છે. તે પ્રમાણે ક્યાં હું અને ક્યાં તું ? ક્યાં એક નિરાધાર ગરીબ પુત્ર અને ક્યાં એક શ્રીમંતની બાલિકા ! ખરેખર અજબ સંયોગ. ભાગ્યની લીલા અજબ છે. તે દેવકન્યા પ્રત્યેના પ્રેમે મને કોઇક નવીન સૃષ્ટિમાં લાવી મૂક્યો હોય એમ મને સમજાય છે. તે કલ્યાણી બાળાનો પણ મારી પ્રત્યે અજબ પ્રેમ છે. તે મારા કાર્યમાં રસભર્યો ભાગ લે છે અને મારા આશ્રમનાં બાળકોને સંસ્કારી બનાવવાને ભગીરથ પ્રયત્નો કરે છે. પ્રેમની પ્રભુતા એમાંજ સમાએલી છે. હા ! શુદ્ધ પ્રેમ ! તારી લીલા અજબ છે. જેમ શશીકાન્ત સાગરના જળને ઉછાળી ભરતી ઓટ કરે છે, જેમ લોહચુંબક લોહને પોતાની તરફ

આકર્ષે છે, તેમ તું પણ મનુષ્યના મનને અસ્થિર કરી નાખી તર્ક–વિર્તકના મહાસાગરમાં ડુબાવી દે છે. પ્રભુ સ્વરૂપ પ્રેમ! તને મારા પ્રણામ છે." કુસુમકાન્તે આટલું આત્મગત્ બોલી પાસે ઉભેલી બાળા સામે જોયું. બાલિકા તેની સામે એકાગ્ર દ્રષ્ટે જોઈ રહી હતી. તેણે હવે કુસુમકાન્તને પૂછ્યું. " મોટાભાઇ ! તમે હમણાં મનમાં શું બોલતા હતા ? "

" બ્હેન ! હું કુસુમાવતીના વિચાર કરતો હતો કે તે આપણી ઉપર ઘણો જ પ્રેમ રાખે છે. "

" હા, મને તો તેમની સાથે ફરવા–હરવાનું ઘણુંએ મન થાય છે; પણ તે મને સાથે લઇ જતાંજ નથી. મોટાભાઈ ! તેઓ અહીં આવી અમને બધાંને સારી સારી વાતો કહી ખૂબ ખૂશી કરે છે અને પછી ઇનામ આપે છે. "

" એમ કે ! વારૂ હવે તું જા અને આપણી સેવાનાં નાનાં વાસણો માંજી નાખ. "

બાલિકા માથું નમાવી ચાલી ગઈ. કુસુમકાન્ત ત્યાં ઉભો રહ્યો. બાલિકાએ ગાએલા ગાનની અસર હજી તેના હ્રદયમાંથી દૂર થઇ નહોતી. એક તરફ કુસુમાવતીના વિચાર અને બીજી બાજુએ દેશ સેવાના વિચાર તેના હ્રદય મંદિરમાં દોડાદોડી કરી રહ્યા હતા. બાલિકાએ ગાએલા ભારત રૂદનથી દેશની વર્તમાન દશા તેની દ્રષ્ટિ સમક્ષ ઉપસ્થિત્ થઈ. તે વિચારમાં ડૂબ્યો. આ વખતે જ આશ્રમના દરવાજામાં થઇને નવનિત અને ઇંદિરા અંદર આવ્યાં. વિચાર મગ્ન કુસુમકાન્તની દ્રષ્ટિ તેમનીપર પડી નહિ. નવનિત–ઇંદિરાએ તેને વિચાર વશ જોયો. " કુસુમકાન્ત આ પ્રભાતના પ્હોરમાંતે શું વિચાર કરતો હશે ?" નવનિત મનમાં ગણગણી ઇંદિરા સાથે ધીમે પગલે ચાલી તેની પાછળ આવી ઉભો. દેખાવ અલૌકિક થઈ રહ્યો હતો. કુસુમકાન્ત જે સ્થળે

ઉભો હતો; ત્યાં એક આમ્ર વૃક્ષ આવેલું હતું. સફેત ધોતીયું અને પહેરણ પહેરી કુસુમકાન્ત ખુલ્લા માથે તે વૃક્ષ નીચે ઉભો રહી વિચાર વશ થયો હતો. કોઈ તેજસ્વિ રૂષીપુત્ર અગાધ વિચારમાં તદ્રુપ બની ઉભો રહ્યો હોય એવો દેખાવ થઇ રહ્યો હતો. તેનો એવો દેખાવ નિહાળી નવનિતે ઇંદિરા પ્રત્યે ધીમેથી કહ્યું, “ બ્હેન ! આપણે પેલો નાનો કેમેરો સાથે લેતાં આવ્યાં હોત તો ઠીક થાત, કે જેથી હું કુસુમભાઇનો આ વિચારવશ ફોટો ઉતારી લેત. ”

“ ભાઇ ! જુઓ; તે હવે કંઇક બોલતા હોય એમ જણાય છે. આપણે થોડીકવાર અહિં ઉભાં રહી સાંભળીએ કે તે શું બોલે છે ? તેમના વિચાર હમણાં જ મુખદ્વારા બહાર નીકળશે. ” ઇંદિરાએ કહ્યું.

“ ખરેખર ! આ કુસુમકાન્ત દૈવી પુરૂષ છે. તેણે આટલી નાની વયમાં અપૂર્વ જ્ઞાન સંપાદન કર્યું છે. તેના જેવી ગંભીરતા—પ્રૌઢતા ભાગ્યે જ આ જમાનાના યુવકોમાં હોઈ શકે ? બંધુ ! તારા જેવું રત્ન પ્રાપ્ત કરી હું મને મહાભાગ્યવાન્ સમજું છું. ”

આમ આત્મગત્ બોલી નવનિત શાન્ત ઉભો રહ્યો. થોડીવારે કુસુમકાન્તના મુખમાંથી શબ્દો નીકળવા લાગ્યા. “ દેવી ! માતૃભૂમિ ! તમારા કરૂણગાને મારા હૃદયમાં સહસ્ત્ર વિંછીની વેદના સમાન કષ્ટ ઉત્પન્ન કર્યું છે; પરંતુ દુઃખને અંતે સુખ મળે છે એ શાસ્ત્ર સિદ્ધ વાકય છે. માતા ! જુઓ, આ પૂર્વાકાશમાં ભાનુ ભગવાન પ્રકટ થઈ તમારા દુઃખમાં દિલાસો દર્શાવે છે; અને તમારા સુખને અર્થે સુસ્ત સ્વાર્થમય લોકોને જાગૃત કરી રક્ત નેત્રે સૂચવે છે કે, ‘ જાગો, એ ભારત પુત્રો ! જાગો; આટલુ બધું દુઃખ આવી પડવા છતાં હજી શામાટે નિર્માલ્ય બની ઘેનમાં ઘોરી રહ્યા છો ? તમે સર્વસ્વ ગુમાવ્યું છે. તમારે પેટનું પોષણ કરવાને માટે પણ પારકાની

આશા રાખવી પડે છે. તમારા બન્ધુઓ ભૂખ-ભૂખની બૂમો પાડતા વિકરાળ કાળના મુખમાં હોમાઈ જાય છે. તમારે નિર્વાહને અર્થે સખ્ત પરિશ્રમ ઉઠાવી લોહીનું પાણી કરવું પડે છે, છતાં પણ તમે કુસંપ, ઇર્ષ્યા, વૈર વગેરે નાલાયક દુર્ગુણોને વિસારી હજી પણ જાગૃત થતા નથી એ તમારા કમભાગ્યની જ નિશાની છે. ભારત ભક્તો! ઉઠો, જાગૃત થાઓ અને નાલાયક દુર્ગુણોને તમારા હૃદયમાંથી દૂર કરી સચેત થાઓ. સુવર્ણ સમય પસાર થાય છે. જો આળસ-પ્રમાદમાં પડી રહેશો તો નજીકમાં આવેલું પણ ગુમાવશો, માટે સ્વસ્થ થાઓ, સમયનો સદુપયોગ કરવાનો વખત વહી જાય છે. જે જાગશે તે જીવશે, જે ફરશે તે ચરશે અને પુરૂષાર્થી અવશ્ય વિજય પ્રાપ્ત કરશે. પરંતુ જે પ્રમાદી થઇ પડી રહેશે તે મરશે, પરાજય પામશે. માટે જાગૃત થાઓ અને સર્વ એકત્ર થઈ તમારી દીન દુઃખી ભારત માતાનો ઉદ્ધાર કરો. જો માતાના ઉદ્ધારમાં બેદરકારી બતાવશો તો તમે માતૃદ્રોહી ગણાશો અને અંતે રૌરવ નર્કના અધિકારી થશો." આમ બોલતા કુસુમકાન્તે સૂર્ય ભગવાન સામે જોઇ બે હાથ જોડી પુનઃ બોલવા માંડયું, "સૃષ્ટિના પાપ પૂન્યની નિરીક્ષા કરનાર પ્રભાકર પ્રભુ! આપની કૃપાથી અમારા બંધુઓમાં જાગૃતી આવી છે. તેમણે વિદ્વાન, સુચતુર અને કળા કૌશલ્યવાન ગુરૂની પાસેથી અમૂલ્ય જ્ઞાન મેળવી પોતાની આંખ્યો આગળથી હવે ભિષણ અંધકારનો પડદો અલગ કરી નાખ્યો છે. પ્રભો! આપ હવે પધારો અને આ ભારત ભૂમિને તમારી સુવર્ણ રશ્મિઓથી પ્રકાશમય કરો. અમારી માતૃ ભૂમિના ઉદ્ધારને અર્થે અમોએ ભિષ્મ પ્રતિજ્ઞાઓ કરી છે. અમને અમારૂં પોતાનું ભાન થયું છે. અમારા હૃદયમાં સત્ય આવીને વસ્યું છે; અને તેથી જ હવે જેણે અમારૂં સર્વસ્વ ખૂંચાવી લઇ અમારી

આવી અવદશા કરી છે; તેની પાસેથી અમે પ્રમાણિકપણે નમ્રતા દર્શાવીને અમારૂં હશે તે પાછું મેળવીશું. અમને આપનારાઓમાં પણ સત્ય અને પ્રમાણીક પણું છે, તેથી તેઓ અવસ્ય અમારૂં અમને આપી દઈ અમારી ઉન્નતિ કરશે." આમ બોલતા કુસુમકાન્તના મુખમાંથી ધીમે ધીમે શાન્ત ગંભીર ગાન નીકળવા લાગ્યું.

"અમારૂં જે અનાદિથી, પટાવી સર્વ લીધેલું,
નથી તેમાં તમારૂં કંઇ, અમારૂં તે અમે લઇશું.
હતા ન્હાના મૂરખ મનના, કુટાયા ભોળપણ ભાવે,
હવેથી જ્ઞાન પામ્યા તો, અમારૂં તે અમે લઇશું.
ભલા જે ભોગવી લીધું, પચ્યું તમને બધું તે તો,
બચ્યું તે બાપીકું ધારી, અમારૂં તે અમે લઈશું.
ગણી શાહુકારની રીતી, અમારૂં હોય તે દઇ દો,
નથી ઇચ્છા વધારાની, અમારૂં તે અમે લઇશું.
અસિમ આડંબરો ધારી, ચલાવો ધૂર્તતા દંભે,
નહી નભશે હવે ઝાઝું, અમારૂં તે અમે લઈશું.
ઉઠાવી જીદ ઉજવશું, ખુવારી થાય તોયે શું !
ખરા હક્કદારના હકથી, અમારૂં તે અમે લઇશું.

પ્રમાણિક મનુષ્યો દેવ સ્વરૂપ કહેવાય છે અને અપ્રમાણિક મનુષ્યો ભલે રાજા હોય પણ તે દૈત્ય સ્વરૂપેજ આલેખાય છે. તેમનું જીવન નિરર્થક ગણાય છે." કુસુમકાન્ત આગળ બોલવા જાય એ પહેલાં બાલિકા અન્નપૂર્ણા સામેથી દોડી આવતી જણાઈ. તેની દ્રષ્ટિ કુસુમકાન્તની પાછળ ઉભેલા નવનિત અને ઇંદિરાપર પડતાંજ તે બોલી ઉઠી, "ઓ મોટાભાઈ ! તમારી પાછળ નવનિતભાઈ અને ઇંદિરા બ્હેન ચોરની માફક

ચૂપચૂપ ઉભાં રહ્યાં છે તેતો જુઓ." આમ બોલતી તે બાળા ઇંદિરાની પાસે જઈ ઉભી રહી. કુસુમકાન્તે વિસ્મયતાથી પાછળ દૃષ્ટિ કરી પૂછ્યું. "નવનિત ! તમને આવ્યે કેટલો સમય થયો ?"

"લગભગ પા કલાક થયો હશે." નવનિતે કહ્યું.

"ત્યારે તમે મને બોલાવ્યો કેમ નહિ ? બ્હેન ઇંદિરા ! તું પણ આની સાથે એના જેવી જ થઇ કે?"

"ભાઇ ! હું તો ક્યારનીએ તમને બોલાવત; પણ તમે તે દિવસે કહ્યું હતું કે વિચારમાં અને નિદ્રામાં ભંગ પાડનારને પાપ લાગે છે, એ વાક્યની સ્મૃતિ થઈ આવવાથી જ હું તમને બોલાવવાનું સાહસ કરી શકી નહિ."

કુસુમકાન્તે આશ્રમના સેવકને બોલાવી ચાર ખુરશીઓ લાવવાનું કહ્યું. સેવકે ખુરશીઓ લાવી ત્યાં ગોઠવી. કુસુમકાન્તે સ્નેહિયો સાથે ખુરશીમાં સ્થાન લીધું. એવામાં એક વિક્ટોરીયા ગાડી આશ્રમમાં આવી; અને તેની અંદરથી કુસુમાવતી નીચે ઉતરી. સઘળાનું ધ્યાન તે તરફ ખેંચાયું. અન્નપૂર્ણા એ તરફ દોડી ગઇ અને 'મોટાં બ્હેન આવ્યાં કે' કહી તેને વળગી પડી. કુસુમાવતી અન્નપૂર્ણાનો હાથ પકડી બેઠેલા મંડળ સમિપ આવી. ઇંદિરાએ હસ્તે વદને તેને બોલાવી પોતાની જોડે ખુરશીમાં બેસારી. થોડીવાર શાન્ત રહી કુસુમકાન્તે તેની તરફ સ્નેહાળ દૃષ્ટિએ જોઇ પૂછ્યું, "કુસુમાવતી ! આજે અત્રે આવતાં કેમ વિલંબ થયો વારૂ ?"

"હું મન્દુમૂખીની ખબર કાઢવાને તેના મકાને ગઇ હતી. તેને ચાર દિવસથી સખ્ત તાવ આવે છે. તે સદ્ગુણી બાળાના સંકટની સીમા નથી. તેને દારૂડીયો, અને જુગારી પતિ મળયો છે.

તેનો તેને અત્યંત ત્રાસ ખમવો પડે છે. તે મનમાંને મનમાં મુંઝાયા કરે છે. તે કોઇની આગળ પોતાનું કષ્ટ જાહેર કરતી નથી. મ્હેં તેને ઘણી વખતે પૂછ્યું હતું; પણ તેણે વિશેષ કંઇ પણ નહિ કહેતાં ફક્ત એટલું જ કહ્યું હતું કે 'બ્હેન ! આ સંસારમાં કોઇ સુખી નથી.' આટલું બોલતાં તો તેની આંખ્યોમાં ઝળઝળીયા ભરાઈ આવ્યાં હતાં. તેનો સ્વામી ત્રણ દિવસથી ઘેર આવ્યો નથી. તેના સસરાનું પણ શરીર અશક્ત રહે છે. હું થોડીવાર ત્યાં બેશી તેને આશ્વાસન આપી અહિં આવી. દુઃખ અને શોકથી ઇન્દુનું મુખ નિસ્તેજ થઈ ગયું છે; તેનું શરીર પણ સૂકાઇને કાષ્ટવત્ બની ગયું છે. આવું ભયંકર પરિણામ કુળ જોવાથી જ આવ્યું છે." કુસુમાવતીએ જણાવ્યું.

"ઇન્દુમૂખીના સંકટની વાત મ્હેં પણ સાંભળી છે. તેનો પતિ અધમ છે. કસાઇને ત્યાં ગાય ગઇ છે, કાગડાને મણિ પ્રાપ્ત થઇ છે અને મર્કટના ગળામાં મોતીનો હાર અર્પણ થયો છે. તે બિચારી પોતાના ઘરનું ખોટું દેખાય નહિ એને માટે પોતાનું હૃદય દુઃખ કોઇને નહિ જણાવતાં મનમાંને મનમાં ઝુર્યા કરે છે." ઇંદિરાએ કહ્યું.

"પોતાના ઘરનું છિદ્ર અન્યને જણાવવું નહિ એમાં જ સન્નારીનું ભૂષણ છે. ખરેખર ! ઇન્દુ જેવી પવિત્ર રમણીને મૂર્ખ પતિ મળ્યો એ ઘણું જ શોકકારક છે." કુસુમકાન્તે દિલગીરી દર્શાવી.

"દુષ્ટ માબાપ કુળની મોટાઇમાં અથવાતો સ્વાર્થને માટે કન્યાવિક્રય કરી ગરીબ ગાય જેવી બાળાને કોઈ અભણ સાથે તો કોઇ બાલક સાથે તો કોઇ દુરાચારી દારૂડીયા સાથે પરણાવી તેનું ભવિષ્ય ભયંકર કરે છે. અજ્ઞાન માબાપનાં કારણને લીધે જ કોમળ બાળાઓ જીવન પર્યંત સંકટ સહન કરી ઝુર્યા કરે છે." નવનિતે રોષમય સ્હેરે કહ્યું.

" શું હિંદુબાળાઓ આવી રીતે દુ:ખી હશે ?" કુસુમકાન્તે નિ:શ્વાસ નાખ્યો.

" હિંદુ બાળાઓના ભાગ્યમાં સદાકાળ રડવાનું જ લખાએલું હોય છે. માતા પિતા પણ પુત્રીઓ તરફ બે દરકારી બતાવે છે. જન્મતાં જ તેને ઓળખામણા લેખવામાં આવે છે. પુત્રીતો પારકે ઘેર જનારી છે, એમ સમજી તેની બરોબર દરકાર નહિ રાખતાં તેની ઉન્નતિ પામતી ચંચળ વૃત્તિઓને બાલ્યાવસ્થાથીજ દબાવી દેવામાં આવે છે. વિદ્યા પ્રાપ્તિમાં પણ પુત્રો કરતાં પુત્રીઓ તરફ ઓછી કાળજી રાખવામાં આવે છે. આ ઉપરાંત પ્રેમ શી વસ્તુ છે, તે સમજવાને લાયક થયા પહેલાં જ માબાપો પોતાની સ્વાર્થમય ઇચ્છાનુસાર લાકડેમાંકડું વળગાડી દે છે. કહો આવી રીતે પરણેલાં પતિપત્નીમાં કદાપિ દિવ્ય પ્રેમ હોઇ શકે કે ? શું તેમનો સંસાર સુખમય બની શકે કે ?" કુસુમાવતીએ ઉશ્કેરાએલા વદને કહ્યું.

" કુસુમાવતી ! તમારૂં કહેવું સત્ય છે. જ્યાં સુધી પુત્ર પુત્રીઓનાં માતા પિતાઓમાં અજ્ઞાનતાનો વાસ છે, ત્યાંસુધી તેમનું અને તેમનાં પુત્ર પુત્રીઓનું ભાવિ કદાપિ સુધરવાનું નથી. જે પુત્રપુત્રીઓ ઉમ્મરે વધી પ્રેમનું યથાર્થ સ્વરૂપ સમજી લગ્નથી જોડાય છે, તેમનો સંસાર સર્વથા સુખમય થાય છે. પ્રેમ લગ્ન એજ ખરેખરૂં લગ્ન છે. કોઈપણ સ્ત્રી પુરૂષ જોકે કહેવાતી લગ્ન વિધીથી જોડાયાં હોય; પરન્તુ સ્નેહની સાંકળથી જોડાયાં હોય નહિ, તો તેમના લગ્નને લગ્નનું નામ આપવું એ ઉચિત નથી." નવનિતે પોતાના વિચાર દર્શાવ્યા.

આ વખતે જ કુસુમકાન્ત અને કુસુમાવતીની નજર એકાએક એકત્ર થઇ. બન્નેની ચક્ષુઓમાં અપૂર્વ તેજ પ્રકાશવા લાગ્યું. કુસુમ-

કાન્તે તરત જ દૃષ્ટિ પાછી ખેંચી લઇ કહ્યું, "પ્રેમ લગ્ન સિવાય કોઇપણ દંપતિ સુખી થઇ શકે જ નહિ. પ્રેમ પ્રભુ સ્વરૂપ છે."

"પણ કોઈ પ્રેમિબાળાને પ્રેમિ પતિ ના મળે તો ?" કુસુમાવતીએ સલજ્જ ભાવે પૂછ્યું.

"તો તે પ્રેમમયી બાળાએ તેનું જીવન કૌમાર્યાવસ્થામાં જ પૂર્ણ કરી આનંદ માનવો જોઇએ." કુસુમકાન્તે જણાવ્યું.

"જુઓને, પ્રેમ લગ્નના અભાવે ગરીબ બિચારી ઇન્દુમુખી કેટલું સહન કરે છે ? તે પતિ પ્રત્યે પ્રેમ ધરાવે છે; પણ તેનો મૂર્ખ પતિ તેની લગીર પણ દરકાર નહિ રાખતાં અધમ કૃત્યોમાં તદ્રુપ બની નીચ મિત્રોની સાથે બહાર રખડતો ફરે છે." ઇંદિરાએ વચમાં જણાવ્યું.

"તેવા દુષ્ટ પતિને હજારોવાર ધિક્કાર છે. તે તેની પત્નીનો અને પ્રભુનો અક્ષમ્ય અપરાધી છે. પતિ કોનું નામ ? કે જે પ્રેમાળ પત્નીને સાચા પ્રેમથી ચાહે તે જ પતિ, પ્રિયાને દેવીનો અંશ માને તેજ પતિ. જે દુષ્ટ પતિ પોતાના ઘરમાં પ્રેમમયી પત્ની હોવા છતાં અન્ય સ્ત્રીની કુટિલ અભિલાષા ધરાવે છે અને પોતાની પત્નીને વિના કારણે ત્રાસ આપી કકળાવે છે, તે પતિ નહિ પણ પતીત છે; તે પુરૂષ નહિ પણ પાષાણ હૃદયનો પિશાચ છે." કુસુમકાન્ત બોલી ઉઠયો. કુસુમાવતી હસ્તે વદને બોલી, "એતો જ્યારે તમે પણ કોઈ પ્રેમિકાને પરણશો, ત્યારે જણાશે કે તમે તેને કેટલા પ્રેમથી ચાહો છો." તેના શબ્દોથી સઘળાંને હસવું આવ્યું. કુસુમકાન્તે ગંભીર મુખે કહ્યું, "કુસુમ ! જેના હૃદયમાં હજી લગ્ન સંબંધી એક પણ વિચાર ઉદ્દભવ્યો નથી; તેની પ્રત્યે આવું કહેવું એ તમારાં જેવાં સદ્દગુણી કુમારિકાને યોગ્ય નથી."

"શું આપને મારા બોલવાથી ખોટું લાગ્યું ?"

" ના, તમારા શબ્દોથી મને ખોટું લાગે જ નહિ. તમારા શબ્દોથી મારા હૃદયમાં અપાર આનંદ થાય છે. તમારા વિશુદ્ધ સ્નેહથી હું સ્વર્ગ સુખ અનુભવું છું. તમારાં જેવાં વિદ્વાન, વિવેકી, સુશિલ અને સદ્દગુણી બાળાના સમાગમથી હું મને સંપૂર્ણ ભાગ્યશાળી માનું છું."

" અને હું પણ આપના જેવા સ્વદેશહિતચિંતકના સમાગમથી મને પોતાને કૃતાર્થ થએલી સમજું છું." કુસુમાવતીએ વિનય દર્શાવ્યો.

" લ્યો, ચાલો હવે સમય ઘણો થઈ ગયો છે. " કહી કુસુમકાન્ત ઉભો થયો. એવામાં જ કુસુમાવતીએ કહ્યું, " આપ પ્રત્યે મારી એક પ્રાર્થના છે ? "

" કુસુમ ! સ્નેહિ પ્રત્યે પ્રાર્થના શબ્દ વાપરવાની આવશ્યક્તા નથી. તમારૂં શ્રેય કરવાને હું સદાકાળ બંધાએલો જ છું. બાળા ! જણાવો કે તમારા હૃદયની શી ઇચ્છા છે? " કુસુમકાન્તે પૂછ્યું.

" મારો વિચાર સંસ્કૃત અભ્યાસ વધારવાનો છે. હું તે જ્ઞાન આપની પાસેથી ગૃહણ કરવાને ઇચ્છું છું, આશા છે કે તમે મને નિરાશ નહિ જ કરો. " કુસુમાવતીએ જણાવ્યું.

" અરે વાહરે! તમે તો આજે ખૂબ બોલી નાખ્યું ને ? " કુસુમકાન્તે હસ્તે વદને આગળ કહેવા માંડયું, " તમને એ દિવ્ય ભાષાનું જ્ઞાન આપવાને હું ઘણો ખુશી છું. બોલો બીજું કાંઇ ?"

" મારે અહિં આવવું પડશે કે આ૫ મારા મકાને પધારશો ?"

" તમારી શી ઇચ્છા છે ?"

" આપ મારા મકાને સમય મેળવી પધારો તો ઘણું સારૂં. મારા પિતાની પણ એવી જ મરજી છે. હું આપને લેવા હમેશા ગાડી મોકલીશ."

" મારે ગાડીની જરૂર નથી. હું હમેશાં સાયંકાળ પછી તમને

શિક્ષણ આપવાને આવીશ; કારણકે મારે દિવસે તો ઘણું કાર્ય કરવાનું હોય છે. ”

“ હું પણ મારાથી બનતા પ્રકારે તમારા કાર્યમાં મદદ કરીશ.”

“ મારા જન સેવાના કાર્યમાં મદદ કરવી એ સ્નેહિની ફરજ છે. લ્યો હવે પધારો. ” કુસુમકાન્તે હસ્તે વદને જવાની રજા આપી. સ્નેહાળ બાલિકાએ સ્મિતહાષ્યથી વંદન કરી ગાડી તરફ ગમન કર્યું. ઇંદિરા પણ ભાઇની રજા લઈ તેની સાથે ચાલી. નવનિત ત્યાં રહ્યો. વિક્ટોરિયા બન્ને બાલિકાઓને લઇ આશ્રમની બહાર નીકળી. કુસુમકાન્ત અને નવનિત જતી ગાડીને જોઈ રહ્યા. ગાડી દૃષ્ટિ મર્યાદામાંથી અદૃશ્ય થતાં નવનિતે કહ્યું, “ ભાઇ ! કુસુમાવતીનો તારી પ્રત્યે અપૂર્વ સ્નેહ છે. પણ જોજે, સંભાળજે; કદાચ સંસ્કૃતના શિક્ષકને બદલે તેના સંસ્કાર પામી વિકસેલ હૃદયનો પ્રેમ શિક્ષકના બની જતો. ”

“ નવનિત ! તું સદાએ આવોને આવો જ રહ્યો. જેની આંખ્યોમાં કમળો હોય છે, તે આખા જગતને પીળું જ દેખે છે. તું પ્રતિષ્ઠિત લેખક થયો પણ તારો સ્વભાવ તો બદલાયો જ નહિ. લે ચાલ હવે જમી લઇએ. ” કુસુમકાન્તે કહ્યું,

“ અને ઘેર કોણ ખાશે ? હું ઘેર નહિ જાઉં તો તારી ભાભી ભૂખી તરશી બેશી રહેશે. તે મારા જમ્યા વિના જમતી નથી; માટે મારે જમવાને તો ઘેર જવું જોઇએ. ” નવનિતે જણાવ્યું.

“ જેવી તારી ઇચ્છા. સાંજે મળીશને ? ” કુસુમકાન્તે પૂછ્યું.

“ હા. ” કહી નવનિત ત્યાંથી ચાલતો થયો. કુસુમકાન્ત બાલિકા અન્નપૂર્ણાનો હાથ પકડી ભોજનગૃહ તરફ ગયો.



## પોઝીશનની પીડા.

૧૨

પોઝીશનના ફંદથી, લાલ બન્યા બેહાલ,
કડક સડક જાતે થયા, તોય તજે ન ગુમાન;
જાત પર જુતીમાં પડે, અંતર કરે પોકાર,
તોએ પોઝીશન તણો, દંભ તજે ન ગમાર.

આજકાલના કેટલાક ફેશનેબલ યુવકો હરામહાડકાંના થઇ નોકરી ધંધો કર્યા વિના ફક્કડ વસ્ત્રો પહેરી અક્કડ બની તેમના ખાલી દમામથી ભોળા જનોને ભરમાવી ધાપ મારવાનો ધંધો આદરી ખોટું પોઝીશન રાખે છે. ભલેને તેમના ખીસ્સામાં એક પાઇ પણ ન હોય, ભલેને તેમના ઘરમાં હાંલ્લાં એક બીજાની સાથે કુસ્તી કરતાં હોય; પણ તેની પરવાહ એ પોઝીશનવાળા ધાપમારૂઓને હોતી નથી. તેઓ તેમની જીંદગીનું સાર્થક તો નવાબજાદા જેવા બનીને ફરવામાં, હોટલો, નાટકો, સીનેમા વગેરે જોવામાં અને પૈસા ખુટતાં કોઇ ગરીબને ગરદન મારવામાં જ સમાએલું સમજે છે; પરંતુ તેમનું ખાલી પોઝીશન વધારે વખત નભતું નથી. જે વખતે તેમના પોઝીશનની પાંયમાલી થઈ જાય છે ત્યારે તેમને પોક મૂકીને રડવું પડે છે. ખોટા પોઝીશનથી વાસુદેવપ્રસાદના દોસ્તો શાન્તિ અને કાન્તિ દ્રવ્ય વિહીન્ બની ગયા હતા. આથી દિવસો જતાં તેમને પૈસાને માટે અકળામણ થવા લાગી. તેઓએ અનેક શ્રીમંતોના છોકરાઓ સાથે મૈત્રિ બાંધી તેમના પૈસાનું પાણી કરી તેમને પણ પાયમાલ કર્યા હતા. હવે છેવટે વાસુદેવનો વારો આવ્યો હતો. તે ઉજળા ઠગ

વાસુદેવને મધમાખીઓની માફક વળગ્યા હતા. વાસુદેવના પિતા હજી જીવતા હોવાથી તેમને હજી સ્વતંત્ર કારભાર મળ્યો નહોતો. તેઓ ભવિષ્યની લાંબી આશા ધારી વાસુદેવના પિતાના મૃત્યુ સમયની આતુરતાથી રાહ જોઈ રહ્યા હતા. આ બન્ને સફેત શાહુકારોનાં લગ્ન થએલાં હતાં. કુટિલ કાન્તિને સદ્‌ગુણી અને વિનયશિલ પત્ની પ્રાપ્ત થઈ હતી. તેનું નામ ગુણવંતી હતું. કાન્તિ તરફથી તેને અત્યંત ત્રાસ સહન કરવો પડતો હતો. તે સન્નારીનાં માતાપિતા મરી ગયાં હતાં. પિતાની મિલ્કત તે સાસરે લાવી હતી. તેમાંની પોણા ભાગની મિલ્કત તો કાન્તિલાલે ક્યારનીએ ખલાસ કરી દીધી હતી. ગુણવંતી બાકી રહેલી જુજ મિલ્કતમાંથી કરકસર કરી પોતાનું અને પતિનું ગૂજરાન ચલાવતી હતી. દારૂડીયા કાન્તિએ તેનાં સૌભાગ્યભુષણ પણ દારૂ પિવામાં અને જુગાર રમવામાં ગુમાવી દીધાં હતાં; છતાં તે ગુણીયલ બાળા સ્વામીને કંઇ પણ નહિ કહેતાં સંતોષ ધારણ કરી દિવસો નિર્ગમન કરતી હતી. જ્યારે કાન્તિલાલનો સંસાર આવી રીતનો હતો, ત્યારે શાન્તિલાલનો સંસાર કંઈક ઓરજ પ્રકારનો ચાલતો હતો. શાન્તિલાલને તેના જેવી જ પત્ની મળેલી હતી. તેનું નામ સૌન્દર્યવતી હતું. તે સુધારક માબાપની પુત્રી હતી. તેનાં માબાપ થોડાક માસપર ગુજરી ગયાં હતાં. માબાપનું જોઇ પુત્રી પણ સ્વતંત્ર વિચારની થઇ હતી. તેનાં સુધારક માતા પિતાએ તેને રૂપિયા પંદરસો લઈ શાન્તિલાલ સાથે પરણાવી હતી. તે અંગ્રેજી ચાર ચોપડીયો શીખેલી હતી. બોલવામાં તે વારંવાર અંગ્રેજી શબ્દોનો ઉચ્ચાર કરતી. તેને રાંધતાં બરાબર આવડતું નહોતું. તે શરીરપર નવનવાં વસ્ત્રો ધારણ કરી ફરવા જતી. તેણે જાતજાતનાં વસ્ત્રો અને મશીનપાલીસના દાગીનાઓમાં અત્યંત ખર્ચ કરી શાન્તિના પિતાએ મૂકેલી થોડીક

પૂંજીની પાયમાલી કરી નાખી હતી, પતિ પત્ની સમાન શોખીન હતાં, તેઓ એક બીજાથી જાય એવાં નહોતાં. બન્ને જણાં દારૂનો યથેચ્છ ઉપયોગ કરતાં. જાતજાતનાં ખાનપાનાદી તથા નાટક ચેટક વગેરેના શોખથી આખરે તેમને તેમનું રહેવાનું ઘર વેચી મારી ભાડાના ઘરમાં રહેવું પડયું. જ્યાં સુધી પૈસા પહોંચ્યા ત્યાં સુધી તો બન્ને જણાં સ્વર્ગીય સુખ ભોગવવા લાગ્યાં; પણ છેવટે પૈસા ખૂટતાં ક્લેશકંકાશનો પ્રારંભ થયો. સૌન્દર્યવતિ શાન્તિને પૈસાને માટે પીડવા લાગી. તે હમેશાં સાંજના સમયે બજારમાં ફરવા જતી અને મનપસંદ વસ્ત્રો દાગીના વગેરે ઉધાર લઈ આવતી. તેના આવા ખર્ચથી શાન્તિને તેની સાથે દરરોજ તકરાર થવા લાગી; પણ સૌન્દર્યવતી તેનાથી જાય એવી નહોતી. શાન્તિ તેને એક શબ્દ સંભળાવે કે તે તરત ચાર પાંચ શબ્દો બોલી તેને અડાવી દેતી. આથી સમય જતાં શાન્તિને મૌન વૃત્ત ધારણ કરવું પડયું. સૌન્દર્યવતી ગૌરવર્ણી યુવતી હતી. તે ચાલુ જમાનાનાં રંગ બેરંગી વસ્ત્રો પહેરી ગળામાં લૉકીટ, કાંડે સોનાનું ઘડીયાળ, પગમાં ઉંચી એડીવાળા બુટ અને હાથમાં છત્રી પકડી બાગ બગીચાઓમાં ફરવા જતી. તેના ફેશનેબલ દેખાવથી અનેક યુવકો તેની તરફ આકર્ષાઈ તેની મુલાકાતને માટે પૈસાનું પાણી કરતા. ચાલાક સૌન્દર્યવતી તેની અણીયાળી આંખ્યોના કાતિલ કટાક્ષથી તેમજ વાક્ય વિનોદથી મોહાંધ યુવકોના પૈસાનું પાણી કરતી. ફેશનના ફંદે ચઢેલા ફુદા સમાન યુવકો એ કૃત્રિમ પ્યારની પુતળીનો પ્યાર મેળવવાને મરી પડતા. સૌન્દર્યવતી સઘળાને હાથતાલી આપી પાછળ ફેરવતી હતી. શાન્તિ એ સઘળું જાણતો હતો; પણ પત્નીને પૈસા પેદા કરતી જોઈ કંઈ પણ કહેતો નહિ. એવી રીતના પૈસાથી જ બન્ને જણાં ગુજારો ચલાવતાં હતાં. આવી રીતનો તેમનો કાર્યક્રમ ચાલી રહ્યો હતો.

સૌન્દર્યવતી જે પૈસા લાવતી હતી; તે ઘરખર્ચમાં વપરાઈ જતા હતા. શાન્તિને માથે દેવું પણ પુષ્કળ થઇ ગયું હતું. તેને બહાર જવું પડતું તો લેણદારોની બીકે ગલીકુંચીયોમાં થઇને જવું પડતું. ઘરમાં થોડાક દિવસથી અનાજ પણ થઇ રહ્યું હતું. છેલ્લા બે દિવસથી તો તેમણે વિશીમાંથી ખાવાનું મંગાવી ખાઇ લીધું હતું. આવી રીતે ઘરમાં અનાજ નહોતું છતાં સૌન્દર્યવતી હમેશાં એકાદ નવીન વસ્તુ ખરીદ કરવાને ચૂકતી નહોતી. આજે સવારનો સમય છે. આઠ વાગી ગયા છે. સૌન્દર્યવતી સ્નાનકાર્યથી પરવારી શરીરને શણગારવામાં રોકાઇ છે. શાન્તિલાલ ગળામાં ટાઇ કોલર પહેરી આરામ ખુરશીમાં પડી વિચાર સમૂહમાં ગોથાં ખાધા કરે છે. તે થોડીક વાર વિચારમાં બેશી રહી ઉભો થયો અને પાસે પડેલી રકેબીમાંથી સીગાર સળગાવી આત્મગત્ બોલવા લાગ્યો કે, " હવે મારે કરવું શું ? મારી પર લેણદારોનો કોપ થયો છે. મારાથી બહાર પણ નીકળાતું નથી. વાસુદેવ પાસેથી પણ હાલમાં પૈસાની આશા રાખવી નકામી છે. સાળા માગનારાઓને પણ હવે મારો વિશ્વાસ પડતો નથી. જ્યારે બજારમાં ફરવા જતા ત્યારે સાહેબ પધારો, શેઠ આવો વગેરે માનસૂચક શબ્દોથી પરાણે બોલાવી મધુરા શબ્દોથી માલ આપતા; પણ ખીસ્સામાં માલના પૈસાનું બીલ ઘાલી રસ્તે પડયા કે તરત ત્રીજા ચોથા દિવસથી ઉઘરાણી શરૂજ થય છે. સાળા વ્હેપારીઓના ઓડ જેવા ગુમાસ્તાઓને વાયદા કરીએ પણ કંઇ સમજે જ નહિ. ગધેડાની માફક બે દિવસ થયા કે તરત પાછા આવીને ખડા થાય છે અને કદાચ કોઈ જેન્ટલમેન ઘરમાં બેઠા હોય તો પણ કંઇ સમજ્યા વિના પૈસા લાવો, બસ પૈસા લાવોના પોકારથી પોઝીશનના કડકા કરી નાખે છે. ઘરમાં બૈરી પણ ખર્ચ ઉપર ખર્ચ કરે છે. હાલ ઘરમાં અનાજનો પણ એકે દાણો નથી, ત્યારે હવે

મારે કરવું શું ? " શાન્તિ પુનઃ વિચારમાં પડયો. એ અરસામાં બહારથી કોઇએ બૂમ મારી કે, " સૌન્દર્યવતીબા ઘરમાં છો કે ?"

" હા, "

મુખપર પાઉડર લગાવવાના કાર્યમાં મચેલી સૌન્દર્યવતીએ તરત જ જવાબ આપી પૂછયું, " કોણ હશે વારૂ ? "

" એતો હું કપુરચંદ કાપડીયો, તમારે માટે સરસમાં સરસ વોઇલ લાવ્યો છુ. "

" ઉપર ચાલ્યો આવ. " સૌન્દર્યવતીએ કાપડીઆને ઉપર આવવાનું સૂચવ્યું.

શાન્તિના પેટમાં ધ્રાસકો પડયો. તે આત્મગત્ બોલી ઉઠયો, " ઓ માય લોર્ડ ! આ બૈરી તે શું કરવાને બેઠી છે ? હજી તો કેટલાએ કાપડીયાનું દેવું મારે ચૂકવવાનું છે, ત્યાં આ વળી બીજો ક્યાંથી મૂઓ ?" આમ બરબડતો શાન્તિ સૌન્દર્યવતીના શૃંગાર સદન તરફ જોઇ રહ્યો. કાપડીઆએ સૌન્દર્યવતી પાસે આવી ખભે ભરાવેલો ગાંસડો છોડી માલ બતાવવા માંડયો. સૌન્ર્યવતીએ વોઇલ જોવા માંડી. એવામાં પુનઃ તે કાપડીયો બોલ્યો, " બાઇસાહેબ ! એ વોઇલ ખાસ આપને જ લાયક છે, પણ ભાવ લગીર આકરો છે. "

" કેવો હમ્બંગ છે ? અલ્યા ! તને ભાવ કે તાલ પૂછે છે કોણ ? મારે તો ફક્ત માલ સારો હોય તેજ જોઇએ છીએ. " સૌન્દર્યવતીએ ભપકા બંધ કહી કપડું તપાસવા માંડયું. દૂરથી જોઇ રહેલા શાન્તિથી રહેવાયું નહિ; તેણે અંદર આવી કાપડીયાને કહેવા માંડયું, " અલ્યા ! માલ સારો હોય તેજ આપજે અને બીલ બનાવતી વખતે એ શેઠાણીના સ્વામિની ગરદન પૂરેપૂરી કાપજે. શેઠાણી સુંદર છે; તે ફરીફરીને તારા હાથમાં આવનાર નથી. "

"બસ એકદમ બોલતા બંધ થાઓ. તમને વચમાં બોલવાનું ડાં'પણુ કોણ કરાવે છે?" સૌન્દર્યવતી છેડાઇ પડી.

શાન્તિ નમ્ર સ્વરે બોલ્યો, "પણ હું તને કંઇ પણ ચીજ ખરીદવાની ક્યાં ના પાડું છું. તું......"

"બીહેવ યોરસેલ્ફ. જોતા નથી કે અહીં પરાયો માણસ બેઠો છે? તેની આગળ તું તા શબ્દોનો ઉચ્ચાર કરતાં શરમાઓ અને એકદમ આ રૂમમાંથી ચાલ્યા જાઓ." તેને બોલતો અટકાવી સૌન્દર્યવતી બોલી ઉઠી.

શાન્તિ સ્તબ્ધ બની મનમાં જ બોલી ઉઠયો, "મારા બાપ! આતો જાણે વકરેલી વાઘણ અને છેડાએલી નાગણ. ભોગ લાગ્યા કે મારાં પાનાં આની જોડે પડયાં."

"કેમ શું વિચાર કરો છો?" સૌન્દર્યવતીએ પૂછ્યું.

"હું એ વિચાર કરૂં છું કે હાલમાં મારો હાથ તંગાશમાં છે. તેથી તમે આવી રીતે દેવું કર્યા કરશો તો પૈસા આપશો ક્યાંથી? અલ્યા કાપડીયા! તારે પણ દેવાળું–એવાળું કાઢવું છે કે શું? શું તને આ બાઇસાહેબ વિના કોઇ ઘરાકજ મળતાં નથી કે જ્યારેને ત્યારે અહિંજ દોડયો આવે છે?" શાન્તિએ સફાઇથી બોલી નાખ્યું.

સૌન્દર્યવતી ગુસ્સે થઇ બોલી ઉઠી, "બસ, આજે તમે મારૂં સખ્ત ઇનસલ્ટ કર્યું છે. હું પણ ઘણી જ કમનશિબ છું કે તમારા જેવા કડક કંથના પનારે પડી છું. જ્યારે લોકો તેમની સ્ત્રીયોને સુંદર દાગીના તેમજ ફક્કડ વસ્ત્રોથી ફેશનેબલ બનાવે છે, ત્યારે તમે છેક નમાલા બની કંઈ પણ ધંધો કર્યા વિના બેશી રહી મને સતાવો છો. કમાવાની શક્તિ નથી; પણ મીજાજ તો બાર ખાંડીનો ધરાવો છો.

તમે હાલ મારા પૈસાથી જ પેટ ભરો છો એની સમજ છે કે? હું જ્યારે તમારા પોઝીશનને વાસ્તે મરી મથું છું ત્યારે તમને મારી લગીર પણ દરકાર નથી. બસ હવે હું ફાવે એમ કરીશ. કાપડીયા! જા, ચાલ્યો જા. મારે આજે કંઈ પણ લેવું નથી; ચાલ ઉપાડ તારો ગાંસડો." સૌન્દર્યવતીએ વોઈલ ફેંકી દઇ કાપડીયાને ચાલ્યા જવાનું કહ્યું. કપુરચંદ ગાંસડો બાંધી મનમાં શાન્તિને ગાળો દેતો પસાર થયો. હજી તો તે થોડેક દૂર પહોંચ્યો નહિ હોય એટલામાં વળી પાછો એક બીજો માણસ આવ્યો, તે ઘડીયાળી હતો. તેણે ઉપર આવીને કહ્યું, "બાઇસાહેબ! હું તમારા માટે એક સોનાનું રીસ્ટવોચ લાવ્યો છું." આ સાંભળતાં જ શાન્તિનો મિજાજ સો ડીગ્રી વધી ગયો. તેણે ફરકેરાઈ તે ઘડીયાળી સામે જોઇ કહ્યું, "એ ઈડીઅટો! તમારે તે કાંઇ બીજો કામ ધંધો છે કે નહિ? શું આ ઠેકાણે જ આવવાનું તમારા બાપદાદાને અમે લખી આપ્યું છે કે?"

તે ઘડીઆળીએ કહ્યું, "શેઠજી સાહેબ! તમે મારી ઉપર શા માટે ગુસ્સે થઈ જાઓ છો? આ બાઇસાહેબે મને વોચ લઇ અહિં આવવાનું કહેવરાવ્યાથી જ હું અત્રે આવ્યો છું."

"મી. ઘડીઆળી! તમને ખબર છે કે? આ શેઠજી તો હાલમાં કડક બની ગયા છે, માટે તમે અત્યારે ચાલ્યા જાઓ, ફરીથી જોઈ લેવાશે." સૌન્દર્યવતીએ તેને ઇસારતથી જવાનું સૂચવ્યું. ઘડીઆળી જવાને ઉભો થઇ મનમાં બરબડયો કે, "આવી સુંદર સુંદરીને તે આવો કડકો ધણી ક્યાંથી મળ્યો હશે?"

તેના છેલ્લા શબ્દો શાન્તિના કાને પડતાં જ તેનો પિત્તો ખસ્યો. તે મોટા અવાજે બોલી ઉઠયો, "એ લુચ્ચા! કડકો કોને કહે છે?"

"તને, સાળા! ઉજળા ઠગ." કહી ઘડીઆળી સમય વર્તી ઝપાટાબંધ પસાર થઈ ગયો. શાન્તિને ઉશ્કેરાએલો જોઇ સૌન્દર્યવતી બોલી, "તમે આટલા બધા ગુસ્સે શા માટે થઈ જાઓ છો અને આવી રીતે ચકરમવેડા કેમ કરો છો?"

"હું દેવાથી ચકરમ બની ગયો છું અને તારા પ્રતાપે મારૂં પોઝીશન પણ ગુમાવી બેઠો છું." શાન્તિએ અકળાઇને કહ્યું.

"મહેરબાની કરીને તમે મારૂં નામ બિલકુલ દેશો જ નહિ. તમે નાણાં વિના હાલ મારા પૈસાથી તાગડધિન્ના કરો છો એ કંઈ ખ્યાલમાં છે કે? ખીસ્સામાં એક રાતી પાઇ તો છે નહિ; છતાં ખાલી દમ શા માટે રાખો છો? એતો હજી હું સારી છું કે તમારા સઘળા શબ્દો સહન કરૂં છું; બાકી બીજી કોઇ હોય તો મારે લાત અને કરે વાત. માટે હવે પ્રભુને ખાતર મને વધારે સંતાપશો નહિ; નહિ તો મારે અહિંથી પસાર થઇ જવું પડશે."

"તો તેથી શું થઇ જશે? તું જશે કે તરત તારી બ્હેન બીજી કોઇ આવશે, સમજી?" શાન્તિએ રોફ બતાવ્યો.

"તમારા જેવા લુખ્ખા લાલના કપાળમાં હવે કોઈ ડામ પણ દેનાર નથી. તમારૂં પોઝીશન સઘળા સારી રીતે જાણે છે."

"વારૂ હવે સઘળો બડબડાટ બંધ કરી મારે માટે ચ્હા તૈયાર કર, ચ્હા પીધા વિના મને કંઈ સુઝતું નથી."

"તમારે એકલાને થાય એટલી જ ચ્હાની ભૂકી ડબ્બામાં પડી છે. મારે અત્યારે મારી એક બ્હેનપણીને ત્યાં જવાનું છે. હું ત્યાં ચ્હા પી લઇશ. તમે તમારે મન પસંદ ચ્હા કરી પી લેજો."

"પણ આજે ખાવાને માટે કેમ કરીશું?"

"તેમાં હું શું કરી શકું? અનાજનો એક પણ દાણો ઘરમાં નથી. તમે જ્યાં સુધી અનાજ નહિ લાવો, ત્યાં સુધી હું પણ મારી સાહેલીને ત્યાં જ જમવાનું રાખીશ."

"ત્યારે મારે ખાવું શું?

"ચ્હા, બિસ્કીટ, ચણા, દાળીયા વગેરે જે કાંઇ મળે એ ઉપર ચલાવી લેજો. લ્યો સાહેબજી! હું હવે જાઉં છું, મારે જવાનો ટાઇમ થયો છે." કહી તેણે ત્યાંથી ઉઠી ફેશનેબલ પોશાક પહેરી લીધો. તે પછી તેણે દાદર આગળ આવી બૂટ પહેર્યા, પણ નીચા નમ્યા સિવાય બૂટની દોરી કેવી રીતે બાંધી શકાય? તેણે હસ્તે વદને શાન્તિ સામે જોઇ કહ્યું:—"ડીયર! જરા આમ આવજો, હું અત્યારે નીચી નમી બૂટની દોરી બાંધી શકું એવી સ્થિતિમાં નથી, તો મહેરબાની કરી તમે મારે માટે જરીક તસ્દી લ્યો."

"હત્ તારૂં સત્યાનાશ જાય રાંડ પિશાચણી!" શાન્તિ મનમાં બડબડી તેની પાસે ગયો. તેણે તેને વધારે ચીડવવી યોગ્ય ધાર્યું નહિ. તે જો કે બહાર ખાલી પોઝીશન રાખતો; અને અંદરથી એ મહા કારસ્થાની હતો; પણ તેને હાલ બૈરીપર આધાર રાખ્યા વિના ચાલી શકે એમ નહોતું. તે નીચે બેશી પત્નીના પગમાંના બુટની દોરીયો બાંધવા લાગ્યો. એવામાં જ નીચેથી કોઇએ બૂમ મારી, "અરે શાન્તિલાલ ઘરમાં છે કે?"

શાન્તિ ચમક્યો. તેણે ધીમે અવાજે સૌન્દર્યવતીને કહ્યું, "ડીયર! તું જરાક થોભી જા. મને કોઇક ઉઘરાણી વાળો આવ્યો હોય એમ સમજાય છે."

"તેમાં મારે શું? તેને તેનું બીલ ચૂકાવી આપશો એટલે તરત ચાલ્યો જશે."

"પણ અત્યારે મની (પૈસા) લાવવા ક્યાંથી? ડીયર! તું આ બારી બહાર ડોકીયું કરીને જો કે તે કોણ છે? જો ઉઘરાણી વાળો હોય તો તેને કહી દે કે શેઠ અત્યારે ઘરમાં નથી."

"હું એવી રીતે જુઠું બોલી ગોડ (પ્રભુ) ની ગુન્હેગાર થનાર નથી." એવામાં પુનઃ અવાજ આવ્યો, "અરે અંદર કોઇ છે કે નહિ?"

"કોણ છે?" સૌન્દર્યવતીએ બારી બ્હાર જોઈ પૂછ્યું.

"શેઠ ઘરમાં છે કે?" બહાર ઉભેલા માણસે પૂછ્યું.

"હા, છે." સૌન્દર્યવતીએ જણાવ્યું. શાન્તિ ગભરાઇ મનમાં બોલી ઉઠયો, "હત્ તારૂં ખરાબ થાય રાંડ ચૂડેલ. જો પેલો મિજાજદાર કદાચ આવ્યો હશે, તો જરૂર મારૂં પોઝીશન જશે અને મારી ફજેતીનો ફાળકો આખા મહોલ્લામાં ફરી વળશે." શાન્તિ ધ્રુજવા લાગ્યો. બહાર ઉભેલો માણસ ઉપર આવ્યો. તેને જોઈ શાન્તિનો ભય દૂર થયો. એવામાં સૌન્દર્યવતીએ રૂવાબથી પૂછ્યું, "તું કોણ છે? તારૂં શું નામ છે અને શેઠની પાસે કેમ આવ્યો છે?"

"હું હજામ છું. મારૂં નામ અમથો છે. હું શેઠની પાસે હજામતના પૈસા લેવાને આવ્યો છું; કારણ કે મારા પૈસા ચઢી જવાથી શેઠ હવે મારી પાસે હજામત કરાવતા નથી અને જુઠ્ઠા ધાપા કરે છે." હજામે જણાવ્યું.

"મારા બેટા આ હજામે તો પોઝીશન ખોલવા માંડયું." આમ મનમાં બોલી શાન્તિએ તેને કહેવા માંડયું, "યુ સ્ટુપિડ બારબર! તું શા માટે શેઠાણીના આગળ જુઠું બોલે છે? તને બરાબર સેવિંગ (હજામત) કરતાં નહિ આવડવાથી જ મારે બીજી શોપમાં જવું પડયું છે. મ્હેં તારૂં બીલ આપવાને પણ કદી ધાપો કર્યો જ નથી. જા, કાલે

આવીને તારા જે પૈસા મારી પાસે નીકળતા હોય તે લઈ જજે."

"એ મહેરબાન! તમારી એવી કાલ્યો તો બહુ ગઈ; હવે નહિ ચાલે; માટે મહેરબાની કરીને આજે મારૂં બીલ ચૂકાવી આપો." અમથાએ જણાવ્યું.

શાન્તિ ગુસ્સે થઈ બોલી ઉઠયો, "યુ શેઈમલેસ હજામ! બોલતાં ફાટયો કે શું?"

"એ સાહેબ! હું તો કંઈએ ફાટયો નથી; પણ તમે ફાટયા છો કે જેથી બબે વરસથી હજામતના પૈસા ઘાલી મૂકી વાયદા કરો છો." અમથાએ જણાવ્યું.

"યુ અમથા! હોલ્ડ યોર ટંગ, (તારી જીભ બંધકર.) નહિ તો મારો મિજાજ હાથથી જશે અને તેથી કદાચ હું લાસ્ટ પોઈન્ટપર જઈશ." શાન્તિ ગુસ્સે થઇ બોલ્યો.

"તમારો પોઇન્ટ જાય જહન્નમની ખાડીમાં. જલ્દી હજામતના રૂપિયા આપીદ્યો."

શાન્તિ ગભરાયો. તે આત્મગત્ વિચારવા લાગ્યો કે, "મારો બેટો આ ચસ્કો તો જાતપર ગયો. તેના અવાજથી મહોલ્લાના લોકો આવી ચઢશે તો મારી ફજેતી થશે. રાંડે પણ હાથે કરીને પોઝીશન પાયમાલ કરવાનો ધંધો માંડયો છે. લાવ આ હજામને આજે તો સમજાવી કાઢું." આમ વિચાર ગોઠવી શાન્તિએ નમ્ર અવાજે તેને કહેવા માંડયું, "અલ્યા અમથા! તને સારા ખોટા માણસનું કંઈ ભાન છે કે નહિ? તું આમ આટલો બધો અકળાઈ શાને જાય છે? આજે હું તને પૈસા તો આપત, પણ મારી પાસે સો રૂપિયાનું નોટ છે, તે કાલે વટાવવાનું છે. માટે તું જરૂર આવતી કાલે આવી તારા

પૈસા લઈ જજે. તે ઉપરાંત હું બે રૂપિયા પ્રેઝન્ટ આપી તને ખુશ કરીશ. સમજ્યો ભાઇ?"

અમથો ઇનામની લાલચે કંઇ નહિ બોલતાં સલામ કરી ચાલતો થયો. તે ગયો કે તરત શાન્તિ મનમાં બરગડયો કે, "બચ્ચા! આજ તો જાઓ; તમારા માટે કાલે વળી કંઈ નવો પોઇન્ટ શોધી કાઢીશું." આમ બડબડી તેણે સૌન્દર્યવતી સામે જોઇ કહ્યું, "કેમ ડીયર! મારો પોઇન્ટ જોયોને?"

સૌન્દર્યવતી અકળાઇને બોલી, "તમારા પોઇન્ટથી તો પ્રભુ તોબાહ! તમારા હડીએટ લેણદારોથી પણ હું કંટાળી. તમે મારા હસબન્ડ (ધણી) કહેવાઓ છો, એટલે મારાથી કંઇ વધારે બોલાતું નથી; માટે જો તમે સુખમાં રહેવાને ઇચ્છતા હો, તો હવે કંઇક નોકરી ખોળી કાઢો. આવી રીતે લોન્ગ ટાઇમ સુધી ચાલી શકશે નહિ."

"ડીયર! જો પોઝીશનવાળા નોકરી કરશે તો સૂર્ય પશ્ચિમમાં ઉગશે. એક નજીવી નોકરી કરી પોતાનું પોઝીશન પાયમાલ કરનાર ખરેખર મૂર્ખ છે. તેણે પહેરેલાં ચશ્માં, ટાઇ, કોલર વગેરેમાં ધૂળ પડી. મારૂં પોઝીશન સૌ કોઇ જાણે છે. હું બહાર શેઠ કહેવાઉં છું. ભલે આ જીવ જાય પણ મારાથી હવે નોકરી નહિ જ થાય. છટ નોન્સન્સ નોકરી. સાલી એ નોકરી જ બહાદુરોને બનાવે છે છોકરી." શાન્તિ હસવા લાગ્યો. સૌન્દર્યવતી રોષમય મુખે બોલી ઉઠી, "તમે નોકરી નહિ કરો તો લેણદારોને આપશો શું? જો તમે તેમને પૈસા નહિ આપો તો તમારીપર દાવા થશે; અને પછી જેલમાં જવું પડશે, તેનો કંઇ ખ્યાલ છે?"

"ડીયર! દિવાની કોર્ટ તો ખાસ અમારા જેવા પોઝીશનવાળાઓને માટે જ છે અને જેલ છે તે તો અમારૂં આનંદનું ધામ છે."

"પણ પૈસા પેદા નહિ કરોતો તમારા પેટમાં શું પૂળો મૂકશો ? અરે જરીક વિચારીતો જુઓ કે આજકાલ કેટલાએ દિવસથી તમારી પાસે એક રાતું દોઢીયું પણ છે કે ? છેવટે પૈસા વિના તમારા પોઝીશનની પાયમાલી થઈ જવાની એ ખચીત યાદ રાખજો."

"અરે પૈસાને પૂછે છે કોણ ? પૈસોતો પોઝીશનનો ગુલામ છે ગુલામ. પોઝીશન છે તે જ પૈસા છે; સમજી માય ડિયર ?"

તમારા પોઝીશનમાં આગ લાગો. તમારા જેવા અજ્ઞાન, ગમાર પોઝીશનવાળાઓથી તો ગરીબજનો લાખ દરજ્જે સારા હોય છે કે જેઓ બિચારા દેવું કરી મહા મુશીબતે ભણી ગણી મેટ્રીક પાસ થઈ ધંધે લાગી જાય છે અને દરમાસે વીસ પચિસ રૂપિયા પેદા કરી પોતાના ફેમીલીનું પાલન કરે છે."

"અરે તારા સમજવામાં ફેર છે. મેટ્રીક થએલા હાલ ઘણાએ આથડે છે. આ સમયમાં તો ભણેલાઓ કરતાં અમારા જેવા ગણેલા પોઝીશનવાળાઓ જ સઘળે પૂજાય છે અને રસ્તે ચાલતાં સામા માણસોની સલામો ઝીલતાં હાથ-માથુ થાકી જાય છે. ડીયર ! સાંભળ, ભણેલાઓનો ભવાડો,

મંદ પડયા મેટ્રીકથી, બી, એ, બન્યા બેહાલ;
એમેની અંતર પીડા, જાણે દીન દયાળ.

સમજી ? તેઓના કરતાં તો હું ઘણોજ સારો છું કે આ ઉજળાં કપડાં પહેરી મ્હારૂં અને તારૂં પોઝીશન સારી રીતે સંભાળી શકું છું."

"એતો જાણે બધું ખરૂં, પણ ઘરમાં ઘી નથી, અનાજ નથી તેમ આગ સળગાવવાને લાકડાનો અથવા કોલસાનો એક કટકો પણ નથી, એ સઘળું પૈસા વિના લાવશો ક્યાંથી ?"

"તે સઘળું લાવવાને માટે પણ મ્હેં એક પોઈન્ટ ધારી મૂકયો

છે. ડીયર! તું જોયા કરજે કે બે ત્રણ દિવસમાં સઘળી વસ્તુએ આવે છે કે નહિ."

"ત્યારે આજે શું મ્હા બિસ્કીટથી અથવા તો દાળીયા ફાકીને ચલાવી લેશો ?"

"યસ, તે પણ પોઝીશન જાળવવાનો એક જાતનો ન્યુ પોઈન્ટ છે." એવામાં જ વળી પાછા કોઇએ આવી બૂમ મારી, "અરે શાન્તિલાલ ઘરમાં છે કે ?"

"ઓહ ! એ વળી કોણ મુઓ હશે ?" શાન્તિએ બડબડી પત્નીના સામે જોયું. સૌન્દર્યવતીએ તીરછી આંખ કરી કહ્યું, "પોઝીશન સાચવનાર કોઈ ઉઘરાણીવાળો હશે. ડીયર ! લગીર બારી બ્હારતો જુઓ."

"નહિ, તેને આવવું હશે તો ધણીએ અંદર આવશે......."
શાન્તિ આગળ બોલે એટલામાં તો બહાર ઉભેલા માણસે મોટી બૂમ મારી પૂછ્યું, "અરે ! શાન્તિ ઘરમાં મૂઓ છે કે નહિ ?"

"ઓ માય ગોડ ! મારૂં બેટું પોઝીશન પાયમાલ થશે કે શું?" આમ બોલી તેણે બારીએ આવી પૂછ્યું, "અલ્યા ! કોણ છે ?"

"એ તો હું ચૂનીયો." કહી તે માણસ દ્વાર ઉઘાડી ઉપર આવ્યો.

"અલ્યા ચૂનીયા ચ્હાવાળા ! તું પણ બોલતાં ફાટયો કે શું ?"

"શું છે સાહેબ ? દમ શાને ભરાવો છો ?"

"યુ ટી વાલાસ લાઇક જીનીઆસ ! બોલતાં નથી શીખતો ?" શાન્તિએ તેની તરફ ધસી જઈ રોષથી પૂછ્યું.

"સાહેબ ! દૂર ઉભા રહીને વાત કરો. ભૂત જેવા તો તમે કહેવાઓ કે ચહાનાં ઠોબરાં તમારા હોજરામાં નાખી પૈસા આપતી વખતે ધક્કા ખવરાવો છો. એ શું તમારી રીત કહેવાય કે ?"

પાસે ઉભેલી સૌન્દર્યવતીએ શાન્તિની નજીક જઈ ધીમેથી કહ્યું, "હવે જોઉં છું કે તમે તમારૂં પોઝીશન કેવી રીતે સંભળી શકોછો?"

શાન્તિએ તેના કહેવાપર ધ્યાન નહી આપતાં કહ્યું, "એ ચૂનીયા! હું સઘળું સમજું છું. જા, દસમી તારીખે આવીને તારૂં બીલ લઈ જજે."

"સાહેબ! હવે તો મહેરબાની રાખો. તમારી એવી દસમીઓતો દસ ગઇ અને આજે તંમારૂં બારમું અરે બારમી થઇ. માટે મહેરબાની કરીને પૈસા આપીદો, નહીતો બજારમાં નીકળશો તે વખતે કોટ, ટોપી ઉતારી લઇ તમારૂં પોઝીશન બગાડી નાખીશ. સમજ્યા?"

"ભાઇ! તું ધીરો પડ અને મારા બે શબ્દો સાંભળ. મેં લ્હારા પૈસા અત્યાર સુધી રાખી મૂકયા; તેમાં એક જાતનો પોઇન્ટ હતો અને તે ખાસ તારા ભલાને માટે જ હતો. તેમ છતાં જો તારે પૈસા લેવા હોય તો જરૂર કાલે આવજે. મારી પાસે આજે પૈસાતો છે પણ પેટીની ચાવી આ શેઠાણી પાસેથી પડી ગઇ છે; તેથી હું અત્યારે તને આપવાને લાચાર છું."

"ઠીક છે, હું આજે તો જાઉં છું; પણ કાલે પાછો જનાર નથી. જો મને કાલે બીલનાં નાણાં નહિ મળે તો પછી હું જોવા જેવું કરીશ." આમ કહી તે ન્હાવાળો ચાલ્યો ગયો. તે પછી શાન્તિએ નીચે જઇ કમાડપર સાંકળ ચઢાવી ઉપર આવી રૂમાલ વડે મુખપરથી પસીના લુછી સૌન્દર્યવતી સામે જોઇ કહ્યું, "ખરેખર મારા કમનશીબે જ હું આજે મકાને રહી ગયો કે જેથી પોઝીશન જવા વખત આવ્યો. હું......" તે હજી આગળ એક શબ્દ બોલે એટલામાં તો કોઈ ત્રીજા માણસે આવી નીચેનું બારણું ખખડાવી બૂમ મારી પૂછ્યું, "અરે ઘરમાં કોન છે?"

"ઓ મારા બાપ! એ વળી કોણ આવ્યો હશે?"

" પોઝીશન વાળો. " સૌન્દર્યવતીએ ધીમેથી જણાવ્યું.

" ડીયર ! જો તો ખરી કે તે કોણ છે? મને તો તેનો અવાજ પેલા નસરવાનજી દારૂવાળાના ગુમાસ્તા રૂસ્તમ જેવો લાગે છે. જો તે આવ્યો હશે તો મારા ભોગ મળશે. તે સાળો મોટા મોટા ઘાંટા પાડી દારૂના પૈસા માગશે. મારા બાપ ! આજે તો લેણદારોનો રાફડો ફાટ્યો છે: અને મની વિનાના પોઝીશનપર દૈવકોપ થયો છે......" એ અરસામાં પુનઃ બહાર ઉભેલા માણસે જોરથી કમાડ ધકકેલી બૂમ મારી, " અરે ડેવાલીયો શાન્ટિ ઘેરમાં ટલીયો છે કે નહિ?"

" ડીયર! સી યોર પોઝીશન. " કહી સૌન્દર્યવતીએ ઉપરથી પૂછ્યું, " કોણ છે ?"

" એટો હું રૂસ્ટમ, ડરવાજો ખોલો. "

" ઉભો રહે ઉઘાડું. " કહી સૌન્દર્યવતી દ્વાર ઉઘાડવા નીચે ગઇ.

" ઓ માય લોર્ડ ! હવે પોઝીશન સાચવવું ઘણુંજ મૂશ્કેલ થઈ પડશે. એ સાલો આજે પૈસા લીધા વિના જશે જ નહિ. " શાન્તિના મુખપર ગ્લાની છવાઇ ગઈ. રૂસ્તમ અને સૌન્દર્યવતી ઉપર આવ્યાં. શાન્તિએ નરમ બની એક ખુરશીમાં બેશી કહ્યું," રૂસ્તમ ! આવ, આ ખુરશીમાં બેશ. "

" સ્યોજી. આ બેઠો. બોલો હવે કાંય કહેવા માગોછ ? "

" લે આય સીગારથી તારા ભેજાને જરીક શાન્ત કર. " શાન્તિએ તેને સીગાર આપવા માંડી; પણ તેનો સ્વીકાર નહિ કરતાં રૂસ્તમે કહ્યું, " મારે સીગાર પીવી નઠી. ટમે મહેરબાની કરીને રૂપિયા આપીદો. આય ઉધરાની કરી કરીને મારા બુટ બી ફાટી ગીયા. ટમારા જેવા ઉજલા ઠગ મહેં તો કેથેબી જોયા નહિ બા. "

" બીલ લાવ્યો છે ?" શાન્તિએ રોફ માર્યો.

" લે, આ રહ્યું બીલ. " કહી રૂસ્તમે બીલ તેની તરફ ફેંક્યું. શાન્તિએ તેમાં જોઇ કહ્યું, " આમાં મને ભૂલ લાગે છે. મારે હિસાબ ફરીથી તપાસવો પડશે. "

" ટારે હિસાબ ટપાસવો હોય, ટો ચાલ રૂપિયા લઇ શેથ પાસે. "

" જા, હું આવતી કાલે આવીશ. "

" હવે ટારી કાલ બાલ નહિ ચાલે બા. ભલોમાનસ થઇ અબીને અબી રૂપીઆ ગની દે. ડારૂ પીને ટો મોટો રાજા હઇ પડતો હુતો અને હવે રૂપીઆ આપટી વખટે આમ કાંય કરેછ બા ? "

" રૂસ્તમ ! તું ધીમેથી બોલ, આ હિંદુનો મહેલ્લો છે. શાને એમ શું બક્યા કરે છે ? "

" સઘલા હિન્દુઓ ટને જાણે છ બા, કે તું ડારૂ ખૂબ ઢીંચેછ. ચાલ હવે બીજી લાયરી જવા ડઇ મારૂં બીલ ચૂકાવી આપ. હું આજે રૂપિઆ ગન્યા વિના જવસ નહિ; સમજીઓ ? ચાલ રૂપીઆ ગનીદે."

શાન્તિનું મુખ ઉતરી ગયું. તેણે સૌન્દર્યવતી સામે જોયું. સૌન્દર્યવતી મુખપર રૂમાલ ઢાંકી હસવા લાગી. એવામાં પુનઃ રૂસ્તમે ડોળા ધુરકાવી કહ્યું,

" કાંય બાવા ! રૂપયા આપે છ કે નહિ ?"

" અલ્યા રૂસ્તમ ! તને કંઇ ભાન છે કે નહિ ? ઉઘરાણી આવી રીતે કરાતી હશે કે ? જા; હું કાલે આવીને તારા શેઠને રૂપિયા આપી જઇશ. "

" નહિરે જી. હું આજે રૂપીઆ લીધા વિના જાવસ નહિ. હું ટો આ બેઠો ? "

શાન્તિ આત્મગત્ બોલી ઉઠયો, " મારો બેટો આતો અડીંગા લગાવીને પોઝીશન લેવા બેઠો, માટે હવે મને પણ કરવા દે દમનો પોઇન્ટ."

આમ બોલી શાન્તિ ગર્જી ઉઠયો, "એ રૂસ્તમ! હું તને કહું છું કે તું અત્યારે ચાલ્યો જા. માણસને ઓળખતો નથી કે જેમ ફાવે તેમ બક્યા કરે છે? મને તારા શેઠની શરમ આવે છે; નહિતો કયાર-નોએ ધક્કો મારીને બહાર કાઢી મૂક્યો હોત."

રૂસ્તમ છેડાઈ પડી મોટેથી બોલ્યો: "એલા! દમ કોને ભીડાવેછ? હું કાંઇ એમજ પૈસા લેવાને આવીયો નહી. ડારૂના ડોઝ પેટમાં નાખી હવે ના કહેછ કે? હું ટારાથી લગીર પણ ડરી જવસ નહિ. ત્હેં આ કોલર અને નેકતાઇ લગાવી એથી હું મારા પૈસા છોડી દેવસ કે? સાહુકારનો બેતો હોય તો બીલ આપી દે, નાહ તો હું જોયાં જેવું કરસ."

"મારો દિકરો! આતો હાડે ગયો; હવે શું કરવું?" શાન્તિ આત્મગત બડબડી તેને કહેવા લાગ્યો, "અરે તુંતો વ્હેપારીનો નોકર છે કે ભીખારીનો? સાલા! તને કાંઇ બોલતાં જ આવડતું નથી. ચાલ, આ મેડાપરથી એકદમ નીચે ચાલ્યો જા." શાન્તિ ગુસ્સે થઇ તેના નજીક આવી ખમીસની બાંહ્યો ચઢાવવા લાગ્યો. રૂસ્તમ તેનાથી જાય એવો નહોતો. તે ભીખારી શબ્દ સાંભળી રાતોપીળો બની પોતાની જગાએથી ઉભો થઈ બોલી ઉઠયો," એ સાલ્લા ઘાસલેતીયા! ભીખારી કોણને કહેવછ? ભીખારીતો ટારો બાપાજી થાય. સાલ્લા સફેત સાહુ-કાર! નાનાવતીની દૂમ! ગુસ્સો કાંય કરેછ? ગુસ્સો લાગટો હોય ટો ટારા બપાવાજીનું ડારૂનું બીલ ચુકવી દેને? ગથીઆ! હું તને ઓળખુંછ. લાવ મારા પૈસા." કહી રૂસ્તમે તેનું ધોતીયું પકડી બૂમો પાડવા માંડી. ગડબડથી મહેલ્લાનાં લોકો તેના ઘર આગળ ભેગાં થયાં. શાન્તિ સૌની સાથે લડેલો હોવાથી તેના ઘરમાં કોઇ ગયું નહિ. સઘળાં બહાર ઉભાં રહી તમાસો જોવા લાગ્યાં. ઉપરના ભાગમાં શાન્તિ અને

રૂસ્તમનું યુદ્ધ થવા લાગ્યું. શાન્તિ શરીરે અલમસ્ત હતો. તેણે રૂસ્તમને ઉપાડી જમીનપર પટક્યો, તરત રૂસ્તમે પણ ઉભા થઈ તેને ગળચામાંથી પકડયો. તેણે કૉલરપર બાંધેલા ટાઇની ગાંઠ ખેંચાવાથી ગળું રૂંધાવા લાગ્યું. રૂસ્તમે તેને બેચાર મૂક્કા લગાવી દીધા. આવું જોઇ સૌન્દર્યવતીએ નજીક દોડી આવી રૂસ્તમનો હાથ ખેંચી પતિને છોડાવી કહ્યું, " રૂસ્તમ! આ શું કરે છે? તારે એમના જેવા થવું નહિ જોઇએ. લે, હું તારા બીલના પેટામાં મારી આ સોનાની બંગડી આપું છું તે લઈ તું અત્યારે ચાલ્યો જા. હું પૈસા આપી બંગડી પાછી લઇ જઈશ." સૌન્દર્યવતીએ કાંડેથી બંગડી કાઢી તેને આપી. રૂસ્તમે બંગડી લેતાં કહ્યું, " આ ગીલીતવાળી તો નથી ને ? " રૂસ્તમે બંગડીને ચારે તરફથી તપાશી. એવામાં વળી પાછો તેને કંઈક વિચાર આવતાં બંગડી પાછી આપતાં કહ્યું, " બાઈ! આ તમારી બંગડી પાછી લેઓ, આ પોઝીશનવાલો શાન્તિ કદાચ મારી પર ચોરીનું ટોમટ મૂકે તો હું નાહકનો મારીઓ જાઉં. "

સૌન્દર્યવતીએ બંગડી લઇ હાથે પહેરી. એ અરસ્સામાં જ વાસુદેવ પ્રસાદ સાયકલપર સ્વાર થઇ ત્યાં આવ્યો. લોકોનું ટોળું એકત્ર થએલું જોઈ તે આશ્ચર્ય પામ્યો, અને સાયકાલ બહાર મૂકી અંદર ગયો. તેને જોઇ સૌન્દર્યવતીએ ઉભી થઈ ' આવો, પધારો ' વગેરે સન્માનસૂચક શબ્દોથી વધાવ્યો. દૂર ઉભેલા રૂસ્તમે તેને ઓળખી સલામ કરી. વાસુદેવે તેની સામે જોઈ પૂછ્યું, " રૂસ્તમ! અહિં કેમ આવવું થયું છે ? "

" સાહેબ! બીલ લેવાને આવીયો હુતો, એવણુને ત્યાં ઉપરાની ટરતાં મારા ટાંટીયાબી ઘસાઈ ગીયા. "

" કેટલું બીલ છે ? '

" દોરસો રૂપિઆ. "

"જા, આવતી કાલે મારા બંગલે આવી લઇ જજે." વાસુદેવે કહ્યું.

"બહુ સારૂ શેઠજી." કહી રૂસ્તમ સલામ કરી ત્યાંથી ચાલતો થયો. તે નીચે આવ્યો. બહાર ઉભેલાં માણસો તેની આસપાસ ફરી વળી પૂછવા લાગ્યાં કે, "ભાઇ! શું હતું? તમે શાની તકરાર કરતા હતા?"

રૂસ્તમ વાસુદેવની બીકે કંઈ પણ જવાબ આપ્યા વગર ચાલતો થયો. માણસો વેરાઈ ગયાં. ઉપર ખુરશીમાં બેઠેલા વાસુદેવે સૌન્દર્યવતી સામે જોઈ પૂછયું. "ભાભી સાહેબ! આજે કંઇ નવાજુની થઇ છે કે શું?"

સૌન્દર્યવતીએ સ્મિતહાસ્ય કરી કહ્યું, "હા, આજે તમારા મિત્રનું પોઝીશન ગયું." તે આગળ બોલે એટલામાં તો શાન્તિએ તેની નજીક આવી કહ્યું, "ભાઇ! આજે તો મારી ઉપર દૈવકોપ થવાથી લેણદારોનો દરોરો પડયો હતો; તેમાં આ સાલા રૂસ્તમે તો ખુબ કરી. દોસ્ત! આજે તમારો મારી ઉપર મોટો ઉપકાર થયો છે."

"ભાભી સાહેબ! આ શું કહે છે?" વાસુદેવે કાતીલદ્રષ્ટિ સૌન્દર્યવતી સામે જોઈ પૂછયું. સૌન્દર્યવતીએ અનેક ચાળા ચટકા કરી વિગતવાર વાત કહી સંભળાવી. વાસુદેવ ખૂબ હસ્યો. શાન્તિએ તેના આગળ રોદણાં રડી પોતાનું સઘળું દેવું ચુકાવી આપવાની વિનંતી કરી. વાસુદેવે સૌન્દર્યવતી સામે જોયું. સૌન્દર્યવતીએ તેના તરફ કાતલ નજર ફેંકી પતિની એ પીડા દૂર કરવાનું ઇસારતથી સમજાવ્યું. વાસુદેવે તેના દેવાનો સરવાળો કર્યો. કુલ દેવું બારસો રૂપીઆનું નીકળ્યું. વાસુદેવે પોતાના ખાતાવાળા પર એક ચિઠ્ઠી લખી આપી તેને તેજ વખતે રૂપિયા લેવા મોકલ્યો. શાન્તિના આનંદનો પાર રહ્યો નહિ. તે તાબડતોબ કપડાં પહેરી રવાને થયો.

## ૧૩

## પ્રેમ લીલા કે પાપ લીલા ?

કળીયુગ કેરા રાજ્યમાં, કંઈ કંઈ થાએ ફેર,
ધર્મ નીતિનાં સુખ સૌ, થયાં હળાહળ ઝેર.

શાન્તિના ગયા પછી વાસુદેવ અને સૌન્દર્યવતી આડી નજરે એક બીજાની તરફ જોતાં મૌન ધારી બેશી રહ્યાં. તેમના મનમાં અનેક પ્રકારના વિચારો સ્થાન લેવા લાગ્યા. સમય જતાં વાસુદેવ કૌટિલ્ય નજરે એ મનમોહક સુંદરી તરફ જોવા લાગ્યો; અને અંતે ગૌરબદન રમણી અને એકાન્ત સ્થાનના પ્રસંગથી તે વિહ્વળ બન્યો. તેની આંખ્યો રાતી જણાવા લાગી. સૌન્દર્યવતીની પણ એવી જ અવસ્થા થઈ રહી હતી. વાસુદેવ સાથે પ્રેમ બાંધવાથી સારા પૈસા વાપરવાને મળશે ધારીને તેણે કેટલાએ દિવસથી તેની સાથે પ્યાર બાંધવાનો નિશ્ચય કર્યો હતો. તે જ્યારે જ્યારે વાસુદેવને મળતી ત્યારે તેની ચંચળ ચક્ષુઓનાં કાતિલ કટાક્ષ ફેંકી તેનું હૃદય વિંધતી અને તેને અનેક પ્રકારના મધુરા શબ્દોથી બોલાવતી. આથી દિવસો જતાં વાસુદેવ તેનામાં મોહ મુગ્ધ બન્યો. આજે તેમને અમૂલ્ય સમય મળયો હતો. બન્ને તેમની કુટિલ ઇચ્છા પૂર્ણ કરવાને ઇચ્છિતાં હતાં; પરંતુ એક બીજાની પ્રત્યે હૃદયની ઇચ્છા જાહેર કરવાનું સાહસ કરી શકતાં નહોતાં. સૌન્દર્યવતી સુગંધમય રૂમાલ વારંવાર મુખપર ફેરવી તેની આંખ્યો થનક-થનક નચાવતી હતી. તેનું ગૌર બદન પુલકાયમાન થઇ રહ્યું હતું. તે અલબેલી યુવતીને અનંગ અકળાવી રહ્યો હતો. આવી રીતે મૌનતામાં લગભગ અર્ધો કલાક પસાર થઇ ગયો. મદનના મારથી મુંઝાએલા વાસુદેવને શાન્તિના આવવાના ભણકારા વાગવા લાગ્યા. તેણે તેના આવ્યા અગાઉ પોતાને પ્રાપ્ત થયેલી અમૂલ્ય તકનો લાભ નિરર્થક ન જવા દેવાનો નિશ્ચય કર્યો.

તેણે ખુરશીમાં ટટાર બેશી વિભળ થએલી આંખ્યો વડે સૌન્દર્યવતી સામે જોઇ પૂછ્યું, " ભાભી સાહેબ ! તમને મારો લવલેટર મળ્યો હતો કે ? "

" હાજી, તે વાંચીને હું ઘણી જ ખુશી થઈ હતી. તમે પ્રેમ શબ્દો લખવામાં ઘણા ઉસ્તાદ છો. " સૌન્દર્યવતીએ સ્મિત હાષ્ય કરી જણાવ્યું.

" તે સઘળી ઉસ્તાદીનું માન તમારા જેવી રમ્ય રમણીઓને જ ઘટે છે. અમારા પ્રેમમાં તો કંઈક ખામી હોય છે; પરંતુ સુંદરી-ઓનાં હૃદયતો પ્રેમથી છલાછલ ભરેલાં જ હોય છે. ભાભી સાહેબ ! હું અનેક રમણીઓના સહવાસમાં આવ્યો છું; પણ તે સઘળીઓમાં હું તમને જ પ્રથમ નંબરે પાસ કરૂં છું. તમારૂં ગૌરબદન ઉર્વશીને પણ શરમાવે એવું છે, તમે સુંદરમાં સુંદર સુંદરી છો; તમારામાં અજબ મોહિની છે. " વાસુદેવે મંગળાચરણ શરૂ કર્યું.

સૌન્દર્યવતી શરમાતી–શરમાતી બોલી, " આજે તમે મને બના-વવી ધારી છે કે શું ? સાહેબ ! મારા જેવી એક રંક બાળાની હાંશી કરવી તે આપને શોભતું નથી. "

" સુંદરી ! હું સાચું જ કહું છું. તમે તો અત્યારે ત્રિભુવનમોહિની જેવાં જણાઓ છો. ખરેખર ! તમારા જેવી અપ્સરા મેળવી મારો મિત્ર ભાગ્યશાળી થયો છે. "

" સાહેબ ! તમારા મિત્રને મારી કદર નથી, એતો જે કદરવાન હોય તેજ કદર કરી શકે છે. " હું તમારા મિત્રને પનારે પડી બિલ-કુલ સુખી થઇ નથી. "

" હું તે જાણું છું અને તેથી જ તમને સુખી કરવાની ઇચ્છા ધરાવું છું. ભાબી ! તમે સારી રીતે જાણતાં તો હશો કે મને પણ

અજ્ઞાન-ગમાર સ્ત્રી મળેલી છે. તે પ્રેમશાસ્ત્રમાં, વાક્ય વિનોદમાં અને હાવભાવમાં તો તદ્દન બોથડ જેવી છે. મારા પિતાએ નાહકનું એ વેંગ મને વળગાડયું છે. તે સ્ત્રીથી હું હવે તો કંટાળી ગયો છું; અને તેથી તમારા જેવી કોઇ ફાંકડી અપ્સરા સાથે પ્રેમ બાંધી સુખ ભોગવવાને ઇચ્છુછું. મનુષ્ય જન્મ વારવાર મળનાર નથી, માટે જેટલું સુખ ભોગવાય એટલું ભોગવી લેવું જોઇએ. મનને દુઃખી કરનાર મનુષ્ય મરી ગયા પછી ભૂત થાય છે."

"તમારી વાત ખરી છે. જુવાની આખરે જવાની છે. તે ચાર દિનની ચાંદની જેવી છે. માટે જેટલી મોજ મઝા માણી તેજ જુવાનીનું સાર્થક છે. વારૂ તમે એવું કોઈ આનંદનું ધામ શોધી કાઢયું છે કે નહિ?"

ભાભી! તમારા આ સવાલનો જવાબ આપવાને મારૂં મન જો કે અધીરૂં થઈ રહ્યું છે; પણ જીભ બોલવાનું સાહસ કરી શકતી નથી."

"પણ અહિં ક્યાં કોઇ પરાયું છે કે તમે બોલતાં શરમાઓ છો? સાહેબ! હું તો તમારી જ છું; અને તમને સુખી જોવાનેજ ઇચ્છુંછું."

"શું તમે મને સુખી જોવાને ઇચ્છો છો?"

"હાજી; તમારા માટે હું સૌ કાંઇ કરવાને તૈયાર છું; પણ શું કરૂં કે મારી પાસે પૈસા નથી; મને કંથ કડક મળ્યો છે."

"હું પૈસાની પરવાહ રાખતો નથી. ભાભીસાહેબ! તમે કહો એટલા પૈસા આપવાને હું તૈયાર છું."

"ત્યારે તમારે પણ સમજી લેવું કે સ્વર્ગનું સુખ હવે તમારાથી દૂર નથી. સાહેબ! જો ખરૂં કહેવરાવો તો આ હૃદય તમારા માટે ક્યારનુંએ અકળાઇ રહ્યું છે. આ રંક બાળા તમને તેનો પ્યાર અર્પણ કરી ચૂકી છે; તેનો હવે સ્વિકાર કરવો એ તમારા હાથમાં છે."

" મનમોહિની ! હવે સ્વિકારની વાત જ છે ક્યાં ? તમે તો આ હૃદયમાં ક્યારનાંએ જડાઈ ગયાં છો. તમારા પ્રેમે મારા તનબદનમાં થનથનાટ મચાવી મૂક્યો છે. આવો, આવો, મારી દિલોજાન ! આવો; અને આપણા આ પ્રથમ પ્રેમ પ્રસંગે આ નજીવી બક્ષીસ સ્વિકારો." કહી મોહાંધ વાસુદેવે ખીસ્સામાં હાથ ઘાલી પાંચસોની પાંચ નોટો બહાર કાઢી અને બીજા હાથે સૌન્દર્યવતીને નજીક ખેંચી તેના હાથપર ચૂંબન લઇ તેને નોટો આપી. સૌન્દર્યવતીએ નોટો પોલકાના ગજવામાં મૂકી કહ્યું, " હું તમારા જેવા પ્રેમીને પસંદ કરી મને અહોભાગ્ય માનું છું. ડીયર ! થોડીક ક્ષણ ઉભા રહો; હું આનંદ આપનારી પ્યાલી તમને પીવરાવું." કહી સૌન્દર્યવતીએ નજીકનું કબાટ ઉઘાડી તેમાંથી વ્હિસ્કીની એક અર્ધી બોટલ બહાર કાઢી. તેણે તેમાંના દારૂથી બે નાની પ્યાલીઓ ભરી અંદર થોડુંક પાણી મેળવ્યું. બન્નેએ પ્યાલીઓ ઉપાડી એક બીજાને પીવરાવી પ્રેમની ઐક્યતા કરી. પુનઃ બીજીવાર પણ ભરી ઉડાવી ગયાં. પછી ખાલી શીશાને દૂર મૂકી દીધી. વાસુદેવે સીગાર સળગાવી. સૌન્દર્યવતી તેની જોડે ખુરશીમાં બેઠી. ધીમે ધીમે રંગ જામવા લાગ્યો. અનંગથી રંગાએલી આંખ્યો દારૂથી ચળકી પ્રેમ ઇસારા કરવા લાગી. એવામાં વાસુદેવ બોલ્યો, " પ્રેમમાં વધારો કરનાર અને આપણાં જેવાં શોખીનોને આનંદ આપનાર આખી દુનિયામાં ફક્ત શરાબ જ છે. વ્હાલી ! તારા સુકોમળ હાથે પાએલી અમૃત પ્યાલી મારા શરીરમાં અત્યારે બેહદ આનંદ ઉપજાવી રહી છે. ડીયર ! દારૂની પ્યાલીથી અને તારા જેવી રંગરંગીલી પ્યારીના ગુલે ગુલાબી ગાલની લાલીથી હવે આ મનડું અધીરૂં થઇ રહ્યું છે."

" પ્રિયતમ ! અમૃતપાન કરવાથી આપણને અત્યારે કેટલો આનંદ ઉપજી રહ્યો છે ? બસ દારૂજ આ દુનિયામાં અમૃત છે અને તેજ

પ્રેમની પાઠશાળામાં પ્રવિષ્ઠ થએલાંઓને રતિરંગમાં ભીંજાવી સ્વર્ગ સુખ આપનાર છે. "

" દિલદાર ! તારૂં કહેવું ઓલરાઈટ છે. જે માણસે આ સંસારમાં જન્મ લઈ તારા જેવી ગૌરબદન, ફેશનમાં ફાંકડી અને પ્રેમની પાઠશાળામાં પહેલે નંબરે પાસ થએલી પ્રેમદાને સજ્જડ આલિંગન આપી જીવન સફળ કર્યું નથી; તેની જીંદગી વૃથા જ ગઇ સમજવી. સુંદરી ! તારા મિલનથી મારૂં જીવન સફળ થયું છે. મારી મધુરી! કેમ આમ શાન્ત થઇને બેશી રહી છે? હવે તો કૃપા કરો અને મદનશરથી વિંધાએલા આ આશકને રતિરમણના રસરંગમાં ભીંજાવો. "

" મારા સાહેબ ! એટલામાં આટલા બધા અધિરા શાને થઈ જાઓ છો ? હજી તો આજે પ્રેમનું પહેલું જ મંગળાચરણ શરૂ થયું છે. "

" સુંદરી ! શા માટે ટળવળાવે છે ? તારા અધરોષ્ઠનું પાન કર્યા વિના મારો જીવ જાય છે. હું તને જોઇ છતી આંખે અંધ બન્યો છું. મને અનંગે અકળાવી મુક્યો છે. અનંગનું વિષ રગે રગે વ્યાપી ગયું છે. હા !

> હળાહળ ઝેરનો ઉતાર, છે વાદી વૈદને હાથે,
> હઠીલાં દર્દનો ઉતાર, દવા કે દારૂને હાથે;
> ઉપાધી આધીનો ઉતાર, જતી કે જોગીઓ જાણે,
> મદનના મારનો ઉતાર, જડે ના દેવ બ્રહ્માને.

પણ તેની દવા ફક્ત તારા જેવી દિલદારોની પાસેજ હોય છે. માટે તું પણ હવે આ શરીરમાં વ્યાપેલું અનંગ વિષ જલ્દીથી દૂર કર. પ્રિયા ! તું તો મારૂં જીગર છે. આવ, પાસ આ હાથમાં દબાઇ મારા હૃદય સાથે વેલની માફક વળગી જા. " કહી વાજીદે દારૂ ના ઘેનમાં ઉભા થઇ તેને ખેંચી આલિંગન આપ્યું.

સૌન્દર્યવતી તેના બાહુમાંથી છૂટી હસ્તેવદને બોલી, " મારા મહેરબાન ! જો જો, સ્વાર્થ સાધી આ ભોળી ભાભાને ભૂલી જતા નહિ ? "

" અરે હવે તે તને ભૂલાય કે ? મારા જીગર ! તું તો મારૂં સર્વસ્વ છે. હું તને દર માસે સો રૂપિઆ આપતો રહીશ અને તારી સાથે હમેશાં આનંદ ઉડાવીશ. તારા જેવી મનહરણી મને સ્વર્ગમાં પણ મળવી મૂશ્કેલ છે. રસીલી ! આજે મારા આનંદની તો બસ સીમા જ નથી. "

" અને હું પણ જાણે અત્યારે સ્વર્ગભૂવનમાં હોઉં એમ સમજાય છે. મારા મનહર ! તમે આજે ચોરનું કામ કરી મારૂં ચિત્ત ચોરી લીધું છે, તમે આ ભોળી બાળાને ભૂરકી નાંખી ભમાવી દીધી છે. "

" મોહિની ! આપણી સમાન અવસ્થા છે. લ્યો આ બીજું ઇનામ." કહી વાસુદેવે તેના ગૌર ગાલપર ચુંબન લીધું.

સૌન્દર્યવતી દૂર ખશી ઉભી રહી. તેની આંખ્યો વિચિત્ર ચાળા કરવા લાગી. વાસુદેવ સ્વર્ગસુખ અનુભવવા લાગ્યો. ઉભય અનંગના રંગે રંગાઈ ભ્રષ્ટ થવાને સાહસીક બન્યાં. તેમને છતી આંખ્યોએ અંધાપો આવી ગયો.

એવામાં પુનઃ વાસુદેવે કહ્યું, " સુંદરી ! આજે તો ત્હેં મને સ્વર્ગ સુખનો ભોક્તા બનાવ્યો છે. મનમોહિની ! બોલો હવે શું વાર છે ? "

" ડીયર ! વાર છે, હજી રંગ જામવા દો, આનંદને માટે તો હજી ઘણો વખત પડ્યો છે. "

" પણ હું હવે ધિરજ કેવી રીતે ધરી શકું ? મદનના મારથી હું મુંઝાઈ ગયો છું. મારા આખા શરીરમાં અનંગની પ્રચંડ જ્વાળાઓ

સળગી રહી છે. મોહિની! હવે વધુ વાર અકળાવી આ પ્રેમીને શા માટે દુઃખી કરે છે?"

"એ દુઃખમાં જ પ્રેમિની સંપૂર્ણ પરિક્ષા થાય છે. સ્ત્રીયોને માર મારનારા પુરૂષો પણ પ્રેમ પ્રસંગે સ્ત્રીઓના તાબેદાર બની જાય છે."

"અરે મારી મધુરી! અત્યારે તાબેદારની વાત જ છે ક્યાં? હું પોતે જ અત્યારે તારો એ બદામનો ખરીદેલો ગુલામ બની ગયો છું. મારી રસસન્તિતા! હવે આ સેવકપર ઔદાર્યતા વાપરી જલ્દીથી તારા સ્નેહજળમાં નવરાવી મને શાન્ત કર. જેમ જેમ સમય જાય છે; તેમ ધિરજ પસાર થાય છે. સુંદરી! જો વિશેષ સમય જશે તો કદાચ મારાથી સાહસ થઇ જશે."

"જો તમારાથી સાહસ થઇ જશે તો તરત આ રસિકા રીસાઇ જશે; માટે જોજો, સંભાળજો; તમારે તો અત્યારે મારા હુકમ મુજબ જ ચાલવાનું છે. સમજ્યા મારા મોહનજી?" કહી સૌન્દર્યવતીએ તેની નજીક જઈ તેના કંઠપર હાથ મૂક્યો. તરત વાસુદેવે પણ તેના ગળામાં પોતાનો હાથ નાખી કહ્યું, "રંગીલી! આજનો રંગ તો કંઇક ઓરજ છે. રસીલી! તું તો મને ઘણી જ પ્રિય થઇ પડી છે." કહી વાસુદેવે આવેશથી પુનઃ તેને હૃદયદાન દીધું, તે ઉપરાંત તેના સ્નેહનો સત્કાર કરી ઉપરા સાપરી બે ચાર ચુંબન પણ લઈ લીધાં. સૌન્દર્યવતી અકળાઇને બોલી ઉઠી, "અરે! તમે તો મને અકળાવી નાખી. ડીયર! આટલી બધી ઉતાવળ શાને કરો છો? સુખની તો હજી શરૂઆત છે. જાઓ, આઘા ખસો." કહી સૌન્દર્યવતી તેને દૂર કરી બાજુમાં ઉભી રહી. વાસુદેવ દીનવદને તેની સામે જોઇ બોલ્યો, "મનહરણી! હવે એક મીનીટ પણ મને મહિના જેવી લાગે છે."

"મારા રસીક! હવે આ રસિકા તમારી જ છે. આજે આપણાં હૃદય એક થયાં છે; મન મળી ગયાં છે; અને શરમ સો ગાઉ પસાર થઇ ગઇ છે. હવે જે બાકી રહ્યું તે આવતી કાલે જોઈ લેવાશે."

"હેં! શું આવતી કાલે?" વાસુદેવ ગભરાટથી બોલી આગળ કહેવા લાગ્યો, "હૃદયવલ્લભા! એટલી બધી કઠોર ન થા. પ્રેમપીડા મારા બદનમાં અસહ્ય પીડા ઉત્પન્ન કરી રહી છે. સુંદરી! તું આજે મને નિરાશ કરીશ નહિ. હું તને ભવિષ્યમાં સોનાના શિખરે ચઢાવીશ. દિલદાર! આ દાસપર દયા કર." વાસુદેવે તેના સામે દીનતાથી જોઇ હાથ જોડયા. સૌન્દર્યવતી તેની સ્થિતિ સમજી મનમાં હસવા લાગી. તેણે વાસુદેવની આંગળીએ ચળકતી હિરાની વિંટી અને કાંડે બાંધેલું સુવર્ણનું ઘડીઆળ પડાવી લેવાની ઇચ્છાથી કહ્યું.

"વ્હાલા! શું તમે મદનના મારથી અકળાઇ ગયા છો?"

"હા, મારા બુલબુલ! હા." કામાંધે જવાબ આપ્યો.

"પણ રસરંગ માણુતાં પહેલાં પ્રિયાને પ્રેઝન્ટ આપવાને શું લાવ્યા છો?" તે સફેત બગલીએ મુખ ઠાવકું રાખી પૂછ્યું.

"મ્હેં તને પ્રેમના બદલામાં નોટો આપી છે ને?"

"શુ મારા પ્રેમની કિંમત એ કાગળનાં ચિંથરાંમાં જ સમાઇ ગઈ કે? જાઓ જાઓ, તમે પ્રેમના પરિક્ષક જ નથી. લ્યો આ તમારી નોટો. હું મારા પ્રેમને પાછો ખેંચી લઉં છું." કહી સૌન્દર્યવતીએ નોટો પાછી ફેંકી. વાસુદેવ નોટો ઉપાડી તેની નજીક દોડી જઈ કહેવા લાગ્યો, "તું મારીપર શામાટે ગુસ્સે થઇ જાય છે. હું તો હજી પ્રેમની પ્રવેશ શાળામાં છું. તું મારી પ્રેમ શિક્ષક થા. તું માગે એ આપવાને હું તૈયાર છું. દીલદાર! લે આ નોટો અને બીજું જોઇએ તે માગી લે." કહી વાસુદેવે સ્વહસ્તે નોટો તેના પોલકાના ખીસ્સામાં

મૂકી. સૌન્દર્યવતીએ સ્મિત હાસ્ય કરી કહ્યું, "જો તમે મારા સાચ્ચા પ્રેમિ હો તો તમારા હાથે બાંધેલું ઘડીઆળ અને આંગળીએ પહેરેલી અંગુઠી મારા હાથે પહેરાવો."

"દિલદાર! લે, તારાથી મારે કંઇ પણ વધારે છે જ નહિ." કહી વાસુદેવે બન્ને વસ્તુઓ કાઢી તેને આપી. સૌન્દર્યવતી પ્રસન્ન થઇ તેનો હાથ પકડી પલંગ પાસે લઇ આવી. વાસુદેવ પલંગપર બેઠો. સૌન્દર્યવતી તેની જોડે બેશી તેના કંઠમાં હાથ નાખી તેને વિવિધપ્રકારે રીઝવવા લાગી. બન્ને જણાં કામોન્મત્ બની ધોળે દિવસે અંધ થઇ ભ્રષ્ટ થવાની અણીપર આવી પહોંચ્યાં; પણ એજ સમયે નીચેથી દ્વાર ઉઘડવાનો અવાજ સંભળાયો. રંગમાં ભંગ પડયો. ઉભયનાં હૃદયને ગોળા બ્હાર થવા જેવો ધક્કો લાગ્યો. સૌન્દર્યવતી છલંગ મારી પલંગમાંથી નીચે ઉતરી વસ્ત્રો ઠીક ઠાક કરવા લાગી. વાસુદેવ લાલચોળ મુખે ગભરાટથી ખુરશી તરફ દોડયો. એ અરસ્સામાં જ શાન્તિલાલ ઉપર આવી ઉભો. તેણે બન્નેનાં લાલચોળ બનેલાં મુખ સામે વારા ફરતી જોયું. ચાલાક શાન્તિ બન્નેનો રંગ જાણી ગયો. તેણે વાસુદેવ સામે જોઈ પૂછયુ, "મિત્ર! શું હજી આપ અહિંયા જ બેશી રહ્યા છો કે? મ્હેં તો જાણ્યું કે તમે ઘેર ચાલ્યા ગયા હશો?"

"હું તો કયારનોએ જવાની ઉતાવળ કરી રહ્યો હતો, પણ આ મારાં ભાભી મને જવા દેતાં જ નથી. તે હઠ પકડીને મને કહેવા લાગ્યાં કે તમારા ભાઇ રૂપિઆ લઇને આવે ત્યાંસુધી બેસો. આથી મારે નિરૂપાયે અહિં બેસવું પડયું છે. વારૂ તું રૂપિઆ લાવ્યો કે નહિ?" વાસુદેવે પૂછયું.

"તમારી ચિઠ્ઠીથી મને તરત જ રૂપિઆ મળ્યા છે. મિત્ર!

આજે તમે મારી ઉપર અત્યંત ઉપકાર કર્યો છે. તમારી કૃપાથી જ આ શાન્તિ દેવાથી મૂક્ત થયો છે."

સૌન્દર્યવતી બોલી ઉઠી, "માય ડીયર વાસુદેવપ્રસાદ ! તમે અમને દેવાથી છૂટાં કર્યાં તેને માટે તમને ધન્યવાદ ઘટે છે. મારા હસબન્ડને તમારા જેવા લાયક મિત્ર મળ્યા છે, જાણીને હું ઘણી જ ખુશી થાઉં છું. જે મિત્ર દુઃખ સમયે સ્હાયક થાય તે જ ખરેખરો મિત્ર કહેવાય. અંગ્રેજીમાં પણ કહ્યું છે કે, આ ફ્રેન્ડ ઈન નીડ ઇઝ ફ્રેન્ડ ઇનડીડ. તમે આ વાકયનું ખરેખરૂં સાર્થક કરી બતાવ્યું છે. તમે આજે તમારા મિત્રને દેવાથી છૂટો કરી નવું જીવન આપ્યું છે. તેને માટે હું પણ તમારો ઉપકાર માનુંછું અને ગોડ પાસે હરદમ પ્રાર્થના કરૂં છું કે અમારીપર તમારો પ્રેમ હમેશાં કાયમ રહો."

"ભાભી સાહેબ ! મ્હેં આમાં કંઇએ કર્યું નથી. હું વિશેષ માનને લાયક નથી." વાસુદેવ કહ્યું.

"ચાલ, ડીઅર ! હવે ભાઇને માટે જલ્દીથી ચ્હા બનાવી દે. હું સઘળી વસ્તુઓ સાથે લેતો આવ્યો છું." કહી શાન્તિએ ચ્હાનો ડબ્બો અને ખાંડનું પડીકું તેની આગળ મૂક્યું. સૌન્દર્યવતીએ સઘળી વસ્તુઓ લઈ પૂછ્યું, "પણ સ્ટવમાં કેરોસીન નથી તેનું કેમ ?"

"મ્હેં ઘાસ્લેટ લેવાને આપણી પડોસના છોકરાને ચકલામાં મોકલ્યો છે. તે હમણાં આવશે. તે પહેલાં તું આ રૂપિયા તારા કબાટમાં મૂકીદે." કહી શાન્તિએ નોટોનું બંડલ તેના હાથમાં મૂક્યું. સૌન્દર્યવતી નોટો લઇ ચાલતી થઈ અને થોડીવારે નોટોને મૂકી પાછી આવી. પડોશીનો છોકરો ઘાસ્લેટ લાવ્યો. શાન્તિએ સ્ટવમાં ઘાસ્લેટ નાખી સળગાવ્યો. સૌન્દર્યવતી ચ્હા બનાવવા લાગી. એવામાં નીચેથી કોઇએ બૂમ મારી કે, "શાન્તિલાલ ઘરમાં છે કે ?"

" કોણ હશે વારૂં ?" સૌન્દર્યવતીએ પૂછ્યું.

" એતો હું કાન્તિલાલ. "

" કમ ઓન માય ફ્રેન્ડ." શાન્તિએ ઉત્સાહિત્ હૃદયે તેને ઉપર આવવાને સૂચવ્યું. કાન્તિલાલ ઉપર આવ્યો. તેણે વાસુદેવ સાથે હાથ મેળવી તેની જોડે ખુરશીમાં સ્થાન લીધું. સૌન્દર્યવતીએ તેને માટે એક કપ વધારે ઉમેર્યો. ત્રણે મિત્રોમાં આનંદમય વાતો ચાલવા લાગી. એવામાં કાન્તિને કંઈક યાદ આવતાં પૂછ્યું, " કાલે જન્માષ્ટમી છે, આપણે અપવાસ કરી શું કે નહિ ?"

" અલ્યા કાન્તિ ! તું હજી આવો મૂર્ખ કયાં સુધી રહીશ ? કૃષ્ણના જન્મ દિવસે તો અપાર આનંદ કરવો જોઇએ. અપવાસ કરનારતો તદ્દન મૂર્ખ છે. આપણે તો કાલે ખૂબ ધાસ્લેટ પાણી ખેંચી આનંદ કરીશું." શાન્તિએ કહ્યું.

" એતો જાણે ઠીક, પણ બીજું કંઈ જાણો છો ? કાલે પેલા કુસુમકાન્તના આશ્રમમાં કૃષ્ણજયંતીનો ઉત્સવ છે. ત્યાં સ્ત્રી મંડળ એકત્ર થનાર છે, અને ત્યાં કુસુમાવતી સારૂં ભાષણ કરનાર છે, તેમજ વાસુદેવભાઇનાં પત્ની પણ કંઈક બોલનાર છે." કાન્તિલાલે જણાવ્યું.

" શું કુસુમાવતી પોતે જ ત્યાં ભાષણ કરનાર છે ?" વાસુદેવે પૂછ્યું.

" હા. "

" ભાભી સાહેબ! તમે ત્યાં જશો કે નહિ ?" વાસુદેવે સૌન્દર્યવતીને પૂછ્યું.

" હું તો એવી પેમલીઓનું ભાષણ સાંભળવાને ઇચ્છતીજ નથી. તે જંગલી છોકરીઓને હજી ડ્રેસ કેમ પહેરવો તેનું તો પૂરતું જ્ઞાન નથી;

ત્યારે એમના ભાષણમાંતો શું એ બળયું હશે ?" સૌન્દર્યવતીએ કહ્યું. ચ્હા તૈયાર થઈ, સૌન્દર્યવતીએ ચાર કપ તૈયાર કરી સઘળાના આગળ મૂક્યા. વિવિધ પ્રકારનાં ગપ્પાં ઠોકતા મિત્રોએ ચ્હા પી લીધી. શાન્તિ બજારથી આવતાં સિગરની બોકસો ખરીદી લાવ્યો હતો, તેમાંથી મિત્રોને સિગાર આપી. તે પછી થોડીવારં ત્યાં બેશી વાસુદેવ અને શાન્તિલાલ બન્નેને જયા સાહેબજી કહી બહાર નીકળ્યા. તેમના ગયા પછી શાન્તિ નીચે જઇ કમાડ બંધ કરી ઉપર આવ્યો. આજે તેના અને સૌન્દર્યવતીના આનંદનો પાર ન્હોતો. સૌન્દર્યવતીએ વાસુદેવ પાસેથી પડાવી લીધેલી નોટો અને સુવર્ણ વસ્તુઓ પતિને દેખાડી. પતિએ પત્નીને શાબાશી આપી. શાન્તિ બ્રાન્ડીની બે બોટલો પણ ખરીદતો આવ્યો હતો. પતિપત્નીએ ખુશાલીમાં યથેચ્છમદિરાપાન કરી ખાવાનું ખાધું. તે પછી નિસો જામતાં બન્ને જણાં એક બીજાનાં હૃદય સાથે ચંપાયા. સૌન્દર્યવતી એની એજ હતી, ફક્ત વાસુદેવની જગા શાન્તિએ લીધી. નિસામાં ચકચૂર બનેલી સૌન્દર્યવતીએ વાસુદેવ સાથેની બાકી રહેલી પાપમય પ્રેમલીલાની પૂર્ણાહુતી કરવાના ઇરાદે પતિનો હાથ પકડી પલંગ તરફ પ્રયાણ કર્યું. દિવસ છતાં તેમની આસપાસ અંધકારનો પડદો ફરી વળ્યો. પ્રિયપાઠકો ! ચાલો, તે દુષ્ટોને અંધકારના કાળા પડદા તળે જ રહેવા દઇ આપણે હવે અન્ય સ્થળે ગમન કરીએ.

૧૪

## શ્રીકૃષ્ણ જયન્તિ.

જય જય કૃપાળુ કૃષ્ણજી, વંદુ વારંવાર,
ભારત આરત પામતાં, ધર્યો ધરા અવતાર;

* * * *

કળીયુગ વાપ્યોકારમો, વધ્યો અધમ વિસ્તાર,
ભારત ભક્ત ઉદ્ધારવા, પુનઃ ધરો અવતાર.

આજે શ્રીકૃષ્ણચંદ્ર ભગવાનનો માંગલિક જન્મ દિવસ હતો. રાજનગરમાં અપૂર્વ ઉત્સાહ વ્યાપી રહ્યો હતો. ભાવિક ભકતો ભગવાનનાં ગુણગાન ગાઇ રહ્યાં હતાં. દિવસ આનંદમય ભાસતો હતો. કુસુમકાન્તના શાન્તિ સ્થળમાં પણ ધામધૂમ થઈ રહી હતી. સર્વત્ર આસોપાલવનાં તોરણો બાંધવામાં આવ્યાં હતાં. લાલ લીલા રંગની ધ્વજા પતાકાઓ પવનમાં ફરકી રહી હતી. આશ્રમનાં બાળકો સારાં સારાં વસ્ત્રો પહેરી ગમ્મત કરી રહ્યાં હતાં. આ શુભ પ્રસંગે સ્ત્રીઓને સદ્બોધ આપવાના ઇરાદે ઇન્દુમૂખીએ અને કુસુમાવતીએ સાંજે પાંચ વાગે સ્ત્રીઓની સભા ભરવાનો નિશ્ચય કર્યો હતો; અને તેથી આગળના દિવસે સ્ત્રીઓને આમંત્રણ પત્રિકાઓ વ્હેંચવામાં આવી હતી. સમય થતાં શાન્તિ સ્થળના વિશાળ મયદાનમાં મોટી જાજમ પાથરવામાં આવી અને તેની સામી બાજુએ દશેક ખુરશીયો ગોઠવવામાં આવી. આજે આશ્રમમાં મહિલા મંડળ એકત્ર થવાનું હોવાથી પુરૂષ વર્ગને પ્રવેશવાની આજ્ઞા નહોતી. આશ્રમના દ્વાર આગળ જ એક મજબૂત બાંધાનો કણબી હાથમાં ડાંગ પકડીને ઉભો હતો. ધીમે ધીમે આજનો આનંદમય દિવસ વ્યતિત થવા લાગ્યો. સાંજનો સમય થયો. સ્ત્રીઓ પોત પોતાનાં બાળક બાલિકાઓને લઇ

આશ્રમમાં આવવા લાગી. ઇંદિરા તેઓનું સન્માન કરી જાજમપર બેસવાનું સૂચવતી. છેવટે પાંચ વાગવાનો સમય થતાં એક વિકટોરીયા ગાડી આશ્રમપતિ દોડી આવતી જણાઈ. તેની અંદર વયોવૃદ્ધ વિબુધરાય કુસુમાવતી અને ઇન્દુમુખી બેઠેલાં હતાં. ગાડી દરવાજા આગળ આવી ઉભી રહી. સઘળું મંડળ નીચે ઉતરી અંદર ગયું. તે પછી થોડીકવારે બીજી બે ગાડીઓ ત્યાં આવી. તેમાંની એક ગાડીમાંથી કુસુમકાન્તના મિત્રો નવનિત-સુધાકર-મનહર નીચે ઉતર્યા; અને બીજી ગાડીમાંથી સુશીલા તથા સુધાકર-મનહરની પત્નીઓ નીચે ઉતરી. સઘળાં અંદર આવ્યાં. પુરૂષવર્ગ કુસુમકાન્તની પાસે ચાલ્યો ગયો. કુસુમકાન્તે તેઓનું સન્માન કરી પોતાના ઓરડામાં બેસાર્યા. તે ઓરડામાંથી બહારનું સઘળું દસ્ય જોઈ શકાતું હતું. કુસુમાવતી, ઈન્દુમુખી, સુશિલા વગેરેનો ઇંદિરાએ સત્કાર કરી ખુરશીઓમાં સ્થાન લેવાનું સૂચવ્યું. કુસુમાવતી અને ઈન્દુમૂખીએ વચમાં ગોઠવેલી ખુરશીઓમાં સ્થાન લીધું. તેમની પાછળની ખુરશીઓમાં અન્ય સ્ત્રી મંડળ ગોઠવાઈ ગયું. મહિલા મંડળથી ત્યાંનું વિશાળ ચોગાન ભરાઈ ગયું હતું. સર્વત્ર શાન્તિ પથરાઈ રહી હતી. બાદ સમય થતાં અન્નપૂર્ણાએ આશ્રમનાં બીજાં ત્રણ બાળકો સાથે શ્રીકૃષ્ણ ભગવાનની સ્તુતિ કરી મંગળગાન ગાવું શરૂ કર્યું. ઇંદિરાએ હારમોનિયમપર સ્થાન લઇ તેમનો સૂર વાજા સાથે એકત્ર કર્યો. મંગળ ગાન શરૂ થયું.

* પ્રભુ આપ સમા નર સહુ કરજો,<br>
અમ દીનની દાઝ દીલે ધરજો.<br>
અની તારક અન્ય પછી તરજો,<br>
સહુ ભારત આ અંતર ભરજો.

---

* સ્વદેશ સેવા.

સ્નેહ દયા સંભાળ દુઃખીની,
કોડ ઘણું પુણ્ય કાય આણું,
જીવનનું સાફલ્ય આ જગમાં,
સેવન છે નીજ દેશ તણું. પ્રભુ૦

ગાન સમાપ્ત થયું. સઘળાંએ ભગવાનની જય ગર્જના પોકારી. પુનઃ શાન્તિ પથરાઇ ગઇ, કે તરત ઇન્દુમૂર્ખીએ ઉભી થઇ બોલવા માંડયું. " બ્હેનો ! આજે શ્રીકૃષ્ણચંદ્ર ભગવાનની જયંતીનો સુમાંગલિક દિવસ છે. તે પ્રભુને અવતાર ધર્યે આજે ઘણાં વર્ષો વીતિ ગયા છે; પરંતુ તેમણે જનહિતાર્થે કરેલાં અનેક કાર્યોથી તેમનાં યશોગાન આજે ઘેરઘેર ગવાય છે. આ ભારત ભૂમિ પણ એની એજ છે, સૂર્ય ભગવાન પણ એના એજ પ્રકાશે છે અને આજના ભયંકર કૃષ્ણાષ્ટમી પણ એની એજ છે; છતાં આપણામાં આટલો બધો ફેરફાર કેમ થઈ ગયો છે ? આજે આપણી કેવી અધમ દશા થઈ રહી છે ? આપણે દ્રવ્ય વિહીન બની ગયાં છીએ, આપણો સંસાર ક્લેશમય બન્યો છે; આપણાંમાંથી સત્ય વિદ્યા અદશ્ય થઈ ગઇ છે; ધર્મ ધોવાઇ ગયો છે, વિશ્વાસ અને પ્રમાણિકતા પ્રયાણ કરી ગયાં છે અને આપણાં શરીર ચિંતા અને રોગથી જર્જરીત બની ગયાં છે. બ્હેનો! આનું કારણ શું? આનું કારણ એજ કે આપણે પ્રમાદ અને આળસમાં પડી રહી શ્રીકૃષ્ણભગવાનનાં બોધક વચનોનું મનન નહિ કરતાં કેવળ ખોટા વિચારે દોરવાઇ અંધશ્રદ્ધાળુ બની પરસ્પરમાં દ્વેષ અને કુસુંપથી આપણે આપણું અનિષ્ટ કર્યું છે. સ્ત્રી પુરૂષોએ પોતપોતાના ખરા ધર્મને તિલાંજલી આપી ઉપરના પ્રમાદિ ધર્મનો અંગિકાર કર્યો છે. આથી સમય જતાં આપણામાંથી સત્ય, શ્રદ્ધા અને દયા વગેરેના અમૂલ્ય ગુણો વિલુપ્ત થઇ ગયા છે અને એજ કારણથી આ પવિત્ર વસુધા અત્યારે કેવળ દીન દુઃખી દશામાં પરતંત્રતાની

લોહ સાંકળોમાં સજ્જડ જકડાઈ રહી છે. બ્હેનો ! શું તમને તમારી અધમ દશાનો કંટાળો નથી આવતો ? શું તમને આર્યબાળાઓનાં ભિષણ આક્રંદ સાંભળી દયા નથી આવતી ? શું તમે તમારી ભગિનીઓના સંસાર વિષમય થએલા નથી અવલોકી શકતાં ?

હા ! સઘળું હૃદયભેદક દશ્ય જણાય છે, પણ સદ્‌વિદ્યાના અભાવે તે તરફ દુર્લક્ષ્ય અપાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે 'વિદ્યારત્નં મહા ધનં,' એટલે વિદ્યા એજ વિપુલ દ્રવ્ય સંપત્તિ છે, વિદ્યા એ ત્રિજું લોચન છે; વિદ્યા વિના કોઇ પણ દેશ અથવા મનુષ્યો ઉંચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી શકે જ નહિ. આવી અમૂલ્ય વિદ્યા તરફ સાંપ્રત સમયનાં મનુષ્યો ઓછું લક્ષ્ય આપે છે. પ્રાચિનકાળની આર્યબાળાઓ ઉપયોગી વિદ્યા ભણી મોટા મોટા વિદ્વાનોની સાથે ચર્ચાઓ ચલાવતી અને પોતે પ્રાપ્ત કરેલા વિદ્યાવડે અન્યજનોને ઉપદેશ આપી સત્ય પંથે ચઢાવતી હતી. બ્હેનો ! એ સદ્‌વિદ્યાના પ્રભાવે સીતામાતા, અનુસૂયા, દેવી દમયંતી, સાવિત્રી વગેરે મહાન્ સતીયોનાં નામ અદ્યાપિપર્યંત પણ ગવાય છે. જ્યારે તે સમયે બાળાઓને વિદ્યા ભણાવવાનું શ્રેષ્ઠ ગણાતું હતું ત્યારે આ સમયનાં કેટલાંક અજ્ઞાન માબાપો પુત્રીઓને ભણાવવામાં દુષણ સમજે છે તેઓ એમ સમજે છે કે શું છોકરીઓને ભણીને નોકરી કરવા જવું છે ? શું તેમને કોઇ વ્યાપાર કરવો છે ? આવા જ્ઞાનવાળા માતાપિતાથી જ બાળાઓને વિદ્યાવિહીન્ રહી રહવું પડે છે. વળી કેટલાંક ભણેલાં માબાપો પોતાની પુત્રીઓને માતૃભાષા ઉપરાંત અંગ્રેજી ભાષાનું પણ સંપૂર્ણ જ્ઞાન અર્પે છે; અને પુત્રીઓ પરિક્ષામાં પાસ થાય છે એટલે આનંદ પામે છે; પરંતુ તેની સાથે તેમને ધર્મ, નીતિના ગ્રંથોનું જ્ઞાન આપવામાં બેદરકારી બતાવે છે. પણ ધર્મનીતિના શિક્ષણ વિના અન્ય શિક્ષણ નકામું છે અને તેથી જ આજની કેટલીક બાળા-

ઓ ભણીગણી ઉચ્છૃંખલ બની સ્વચ્છંદાચારી બની જાય છે. તેઓ તેમની શીખેલી વિદ્યાનું ભૂષણ સારાં સારાં વસ્ત્રો પહેરવામાં, વિદેશીનું અનુકરણ કરવામાં, જાત જાતનાં ખાનપાન ખાવાપીવામાં અને પોતાની દરેક ઇચ્છાઓ પૂરી પાડવાને પતિની સાથે ક્લેશ કંકાશ કરવામાં જ સમાએલું સમજે છે, માટે તેમને વિદ્યાભ્યાસ સાથે ધર્મનીતિનું અને ગૃહસંસાર સુખમય બનાવવાનું જ્ઞાન પણ યથાર્થ મળવું જોઇએ. અધુરી વિદ્યાથી બાળાઓ તેમનો ગૃહસંસાર કદાપિ સુખમય બનાવી શકતી નથી.

જ્યારે આવી સદ્‌વિદ્યા બાળાઓને અપાશે, ત્યારે જ આ દેશનો ઉત્કર્ષ થશે. આપણી બાળાઓ ભવિષ્યમાં માતાઓ થવાની છે, તેઓ જો જ્ઞાનવિહીન રહેશે તો તેમની પ્રજાને પણ અજ્ઞાનતાના મહાસાગરમાં ડુબવું પડશે. આથી માતાપિતાની પરમ ફરજ એજ છે કે તેમણે તેમની બાળકીઓને સદ્‌વિદ્યા ભણાવી ગૃહકાર્યમાં કુશળ બનાવવી જોઇએ. તેમને બાલ્યાવસ્થામાં પરણાવી નહિ દેતા પરિપક્વ વયે પરણાવવી જોઇએ. કન્યાનાં લગ્ન કરતાં પહેલાં ઘણુંજ સંભાળવાનું અને વિચારવાનું હોય છે. સુજ્ઞ માતાપિતાએ પુત્રીના કલ્યાણને અર્થે લાયક વર ખોળી કાઢવો જોઇએ. વરનું વય, વિદ્યા, વિનય વગેરેનો સંપૂર્ણ વિચાર કરીને જ પુત્રીને પરણાવવી જોઇએ. આજકાલ અનેક સ્થળે ક્લેશમય સંસાર નજરે પડે છે; તેનું કારણ એજ કે લાયકને માટે લાયકની તપાસ થતી નથી. ઘાતકી માબાપો કુળની મોટાઇમાં અથવા તો દ્રવ્યના લોભમાં અંધ બની ગાય જેવી ગરીબ બાળાઓને અજ્ઞાન વર સાથે પરણાવી દુઃખમાં હડસેલી મૂકે છે. પરંતુ આપણા આ પવિત્ર ભારતવર્ષમાં અને શ્રીકૃષ્ણભગવાનની પવિત્ર ભૂમિમાં એવું કદાપિ થવું જોઇએ જ નહિ, જે માતાપિતા પુત્રીઓને સુખી કરે છે તેમને ધન્યવાદ ઘટે છે.

જો હોય ઇચ્છા સુખની, અને દેશના કલ્યાણની,
તો સ્વાર્થને અળગો કરી, સંભાળ લ્યો બાળા તણી,
વિદ્યા થકી તમ બાલિકાઓ, સંસારને શોભાવશે,
વળી દેશનો ઉત્કર્ષ કરી, કીર્તિ જગે ઝળકાવશે.

સ્ત્રીઓની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ થવાની નથી. કોઇ પણ દેશનો અને કોઈપણ પ્રજાનો ઉદય સ્ત્રીઓની ઉન્નતિપર આધાર રાખે છે. દેશની પ્રજાને વિદ્વાન કે અજ્ઞાન, બળવાન કે બિકણ, અને આસ્તિક કે નાસ્તિક, જેવી બનાવવી હોય તે સઘળો આધાર માતાઓની ઉપરજ અવલંબી રહેલો હોય છે. માટે પ્રત્યેક મનુષ્યોએ બાળાઓની, અરે ભવિષ્યની માતાઓની પૂરેપૂરી સંભાળ રાખી તેમની ઉન્નતિ કરવામાં લક્ષ્ય આપવું જરૂરનું છે. સદ્‌ગુણી સન્નારી શ્વસુર પક્ષનું અને પિયર પક્ષનું કુળ અજવાળે છે અને અજ્ઞાન અબળા ઉભયકુળને ડુબાવે છે. સુજ્ઞ સન્નારીનું ગૃહ સ્વર્ગસમાન શોભે છે અને કુટિલ કાન્તાનું ગૃહ નિરંતર ક્લેશ કંકાશથી સ્મશાનવત્ જણાય છે.

ગૃહ લજ્જા ગૃહિણી થકી, જગત વિષે જળવાય,
મોટો મહિમા દેવનો, પુજારાથી થાય.

બ્હેનો ! તમે આજે તમારા અમૂલ્ય સમયનો ભોગ આપી અત્રે આવ્યાં છો, તેને માટે હું તમારો ઉપકાર માનું છું અને આશા રાખું છું કે મારા અલ્પજ્ઞાન યુક્ત વાખ્યાનમાંથી કંઇક સારાસાર ગ્રહણ કરી ઉન્નતિ કરવાનો પ્રયત્ન આરંભશો તો મારો આજનો શ્રમ સફળ થએલો સમજાશે. છેવટમાં આજના સુમાંગલિક પ્રસંગે અદૃશ્ય રહેલા શ્રીકૃષ્ણચંદ્રભગવાન પ્રત્યે મારી પ્રાર્થના છે કે; તે વિઘ્ન વિદારક પ્રભુ આપણી ઉન્નતિ કરે, આપણામાં સદ્‌વિદ્યા પ્રકટાવી અવિદ્યા દૂર કરે

અને આપણી દુઃખી ભારત માતાનો ઉદ્ધાર કરી તેમની સુકીર્તિ જગે જગે ફેલાવે; એજ મારી અંતિમ્ પ્રાર્થના છે." ઇન્દુમૂખી વાખ્યાન સમાપ્ત કરી સ્વસ્થાને બેઠી. મહિલા મંડળમાં કુસુમાવતીનાં વાકયામૃત સાંભળવાની ઉત્કંઠા વધી રહી. તરત કુસુમાવતીએ સ્વસ્થાનેથી ઉઠી ધીમે ધીમે બોલવું શરૂ કર્યું.

" બ્હેનો અને માતાઓ !

આજે હું તમારી સમક્ષ પ્રથમ જ બોલવાને ઉભી થઇછું; અને મારા અલ્પ જ્ઞાનાનુસાર બે શબ્દો બોલવાની આજ્ઞા માગુછું. બ્હેનો ! સદ્‌વિદ્યાનો પ્રતાપ કેવો ફળ દાયક હોય છે; તે બ્હેન ઇન્દુમૂખીએ તમને સારી રીતે સમજાવ્યું છે; એટલે એ સંબંધી હું વિશેષ કહેવાને ઇચ્છતી નથી. ટુંકાણમાં મારે જણાવવાનું એજ છે કે વિદ્યા જ્ઞાનથી આપણી બાળાઓ ભવિષ્યમાં આદર્શ ગૃહિણીઓ નીવડે છે અને તેમનો સંસાર સ્વર્ગ સમાન બનાવે છે. જે સ્ત્રી સારા સ્વભાવ વાળી, હસમુખી, પ્રિય બોલનારી રૂડાં આચરણવાળી, પતિને જ પ્રભુ પ્રકારે પૂજનારી અને સ્વદેશ સેવાના વિચારવાળી હોય તેને જ ધર્મચારિણી ગૃહિણી કહેવામાં આવે છે. જે ગૃહમાં આવી સન્નારીઓનો નિવાસ હોય છે; તે સ્થળમાં સદા સર્વદા સુખ સંપત્તિની વિપુલતા હોય તેમાં શું આશ્ચર્ય છે ? વિદ્વાનો પણ કહે છે કે ' **ગૃહંતુ ગૃહિણીહીનં કાન્તારાદતિરિચ્યતે** । ' અર્થાત્, ગૃહિણી વિનાનું ઘર જંગલ કરતાં પણ વિશેષ કષ્ટ કારક છે. બ્હેનો ! સન્નારીની ખરી પરિક્ષા તો જ્યારે પુરૂષ નિર્ધન થઇ જાય છે અથવા તો કોઇ ગરીબ પતિના ગૃહ સંસારને ચલાવવો હોય છે ત્યારે જ થાય છે. સંપત્તિના સમયમાં તો સૌ મિત્ર કે સ્નેહિજન પોતાનો પ્રીતિભાવ દર્શાવે છે, પરંતુ વિપત્તિના સમયમાં સૌ કોઇ પ્રેમનો ત્યાગ કરે છે. વિપત્તિમાં સ્નેહ રાખનાર

તો કોઇક વિરલ જ હોય છે. આવા વખતે જો સ્ત્રી સુશિલ અને સમજુ ન હોય તો પોતાના પતિ ઉપર કંટાળો લાવે છે. ગરીબાઇના સમયમાં ગૃહકાર્યમાં કરકસરથી ચાલવું પડે, વસ્ત્રાભુષણની તાણ ભોગવવી પડે, પારકી મહેનત મજુરી કરીને પણ ચલાવવું પડે. આવું સઘળું એક સ્વાર્થે લંપટ સ્ત્રીને ન રૂચે અને પતિ ઉપર તે કંટાળો દર્શાવે તેમાં કશું આશ્ચર્ય નથી; પરંતુ ખરેખરી પતિવ્રતા સ્ત્રીનાં લક્ષણોતો કેવળ જુદાં જ હોય છે. તેને મન પોતાનાં વસ્ત્રાભૂષણો કરતાં પોતાના પતિની આબરૂ–લજ્જા વધારે પ્રિય હોય છે. પોતાનો પતિ ચિંતારહિત થઇને પુનઃ ઉદ્યોગમાં પ્રવૃત્ત રહેશે, તો પોતાને ભવિષ્યમાં અનેક નવીન વસ્ત્રાલંકારો મળશે, એવી ધૈર્યતા જે સ્ત્રીમાં હોય અને પતિનો વિપત્તિ સમય તે પોતાને પણ વિપત્તિ સમય જ છે; એવું માનનારી અને સમજનારી સ્ત્રી ખરેખરી પતિવ્રતા લેખાય છે. આવા ગુણવાળી સન્નારી જ પોતાના સંસારને ઉજવળ કરી શકે છે. બ્હેનો! સ્ત્રીયોને માથે અસાધારણ ફરજો આવેલી હોય છે અને તેથી જ સ્ત્રીઓને સમસ્ત સંસારનું કલ્યાણ કર્તા દેવી કહેવામાં આવે છે. જ્યારે આપણા દેશની સ્ત્રીયો હાલ અજ્ઞાનના અંધકારમાં ગોથાં ખાધા કરે છે ત્યારે વિદેશી વનિતાઓ સદ્જ્ઞાનના પ્રતાપે પોતાના દેશના ઉત્કર્ષને માટે તનતોડ પ્રયત્નો કરી રહી છે. તે માતૃ ભક્ત મહિલાઓના પ્રભાવે ત્યાં આનંદ પ્રવૃત્તિ રહ્યો છે. શ્રીકૃષ્ણભગવાન પણ ત્યાં અન્ય અવતારે પ્રકટ થઇ તેમને સમૃદ્ધિવાન બનાવી રહ્યા છે. બ્હેનો ! જો તમે તમારી ઉન્નતિ સાથે તમારા દેશની ઉન્નતિ કરવા ચ્હાતાં હો તો તમારા જ્ઞાન શૂન્ય હૃદયમાંથી અશુદ્ધ વિચારો દૂર કરી જ્ઞાન દિપક પ્રકટાવો. તમે એક બીજા પ્રત્યે સત્યપ્રેમ રાખતાં શીખો અને તમારી માતૃ ભૂમિ તરફ અનહદ પ્યાર દર્શાવો. તમે જ્યારે આવી રીતે વર્તશો

ત્યારે જ આ ભારતભૂમિ પુનઃ નંદન વન સમાન શોભી રહેશે. આપણો આ પવિત્ર ભારતવર્ષ દેશ, કે જે એક વખતે દુનિયાંમાંના તમામ દેશો કરતાં પૈસે ટકે તેમજ વૈભવ અને કળા કૌશલ્યને માટે સુવિખ્યાત હતો; તથા જેમાં ફક્ત આપણા દેશના જ મહારાજાઓ રાજ્ય કરતા હતા અને કોઇ પણ વિદેશી રાજાનો પગ પેસારો થવા પામતો નહિ; એવું જાણી કયો સ્વદેશ ભક્ત આ પવિત્ર વસુંધ્રાને માટે અભિમાન ધારણ નહિ કરે ?

જે વખતે આપણી આ આનંદ ભૂમિ સૃષ્ટિમાં શ્રેષ્ઠ ગણાતી હતી, તે વખતે ઇંગ્લંડ કે જેમાં વસનારી પ્રજા, જે આપણાપર અત્યારે સ્વતંત્રતાથી રાજ્ય ચલાવે છે; તેનું નામ પણ કોઇ જાણતું નહોતું. કહે છે કે તે વખતના ઇંગ્લંડ વાસીઓ શરીરે રંગ ચોપડી અજ્ઞાન દશામાં રખડતા, તેમને એકનું બે આવડતું નહિ તેઓ દરિયાના કિનારે તથા પત્થરોના ખડકોપર ઉઘાડા શરીરે વગર બિછાને પત્થરનું ઓશીકું કરી લાંબા ટાંટીયા તાણી પોઢતા. પરંતુ અફસોસ ! સ્થિતિનો કાળનો કંઈ ભરોંસો નથી. સમય ચક્ર સદૈવ ફરતું જ રહે છે. જે ભારતવર્ષ દેશ પૂર્વ કાળમાં પવિત્ર, સ્મૃદ્ધિવાન તથા વિદ્યા કળા કૌશલ્યથી અને વેપાર વણજથી ભરપુર તથા તેજોમય હતો, તે આજે ભિક્ષુ નિર્ધન, કળા કૌશલ્ય તથા વેપાર વણજ રહિત ઓશીયાળો બની ગયો છે; અને તેને બદલે ઇંગ્લંડ, અરે ભાગ્યવાન બ્રિટન ! આજે આકાશના પ્રકાશિત સિતારાની માફક, આપણાથી હજારો માઇલપર મહાસાગરે કરીને જુદો પડેલો બેટ આપણાપર યથેચ્છ બાદશાહી સત્તા ચલાવે છે, તથા ત્યાંના નિવાસીઓએ પ્રથમ આપણા દેશમાં વેપારીને વેષે આવી જકાત ભરેલી; તેઓ આજે આપણી પાસેથી દર વર્ષે કરોડો રૂપિઆ કર લે છે. એ સમયનુંજ પરિવર્તન છે? બ્હેનો !

એમાં એમનો કંઇ પણ દોષ નથી. આપણા દેશની અવનતિ થવાનું કારણ આપણે પોતે જ છીએ. આપણામાં ઉદ્યોગ ક્યાં છે ? આપણામાં સત્ય ટેક ક્યાં છે ? આપણામાં સ્વદેશાભિમાન ક્યાં છે ? આપણામાં હિમ્મત ક્યાં છે ? આપણામાં સમયનો સદુપયોગ કરવાની ચંચળ વૃત્તિયો ક્યાં છે ? આપણામાં ઉત્સાહ—સાહસ અને દેશ વિદેશ જવાનું સાહસ ક્યાં છે ? આપણે આવા આવા સદ્દગુણો રહિત છીએ.

આવા અનેક અવગુણોથી આપણા દેશની સંપત્તિ વિદેશમાં ઘસડાઈ ગઈ છે; અને તેથી આપણાં પૂર્ણ જાહોજલાલી વાળાં શહેરો—નગરોનાં ભવ્ય મહાલયો પોતાના પૂર્વ વૈભવ, ભભકાને ખૂબીથી શૂન્ય થઇ લુખાંને ઝાંખાં જણાય છે; અને એજ પ્રમાણે આપણી સ્થિતિનો બ્હારનો વૈભવ પણ માત્ર ખોટા દેખાવ જેવો જ જણાય છે. આપણા દેશમાં અનેક મિથ્યાભિમાની ભાઇ બ્હેનો પોતાની પડતી હાલત ઢાંકી લજ્જા રાખવાની ખાતર ઉપર ઉપરથી ખાલી ભભકો રાખે છે; પરંતુ આખરે તેઓ તેમના ફોગટ ધારણામાં ઠગાઇ દુઃખી થાય છે. કારણકે તેમની પોકળ હાલતમાં ડોળ દમામના ખરચની ખાઇ વધારેને વધારે વિશાળ થતી જાય છે અને તેથી આખરે તેઓનું પોગળ પ્રગટ થઇ જાય છે. બ્હેનો ! તમાચો મારી લાલ બનાવેલું મુખ વધારે વખત લાલ રહેતું નથી. માટે એવું ખોટું અભિમાન

ત્યાગ કરી દરેકે જ્ઞાન સંપાદન કરી કળાકૌશલ્યવાન થઇ દેશનું કલ્યાણ કરવું જોઇએ. પરંતુ હા ! અફસોસ ! કોઇના કર્ણપર દેશની અવદશાના પોકારનો પ્રચંડ અવાજ પહોંચતો જ નથી. દેશનાં મનુષ્યો હાલ કુંભકર્ણની નિદ્રામાં પડયાં છે. જેમ જેમ સમય જાય છે; તેમ દેશ અધોગતીના તળીયે પહોંચતો જાય છે. હા ! આ પવિત્ર ભૂમિ એક વખતે

* મહારાણી સૌની હતી, દેતી સૌને દાન,
આજ ભીખારણ તે બની, કોઈ ન સુણતું કાન.
આજ્ઞા પાળક દિકરા, લેતા જન્મ તમામ,
આજે પાકે દીપડા, કરે દી ફર્યાં કામ.
સુવર્ણ સરખી જે હતી, હીરા મોતી પાક,
આજે ઉડે કાંકરા, ખાવા મળે નહિ રાખ;
જ્યાં અગણીત વ્હેતી હતી ઘી દુધોની હાર,
આજે નદીયો લોહીની, ચાલે હાય અપાર.
જ્યાં ત્યાં કાળો કેર છે, કુસંપ કલેશ અસાર,
ચોરી સ્વારથ દુષ્ટતા, હડહડતા વ્યભિચાર.

શું આવું જોઈ કોઇને પણ કંટાળો નથી આવતો ? શું ભારતનાં સંતાનોનાં હૃદય પત્થર જેવાં બની ગયાં છે ? એ ભારતનાં સંતાનો ! જરીક વિચારી તો જુઓ કે તમે કોણ છો ? તમારા શરીરમાં કેવા મહાન્ પુરૂષોનાં રક્ત ભરેલાં છે? હાય ! છતાં આશું !

સપુત ભારતનાં તમે, ઋષી મુનીનાં સંતાન,
ઋણ શિરે માબાપનું, ભરવા આપો જાન.
ધુળ પડી તમ જીવનમાં, ધિક્ક જુઠ્ઠા ઉદ્દેશ,
કુટ્યું ન છાતી ઠોકીને, આ મારો પ્રિય દેશ.
ખાવું પીવું ખેલવું, કરે કાગને શ્વાન,
આપણમાં શું ફેર છે, જો ન સ્વાત્મ અભિમાન.
ગાડી ઘોડે મ્હાલવું, એ નહિ જીંદગી કામ,
કેંક આવી ઉડી ગયાં, રહ્યાં ન નામ નિશાન.

* ભારત ભજનામૃત.

માટે હવે જાગૃત થાઓ, દુર્ગુણોને દૂર હાંકી કાઢી એકત્ર થાઓ. શું તમને પરસ્પરમાં પ્રેમ ધરાવી ઐક્યતા કરવાની ઇચ્છા નથી થતી? શું તમને સદાકાળ આવી રીતે કંગાલ દશામાં જ પડી રહેવું પસંદ છે? શું તમારે આવી દશામાં પડી રહી અન્ય દેશોમાં અજ્ઞાન તરીકે ગણાવું છે? શું તમારે તમારાપર રાજ્યકર્તાની પવિત્ર કીર્તિને પ્રમાદમાં પડી રહી ઝાંખ લગાડવી છે? શું તમારે તે સ્વતંત્રતા પ્રિય પ્રતાપી પુરુષોને પરતંત્રતામાં પડી રહી તેમની સ્વતંત્રતાને કાળું કલંક લગાડવું છે? ના, ના, તમે તમારા હૃદયમાંથી એવા મલિન વિચારો કાઢી નાખજો; નહિ તો તમે અધમમાં અધમ ગણાશો. જે વિદ્વાન રાજ્યકર્તાએ તમને જ્ઞાન આપ્યું છે; જેમણે તમને સ્વતંત્રતાનો પાઠ શીખવાડયો છે અને જેમણે તમારૂં સારૂં દેખાડવાને દેશ વિદેશમાં આપણી આ પવિત્ર ભૂમિના ઐશ્વર્યનાં ગાન ગાયાં છે, તેવા પ્રમાણિક જનોની કીર્તિને કલંક લાગે એવું કદાપિ ચાહતાં નહિ અને ઇચ્છતાં પણ નહિ. તે ધીરવીર પુરુષોએ જ તમને પરતંત્રતામાંથી મૂક્ત થવાનું અમૂલ્ય જ્ઞાન આપ્યું છે.

* પરતંત્ર જીવન મૂક્ત કરવા, કોણ નહિ ઇચ્છા કરે ?
દિન એક મૂક્તિ પામવા, એ કયો અભાગી નાઅરે ?
ફરફરતા શૂરવીરને, રણશીંગ ઘોષો સાંભળો,
જુલ્મી તણાં અવસાન ગાનો, ગુલામી રૂદનો સુણો.
માતૃ ભૂમિ આ આપણી, ખરડાયલી ખૂનથી પડી,
દોડો મદદમાં તેણીની, બહાદુર થઇને આ ઘડી,
આ દેશભક્તના મૃત ચેહે, આશ છેલ્લી રહી ગઇ,
ભય જુલ્મીના નહિ મરેલાંને, બંધનો કબરે નહિ.

---

* ભારત ભજનામૃત.

આ હોં કરો સંગ્રામમાં, તે છે વીરો ધીરો ખરાં,
જે ધર્મ ભક્તિ કાજ, કેશરીયાં કરી રૂધીરે ભર્યા.
ઓ! જો કદી મરતાં સુધીય, સ્વતંત્રતા જગ નવ મળી,
મા નિરાશ મન લાવતા, આખર જશે સ્વર્ગે જડી.

બ્હેનો! આપણે આપણા દેશની ઉન્નતિને અર્થે જે કાંઈ કરીએ તે ઓછુંજ છે. કારણ કે '**जननी जन्म भूमिश्च स्वर्गादपि गरीयसी.**' આવી સ્વર્ગ સુખદાયિની માતાની સેવા કરવાથી આપણું પરમ કલ્યાણ થાય છે. કોઈ બ્હેનોના હૃદયમાં વિચાર થતો હશે કે જન્મ ભૂમિની સેવા કેવી રીતે કરવી? ભારતમહિલાઓ! તમે સારી રીતે જાણો છો કે એક પૈડાવાળી ગાડી કદી ચાલી શક્તિ નથી. તેવી રીતે સંસારમાં પુરૂષ એકલો ફતેહમંદ થઇ શકતો નથી. જેમ ગાડીને બીજા પૈડાની જરૂર છે, તેમ પુરૂષને પણ સ્ત્રીની જરૂર છે. સ્ત્રી પુરૂષનું અર્ધાંગ કહેવાય છે. સ્ત્રી સિવાય પુરૂષનું બળ નકામું છે. જે ઘરમાં પુરૂષો સ્વદેશાભિમાન વિનાના હોય, વિદેશી વસ્તુઓ વાપરવાની મોજમજાહમાં પડયા હોય; પણ જો તેમની સ્ત્રીઓ સ્વદેશાભિમાની હોય તો લગીરવારમાં પુરૂષોના વિચાર ફેરવી શકે છે; અને વિદેશી વસ્તુઓ ઘરમાંથી દૂર કરી સ્વદેશી વસ્તુઓથી તેમનાં ઘર શોભાવે છે. આવી સ્ત્રીઓના સ્વદેશાભિમાનનું ફળ એ થાય કે આપણા દેશના કરોડો કારીગરોના પડી ભાગેલા હુન્નરો સતેજ થાય અને તે ગરીબ લોકો ઓશીયાળા મટી પુનઃ સ્વતંત્રતાથી પેટનું પોષણ કરી શકે. બ્હેનો! આથી તમે તે કરોડો લોકોના આશિર્વાદ મેળવી શકશો. મને આશા છે કે મારી બ્હેનો અને માતાઓ જરૂર આ પ્રમાણે વર્તશે. બ્હેનો! તમે જો ધારશો તો આ દીન થએલા દેશનો સહજ વારમાં ઉત્કર્ષ કરી શકશો. તમે પૂર્વકાળની આર્યમહિલાઓનાં દૃષ્ટાંત તો વિચારી જુઓ,

કે તેમણે દેશને માટે કેવાં અસીમ્ પરાક્રમો દર્શાવ્યાં હતાં. પરંતુ હા! અફ્સોસ! એજ વિરાંગનાઓના દેશમાં જન્મેલી સાંપ્રત સમયની આર્ય વ્હેનો આજે જાણતી નથી કે સ્વદેશની સેવા કેવા પ્રકારે કરી શકાય છે. વ્હેનો! જે પવિત્ર રમણીઓએ પોતાની જન્મભૂમિને માટે તન, મન અને ધનની સાથે પોતાનાં વ્હાલાં સંતાનોને પણ કાળના મુખમાં હડસેલતાં લગીર પણ વિલંબ કર્યો નહોતો, અને છેવટે પોતાના પ્રાણનાં પણ બળીદાન આપવાને પાછી પાની કરી નહોતી; હા! તે વીરનારીઓની કીર્તિ આજે કેવી ઝળકી રહી છે! ઈતીહાસનાં પાનાં પર તેમનાં નામ સુવર્ણ અક્ષરે લખાએલાં નજરે પડે છે. તમને આવું જાણવા છતાં પણ તમારી માતૃભૂમિ પ્રત્યે કેમ પ્રેમ ઉત્પન્ન થતો નથી? વ્હેનો! હવે મારે વિશેષ કહેવાનું રહ્યું નથી, મારે કહેવાનું ફક્ત એટલું જ છે કે તમે તમારી જન્મભૂમિ પ્રત્યેની યથાર્થ ફરજો બજાવો; તમારો ધર્મ શું છે એ સમજો અને તમારી અન્ય વ્હેનોને સમજાવો. તમારા મનુષ્ય જન્મને નિરર્થક નહિ કરતાં તેનું સાર્થક કરો. તમે એકત્ર થઇ અન્યની નિંદાઓ કરવાનું, દ્વેશ કરવાનું વગેરે તિરસ્કારપાત્ર દુર્ગુણોને દૂર કરી ધર્મ, નીતિની વાતો કરો, તમારૂં મંડળ બનાવો અને સ્વદેશી વસ્તુઓ વાપરવાની દૃઢ પ્રતિજ્ઞાઓ કરો. વ્હેનો! આવી રીતે કરવાથી સમય જતાં તમે કંઇક ઓરજ કાર્ય કરી શકશો અને ભારતમાતાનું કલ્યાણ કરી તમારાં યશોગાન ચારે તરફ ગવરાવશો. આજના શુભ પ્રસંગે શ્રીકૃષ્ણચંદ્ર પાસે પણ મારી એજ પ્રાર્થના છે, કે મારી આર્ય-વ્હેનોના હૃદયમાંથી દુષ્ટ વિચારો દૂર કરી સત્ય વિચાર પ્રકટાવો અને તેમને પૂર્વકાળની આર્ય રમણીઓના જેવી બહાદુર, કર્તવ્યપરાયણ અને સતી સન્નારીઓ બનાવો; કે જેથી અમારા પવિત્ર ભારતવર્ષદેશની ઉન્નતિનો વિજયધ્વજ ચારે તરફ ફરકી રહે અને આ દીનભૂમિ પુનઃ સ્વર્ગના નંદનવન સમાન શોભી રહે."

"અસ્તુ." દૂરથી અવાજ આવ્યો. કુસુમાવતીએ શાન્ત થઈ એ તરફ જોયું; તો તેની નજરે થોડેક દૂર એક વૃક્ષ નીચે સ્વામી રામાનંદ ઉભેલા જણાયા. તે શાન્ત યોગિન્દ્રેજ વાખ્યાનની સમાપ્તિ થતાં ઉપરોક્ત શબ્દોચ્ચાર કર્યો હતો. રામાનંદ ધીમે પગલે મંડળ સમક્ષ આવીને ઉભા રહ્યા. કુસુમાવતી સાથે સર્વ સન્નારીઓએ વંદન કર્યું. સ્વામીજીએ બે હાથ લાંબા કરી ગંભીર અવાજે કહ્યું, "ભારત મહિલાઓ! તમારૂં સદા સર્વદા કલ્યાણ થાઓ. તમે આ કુસુમાવતીના અને ઇન્દુમૂખીના શબ્દો તમારા હૃદયમાં કોતરી રાખજો, કે જેથી કરીને તમે ભવિષ્યમાં દેવીઓ તરીકે પૂજાશો."

સ્વામીજી બોલતા બંધ થયા. કુસુમકાન્ત, નવનીત, વિશુધરાય વગેરે ત્યાં આવ્યા. સુધાકરના હાથમાં પુષ્પના હારની ટોપલી હતી. તેમાંથી બે હાર બહાર કાઢયા અને તે અન્નપૂર્ણાના હાથે ઇન્દુ અને કુસુમાવતીના કંઠમાં પહેરાવવામાં આવ્યા. તે પછી ત્યાં એકત્ર થએલા મંડળમાં પ્રસાદ વ્હેંચવામાં આવ્યો. આશ્રમનાં બાળકોએ કૃષ્ણ કિર્તન ગાયાં. બાદ મંડળનું વિસર્જન થયું. મહિલા મંડળે પોતપોતાનાં ગૃહ તરફ પ્રયાણ કર્યું. શાન્તિસ્થળમાં સ્નેહિમંડળ સિવાય અન્ય કોઈ રહ્યું નહિ. સઘળાંએ કુસુમકાન્તના ઓરડામાં જઈ ફળાહાર કરી દૂધનું પાન કર્યું. કુસુમકાન્તે વિશુધરાય આગળ ઇન્દુ અને કુસુમાવતીનાં સદ્ગુણોની પ્રશંસા કરી. છેવટે રાત્રિના બાર વાગ્યા. કૃષ્ણજન્મનો સમય થયો. શહેરનાં દેવાલયોમાં ઘંટાનાદ થયા. શાન્તિસ્થળમાં શ્રીકૃષ્ણની જયગર્જના થઈ. આકાશ મેઘથી આચ્છાદિત થયેલું હતું. તેમાંથી કેશર—કુમકુમના છાંટા પડતા હતા. સાબરમતિનું જળ પ્રભુના જન્મ સમયના યોગે તે કલ્યાણકર્તા પ્રભુને નમન કરતું કરતું ગંભીરતાથી વહન કરતું હતું. શાન્તિ-સ્થળમાં રહેલું સ્નેહિ મંડળ કુસુમકાન્તની રજા લઇ મકાને જવા તૈયાર

થયું. વિઘુધરાયે, ઈન્દુ અને કુસુમાવતી સાથે પોતાની ગાડીમાં બેશી પ્રયાણ કર્યું. સુધાકર, મનહર, નવનિતે પોતપોતાની પત્નીઓ સાથે ગાડીમાં બેશી ત્યાંથી ગમન કર્યું. પહેરાવાળાએ ઝાંપો બંધ કર્યો. કુસુમકાન્તે બાળકોને સુઈ જવાની આજ્ઞા આપી. અન્નપૂર્ણા સિવાય અન્ય બાળકો ચાલ્યાં ગયાં. અન્નપૂર્ણા કુસુમકાન્તની પાસે બેશી રહી. કુસુમકાન્તે જાગરણ કરવાની ઇચ્છાથી કૃષ્ણકથા વાંચવા માંડી. બાલિકા ધ્યાનપૂર્વક શ્રવણ કરવા લાગી. પ્રભુના જન્મ સમયની શુભ રાત્રિ ધીમે ધીમે પસાર થવા લાગી; છેવટે રાત્રિના બે વાગે મેઘરાજાએ પૃથ્વીપર પધારી જગતને જળમય કરી મૂક્યું.

---

## પતિપરાયણ પ્રેમદા.

### ૧૫.

જ્ઞાનહિન ભમારને, સતી નારી જગે મળતી,
સેવા કરે સ્વામી તણી, પણ સુખ તેને નવ રતી.

" પ્રાણેશ્વર ! મારી એક વિનંતિ સ્વીકારશો ? " કાન્તિલાલના પત્ની ગુણવંતીએ નમ્ર સ્વરે પૂછ્યું.

" કેમ ? વળી પાછી શું કંટાળો આપવાને આવી છે ? " ખુરશી ખુરશીમાં બેશી ન્યુસપેપર વાંચવામાં મશગુલ થએલા કાન્તિલાલે પત્નીના સામે જોઇ પૂછ્યું.

" હું આપને કંટાળો આપવાને નથી આવી; પણ આપના હિતના બે શબ્દો કહેવાને આવી છું. "

" તું મારા કરતાં વધારે અક્કલવાળી ખરીને, કે જેથી તું મારૂં હિત વધારે સમજે ? ચાલ, વધારે લાયરી કર્યા વિના તારે જે કહેવું હોય તે જલ્દીથી ટુંકમાં જ પતાવી નાખ. "

"આપને ન્યાત બહાર મૂકવાની વાતો ચાલી રહી છે."

"કોને, મને? શા માટે?" કાન્તિલાલે ટટાર બેશી પૂછ્યું.

"આપણી ન્યાતના એક માણસે તમને ગઈ કાલે દારૂ પીને લડથડીઆં ખાતા જોયા હતા અને તેણે બીજાઓને જણાવ્યું હતું."

"કાંઈ ફિકર નહિ, હું પણ જોઉં છું કે કોણ સાલ્લો મને ન્યાત બહાર મૂકવાની હિમ્મત કરી શકે છે? હું મારી આબરૂને માટે એકદમ કોર્ટમાં સ્ટેપ લઈશ અને તે હરામખોરને જેલમાં પૂરાવીશ, સમજી? તું એ બાબતથી બેફિકર રહે."

"પણ પ્રભુ! આપ ઉત્તમ કુળમાં અવતાર લઈ એવું અધમ કર્મ શાને કરો છો? વ્હાલા! હું જો કે આપને કંઈ પણ કહેવાને લાયક નથી, છતાં કહું છું કે આપ તે દુષ્ટ વ્યસનનો ત્યાગ કરો. તેનાથી કંઈકનાં રાજ્યપાટ ગયાં છે. તે ચળકતા ઝેરી પ્રવાહીએ અનેક સુખી સંસારને સ્મશાનવત્ બનાવ્યા છે; અને તેણેજ આ ભાગ્યવાન ભારત દેશને ભીખારી બનાવી મૂક્યો છે. નાથ! વિચારો, હજી સમય છે; મને ભવિષ્ય ભયંકર જણાય છે. હું આપના સુખે જ સુખી છું અને દુઃખે દુઃખી છું. આપણો સંસાર વિષમય ના બનાવો."

"તે સઘળું હું સમજું છું. બોલ, તારે હવે વિશેષ કાંઈ કહેવું છે?" કાન્તિલાલે મુછોમાં હસી પૂછ્યું.

"પ્રાણનાથ! હું વિશેષ તો શું કહું? પણ આપ રાત્રિના સમયે મોડા સુધી બહાર રખડો છો; તેથી મારે ઘણું સહન કરવું પડે છે. તમારા દારૂડીયા દોસ્તો મારી પર કુટિલ નજરો ફેંકે છે. તેઓ તમારી ગેરહાજરીમાં મકાને આવી બારણાં ઠોકે છે અને ન બોલવાના શબ્દો બોલે છે."

"મારો એવો એક પણ ફ્રેન્ડ નથી કે તે એવું અઘટિત વર્તન ચલાવી શકે ?"

"જો, આપ સત્ય ન માનતા હો તો આપણા પડોશીને પૂછી જુઓ કે આજથી ત્રીજા દિવસપર બે દારૂડીઆઓએ આવીને તોફાન મચાવ્યું હતું કે નહિ ? તે બે માણસો બીજા કોઇ નહિ પણ તમે જેની દુકાનપરથી ઉધારે માલ લાવો છો, તેઓ જ હતા. મ્હેં તેમને બરાબર ઓળખ્યા હતા."

"શું તે સાલાઓ અહિં આવીને ધાંધલ કરી ગયા હતા ? ઠીક છે, હું તેમની બરાબર ખબર લઇશ અને ફરીથી એવું કંઇ પણ થાય નહિ તેની પૂરેપૂરી સંભાળ રાખીશ."

"જ્યારે આપ સઘળું સમજો છો ત્યારે એવા દુષ્ટ મિત્રોનો ત્યાગ શા માટે કરતા નથી ? પ્રાણેશ ! એવા અધમ મિત્રોની સોબત વડેજ આપના પિતાશ્રીએ મૂકેલા દ્રવ્યની પાયમાલી થઇ ગઇ છે. જુઓને, તે વખતે ખાવા-પીવાને માટે કેટલાએ આવતા હતા અને હવે તમારી દુઃખી હાલતમાં કોઈ સંભાળ લેવાને આવે છે ? નાથ ! આ સંસારમાં સાચો મિત્ર કોઈ નથી. વર્તમાન સમયના મિત્રો તો કેવળ સ્વાર્થના જ હોય છે. કોઈ પૈસાને માટે પ્રેમ બાંધે છે; તો કોઇ મિત્રની પત્નીના અભિલાષથી દોસ્તી રાખે છે. આવા સ્વાર્થમય દોસ્તો તે દોસ્તો નહિ પણ ઝેરી સર્પો છે. એવાના ત્યાગમાં જ સૌનું કલ્યાણ સમાએલું છે."

"ત્યારે શું આ દુનિયામાં કોઈ સાચ્ચો દોસ્ત જ નહિ હોય ?"

"આ ઝેરી જમાનામાં તો સત્ય મિત્ર સુભાગ્યે જ પ્રાપ્ત થઇ શકે છે. આ વિષે મ્હેં એક પુસ્તકમાં વાંચ્યું છે કે,

ઉદ્યમસેં લછમી મિલે, મિલે દ્રવ્યસેં માન,
દુર્લભ પારસ જગતમેં, મિલનો મિત સુજાન.

અર્થાત્, ઉદ્યમ કરવાથી લક્ષ્મી પ્રાપ્ત થાય છે, અને લક્ષ્મીવડે સર્વત્ર સન્માન થાય છે, પરંતુ મિત્રરૂપ પારસ મણી પ્રાપ્ત થવો દુર્લભ છે. તે ઉદ્યમ કે દ્રવ્યથી પ્રાપ્ત થતો નથી, પણ ઉત્કૃષ્ટ પુણ્યફલ શુભ પ્રારબ્ધથી જ મળે છે. ”

“ તારૂં કહેવું કવાઈટ છે. મને અનેક સ્વાર્થી મિત્રો મળ્યા અને પૈસાનું પાણી કરી પસાર થઇ ગયા; પણ પૂર્વના કોઈ શુભ સંસ્કારથી મને હાલ બે શુદ્ધ પ્રેમી મિત્રો મળી આવ્યા છે. ”

“ તે વળી કયા ? ” ગુણવંતીએ પૂછ્યું.

“ વાસુદેવપ્રસાદ અને શાન્તિલાલ. તેઓ મારા હૃદયનું દુઃખ જાણનારા છે. તેઓ મારા દિલાસા, અને શોકના વિસામા છે.”

“ શું આપ તેઓને વફાદાર મિત્રો માનો છો ?”

“ નિસંશય. ”

“ પ્રાણનાથ! આપ ભૂલો છો. તમે દશાના ચક્કરે ચઢવાથી જ્ઞાન શૂન્ય થયા છો. જે સારા મિત્રો હોય તે કદાપિ દુર્વ્યસન કરે જ નહિ અને મિત્રને કરાવે પણ નહિ. આ તમારા મિત્રો તો હદપાર દારૂપીનારા છે; પરાઇ સ્ત્રીઓ તરફ કુટિલ નજરે જોનારા છે. તે તમારા મિત્રો નથી, પણ ભયંકર રાક્ષસો છે. ”

“ બહુ સારૂં, હવે મારે વિશેષ કંઈ પણ સાંભળવું નથી. તું બહુ બુદ્ધિમતિ છે એ હું સારી રીતે જાણું છું. મારા જેવાનેતેં આવી મતભેદ વાળી વાઇફ ક્યાંથી મળી હશે ?”

" પ્રભુ ! હૃદયમાં દુઃખ ધરશો નહિ. હું બુદ્ધિહીન છું. મને ક્ષમા કરો. "

" એ તો હું ક્ષમાવાન છું તેથીજ સઘળું સહન કરી રહ્યું છું; બાકી જો બીજો કોઇ હોય તો તરત તારા જેવી મતભેદ વાળી ઇડીઅટ અબળાને કાઢી મૂકી જાહેર પેપરોમાં મનપસંદ સ્ત્રી મેળવવાની જાહેર ખબર છપાવે અને છેવટે પોતાના વિચારને અનુસરતી સુંદરી ઘરમાં લાવે. મને તારી દયા આવે છે એથી જ હું બીજી સ્ત્રી લાવવાનું યોગ્ય ધારતો નથી. વારૂં હવે મતભેદ દૂર કરી મારી એક વાત સાંભળ."

" આપની આજ્ઞા શ્રવણ કરવાને હું તૈયાર છું. "

" જો સાંભળ. આજે મારી વર્ષગાંઠ છે, તેથી મ્હેં મારા મિત્રો વાસુદેવ તથા શાન્તિલાલને આપણે ત્યાં જમવાનું આમંત્રણ કરેલું છે. માટે તું સારી રસોઇ બનાવજે અને ટેસ્ટદાર કાંદાનાં ભજીઆં બનાવવામાં વિશેષ ધ્યાન આપજે. "

" આજના શુભ પ્રસંગે કાંદાનાં ભજીઆં જમવાં એ મહા પાપ છે; પછી તો જેવી આપની મરજી. "

" અરે ગાંડી ! પાપ પૂન્યને પૂછે છે કોણ? આ જાદુઈ જમાનામાં પાપ પૂન્યતો પાતાળમાં રસાતાળે પહોંચી ગયાં છે. ખરેખર ! તું હજી અજ્ઞાન જ રહી. જો કાંદા ખાવામાં પાપ હોત તો પરમાત્મા તેને બનાવત શામાટે ? પરમેશ્વરે આ દુનિયાંમાં જે જે વસ્તુઓ પેદા કરી છે તે ફક્ત અમારા જેવા યુવકોના ઉપયોગ માટે જ. વળી વિશેષમાં તને જણાવવાનું કે અમે આજે છાંટા પાણી પણ લેવાના છીએ. માટે તું આજે કંઇ પણ ટકટકારો નહિ કરતાં અમને આનંદ કરવા દેજે. "

" અરે ! તમે આશું બોલો છો ? શું આજના શુભ દિવસે મદ્યપાન કરીને ભ્રષ્ટ થશો ?"

" જો પાછી બોલી કે ? મ્હેં તને ક્યારનુંએ જણાવી દીધું છે કે હું પાપને તો પિછાનતોજ નથી. આજના આનંદ પ્રસંગે તો દારૂ ખાસ કરીને પીવોજ જોઇએ. દારૂ તો દુનિયાંમાં આનંદનું ધામ છે; દુખીઆનો વિશ્રામ છે અને તેજ સદેહે વૈકુંઠમાં લઈ જનાર છે. તેમાં કેવા અમૂલ્ય ગુણો છે, તેની ખબર તારા જેવી ગમારને હોયજ નહિ. માટે હવે વિશેષ કંઈ પણ નહિ બોલતાં મારા કહેવા પ્રમાણે કરવાને ઝટપટ ચાલી જા."

" પ્રાણનાથ ! હદ થાય છે, ધર્મનું સત્યાનાશ વળી જાય છે. વિચારો, નાથ! વિચારો, હું આપના પગે પડુંછું." ગુણવંતીના આંખોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. પત્થર હૃદયનો પિશાચ ઉભો થઈ બોલ્યો,

" ચાલ હવે સઘળા ઢોંગ કરવાના છોડી દઈ ઉભી થા; અને રસોઈ બનાવવાને ચાલી જા."

" પ્રાણેશ ! જાઉં છું, પણ ભવિષ્યમાં થનારી ભયંકર ઉથલપાથલનું ભાન થતા કંપુછું–ધ્રુજુંછું. જરાક પ્રભુનોતો ડર રાખો ?"

" અરે પ્રભુ છે કોણ ? તારા પ્રભુને જહન્નમની ખાડીમાં ફેંકી દે. અમારો પ્રભુ તો અમારા હૃદયમાં સ્થાન લઈ જોજે કે કેવો આનંદ આપે છે." આમ કહી તે શંખ શિરોમણી પુનઃ પેપર વાંચવા લાગ્યો. તે પછી પતિત પતિના પનારે પડેલી પવિત્ર પ્રેમદા વિશેષ કંઈ નહિ બોલતાં ત્યાંથી ચાલતી થઇ. ગુણવંતી તે ખરેખર ગુણવંતીજ હતી. કાન્તિલાલ કંઇ પણ ધંધોરોજગાર કરતો નહોતો. તેણે ગુણવંતીનાં સૌભાગ્ય ભૂષણો

પણ વેચી ખાધાં હતાં. ઘરમાં અનેક વસ્તુઓની તાણ પડતી હતી. ગરીબડી ગુણવંત ઘરમાં થઇ રહેલી વસ્તુઓ લાવવાનું કહે કે તરત કાન્તિલાલ તેનીપર ગુસ્સે થઇ જતો. તે ઘણી વખત દારૂ પીને ગુણવંતીને માર પણ મારતો. પતિ તરફથી અત્યંત સંકટ સહન કરતી ગુણવંતી કોઇની આગળ પોતાનું દુઃખ જાહેર કરતી નહોતી. તે મૌનતાથી સઘળું સહન કરતી અને પોતાના ઘરનું કંઇ ઉઘાડું પડે નહિ એને માટે તે સદ્‌ગુણી સન્નારી ઘર કાર્યમાંથી સમય મેળવી ભરત ભરવાનું અને સ્ત્રીયોનાં કપડાં શીવવાનું કાર્ય કરી પૈસા મેળવતી, વળી કોઈ વખત ભરત શીવણના અભાવે કોઈ ગૃહસ્થનું અનાજ પણ દળી નાખતી. આવી રીતના એકત્ર કરેલા પૈસાથી તે પોતાનું અને કાન્તિલાલનું ગુજરાન ચલાવતી. દારૂડીઆ કાન્તિને દુનિયાંનું ભાન નહોતું; તે તો યુવાનીના મદમાં અને દારૂના ડોઝ ઉડાવવામાં ગુલતાન થઈ દિવસો પસાર કરતો હતો. હા! અફસોસ છે કે દારૂ દુનિયાંનું નિકંદન કાઢનાર છે એ સમજવા છતાં અનેક મનુષ્યો તે ઝેરી પ્રવાહીનું આનંદથી પાન કરે છે. ખરેખર તેઓ છતી આંખ્યોએ આંધળાજ હોય છે. મદિરા ભક્તને સારાસારનું ભાન મુદ્દલે હોતુંજ નથી, તેઓ તો નિરંતર મદ્યપાનમાંજ મશગુલ બની કુકર્મોમાં રચી પચી રહે છે.

યથેચ્છ મદીરા પાનથી, પાપી જનો ખૂબ રાચતા;
ખરચી કાંકરા સમ દામને, અંતે ભિખારી હા! થતા.
દારૂ તણા પીનારને, આંખે અંધાપો આવતો;
કોણ ભગિની કોણ પુત્રી, દુષ્ટ કદા ન પિછાનતો.

કુલાંગાર કાન્તિ ઉત્તમ મનુષ્યાવતાર પામી અયોગ્ય વર્તનમાં તદ્રુપ બન્યો હતો.

ગુણવંતીના ગયા પછી કાન્તિલાલ પેપર વાંચી મિત્રોના સ્વાગતને

માટે જોઇતી સામગ્રી એકત્ર કરવા લાગ્યો. આખરે તે દિવસની પૂર્ણાહુતી થઇ. સાયંકાળ થયો. વાસુદેવ અને શાન્તિલાલ મિત્રને ત્યાં જમવાને પધાર્યા. કાન્તિએ સન્માન સૂચક શબ્દોથી તેમની સાથે હાથ મેળવી ઉપર તેડી લાવી એક શૃંગારેલા રૂમમાં બેસાડ્યા. થોડીક ક્ષણ મૌનતાથી બેઠા પછી વાસુદેવે પૂછ્યું, "મી. કાન્તિલાલ! મને લાગે છે કે તમે તે દિવસની વાત તો છેકજ ભૂલી ગયા હશો?"

"કઇ વાત?" કાન્તિએ ચમકીને પૂછ્યું.

"આપણા આનંદમાં કંટકરૂપ થઇ પડતા મારા બુઢ્ઢાને સ્વર્ગસદન તરફ ગમન કરાવવાની વાત. કેમ કંઈ યાદ આવે છે કે?"

"હાજી, પણ તે દવાની શીશી તો આ શાન્તિલાલે તેના એક મિત્રને ત્યાંથી લઈ આવવાનું કહેલું છે. તે દવા મારી દવા કરતાં ઘણી તેજ છે." કાન્તિએ જણાવ્યું.

"શાન્તિ! તું હવે જલ્દીથી એ દવા લઈ આવ અને મારા બુઢ્ઢા બાપને એકદમ જહાન્નમમાં મોકલી આપ, કારણ કે તેની બુદ્ધિ પણ હવે બગડી છે; તેમ વૈરી પણ તેની શિખામણથી બુદ્ધિહિન થઈ ગઈ છે. હું ઘરમાં પગ મૂકું છું કે તરત તે બન્ને જણાં ટીકટીકારો કરવાને મંડી પડે છે અને મારા શાન્ત બ્રેઇનને અશાન્તિના મહાસાગરમાં ડુબાવે છે. હું તો હવે એ બુઢ્ઢાથી અને મારી વાઇફથી પૂરેપૂરો કંટાળ્યો છું."

"દોસ્ત! તુ આમ દિલગીર શાને થઈ જાય છે? હું હવે આવતી વખતે જરૂર પોઇઝનની શીશી લેતો આવીશ. બાઈ! તારા બુઢ્ઢાનો તો હવે ખુલાસો થઈ ગયો જ સમજજે, બસ તે પછી તારી વાઇફનો વારો આવશે." શાન્તિએ આશ્વાસન આપ્યું.

"એ તો બધું ખરૂં, પણ તું કુસુમાવતીને મેળવવાને માટે કંઈ ખટપટ કરવા માંડી છે કે નહિ?"

"તે કાર્યની પણ શરૂઆત થઈ ચૂકી છે, હું કોઇ જાણે નહિ એવી રીતે કુસુમાવતીની માને મળ્યો હતો, અને તેની આગળ તમારા ગુણ ગાવામાં કસર રાખી નહોતી. તે ઉપરાંત તમારી ઇચ્છા બીજીવાર લગ્ન કરવાની છે અને તમે કોઈ લાયક કન્યાની શોધમાં છો, એપણુ જણાવી દીધું હતું. છેવટમાં મને એટલું તો માલુમ પડી આવ્યું કે તે પુત્રીનું મન તમારી તરફ આકર્ષાયું છે ખરૂં." શાન્તિએ કહ્યું.

"દોસ્ત! જો આ કામ ફતેહમંદ રીતે પાર ઉતરશે તો હું તને અને કાન્તિને દસ-દસ હજાર રૂપિઆ પ્રેઝન્ટ આપી ખુશ કરીશ. વારૂ હવે તું ફરીથી ત્યાં કયારે જનાર છે?"

"હું આ અઠવાડીઆમાં ફરીથી ત્યાં જઇ તેને મળીશ અને તે વખતે તમારી તરફથી કુસુમાવતીને ભેટ આપવાને એકાદ દાગીનો પણ સાથે લેતો જઇશ."

"હું તને ફર્સ્ટકલાસ એક હાર આપીશ. તેની નીચે મારા ફોટા વાળું લોકિટ લટકાવેલું છે. તે હાર ખાસ કુસુમાવતીનેજ લાયક છે." વાસુદેવનું બોલવું પૂર્ણ થતાં શાન્તિ-કાન્તિ એક બીજા સામે જોઇ મૂછોમાં હસ્યા.

આવી રીતે વાતોમાં રાત્રિ પડી. કાન્તિએ લાઇટ સળગાવ્યો. તે પછી વાસુદેવે પૂછ્યું, "કેમ હવે જમવાની કેટલીવાર છે?"

"હું તપાસ કરી આવું." કહી કાન્તિ નીચે ગયો. તેના ગયા પછી વાસુદેવે આસપાસ જોઇ ધીમેથી શાન્તિ પ્રત્યે કહ્યું,

"દોસ્ત! આપણા મિત્ર કાન્તિલાલની વાઇફ આપણી તરફ તિરસ્કાર દર્શાવે છે, તે તું કંઈ જાણે છે કે?"

"હા, તે આપણને અંતઃકરણપૂર્વક ધિક્કારે છે અને કાન્તિને ખરાબ કરનારા પણ આપણેજ છીએ એમ માને છે."

" જો તારો વિચાર હોય તો હું તેનું ગુમાન ઉતારૂં ?"

" હું તમારા વિચારને પૂરેપૂરો મળતો છું. તે પતિવ્રતાની પૂંછડીને લાભ તો બતાવવો જ જોઇએ "

" ત્યારે તું આજે એક કામ કરજે. આપણે જમવા બેશીએ તે વખતે તું કહે જે કે, આપણે આજે નાટક જોવાને જવું છે. તે વખતે હું નિસાથી છેક બેફામ જેવો બની ગયો હોઉં એવો ઢોંગ કરી અહિં પડયો રહીશ. તું કાન્તિને લઈ નાટક જોવા ચાલ્યો જજે. તે પછી હું ટાઇમનો લાભ લઈશ અને તે ગુમાની ગુણવંતીનું ગુમાન ઉતારીશ. "

" આ યુક્તિ તમે ઘણીજ સારી શોધી કાઢી. એ ગુમાની..." શાન્તિ આગળ બોલે એ પહેલાં તો કાન્તિ ત્યાં આવ્યો. તેણે રસોઇ તૈયાર થયાનું સૂચવ્યું. ત્રણે જણા જમવાને તૈયાર થઈ નીચે આવ્યા. કાન્તિએ કમાડ બંધ કરી સાંકળ વાશી. કાન્તિએ પત્નીને થાળીયો તૈયાર કરવાનું કહી મિત્રો સાથે ચોકમાં ગોઠવેલા પાટલા પર સ્થાન લીધું. અને ભજીયાંની ત્રણ રકેબીઓ તૈયાર કરી દરેકની આગળ ગોઠવી. તે પછી બ્રાન્ડીની બે નાની બાટલીઓ ખોલવામાં આવી. તેમાંથી ત્રણ પ્યાલા સંપૂર્ણ ભરી તેઓએ એક બીજાની સાથે અડકાડી સૌની સલામતી ઇચ્છી મૂખે માંડી ખાલી કર્યા. થાળીયો પીરસતી ગુણવંતીની આંખ્યોમાંથી અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો. તેણે આખું ઓઢેલું હોવાથી તેનાં અશ્રુપર કોઇની દષ્ટિ પડી નહિ. પુનઃ પ્યાલા બીજીવાર ભરાયા. રકેબીઆંથી ભજીઆં ખાતા અને પ્યાલામાંથી ઘુંટડા ભરતા શયતાનોએ તે પ્યાલા પણ ખાલી કર્યા. બાદ મારાસમ, તારા સમના શબ્દોચ્ચાર સાથે પરસ્પરમાં વધુ પાવા પીવરાવવાનો આગ્રહ ચાલ્યો. કાસ્સ્થાની વાસુદેવે અને શાન્તિએ વધારે આગ્રહ કરી કાન્તિને વિશેષ પીવરાવ્યો. નિસાનો રંગ જામવા લાગ્યો. આસમાની સુલતાનીની

વાતો થવા લાગી. ગુણવંતીએ કકળતા અંતઃકરણે થાળીયો પીરશી દરેકની આગળ મૂકી. ચકચુર થએલા મિત્રો જમવા લાગ્યા. બાદ થોડી વારે શાન્તિએ કહ્યું, " બન્ધુઓ! તમે હવે આવી રીતે ઠંડા કલેજે જમવામાં કેટલો ટાઇમ ગુમાવશો ?"

" કેમ વારૂં ? " કાન્તિએ નિસાથી ચળકતી ચક્ષુઓ વડે તેના સામે જોઇ પૂછ્યું.

" આજે આપણે નાટક જોવા જવાનું છે." શાન્તિએ જણાવ્યું.

" એમ! તો ચાલો હુંતો આ જમી રહ્યો." કહી નિસાથી ડોલતો કાન્તિ હાથ મુખ ધોઈ પાટલા પર ઉભો થઇ પત્નીને કહેવા લાગ્યો, " ડીયર! હવે બીજું કામ રહેવા દઇ જલ્દીથી પાન બનાવી આપજે, અમારે નાટકમાં જવાનો ટાઇમ થયો છે." પત્નીને પાન બનાવવાનું કહી કાન્તિ મેડાપર જઇ કપડાં પહેરવા લાગ્યો. વાસુદેવ અને શાન્તિ પણ હાથમુખ ધોઇ ઉપર આવ્યા. વાસુદેવ ઉપર આવતાંજ ઢોંગ કરી એક વિરામાસન પર પડયો. તેણે આંખ્યો બંધ કરી અસ્ફુટ શબ્દો ઉચ્ચારવા માંડયા. આથી શાન્તિએ ગંભીર મુખે કાન્તિને પૂછ્યું, " ભાઇ! હવે કેમ કરીશું ? આતો ઓલરાઇટ થઇ ગયો છે. આપણે નાટક જોવા કેવી રીતે જઈ શકીશું ? "

" કેમ વારૂં ? શું તેમના વિના આપણાથી ખેલ જોવા જઇ શકાશે નહિ કે ? તું તેમના ખીસ્સામાંથી દશેક રૂપિઆ લઇ લે. વાસુદેવભાઇ ભલેને આજની રાત અહિંજ પડયા રહે."

" જેવી તારી મરજી." કહી શાન્તિ કપડાં પહેરી તૈયાર થઇ ગયો. ગુણવંતી પાન લઈ ઉપર આવી. તેણે પાનની રકેબી નીચે મૂકી જવા માંડયું, કે તરત શાન્તિએ હસીને કહ્યું " ભાભીસાહેબ ! આવી રીતે પાન મૂકી ચાલ્યાં જવાનું હશે કે ? "

"એ ધડીઅટ ! જરા આમ આવ અને જણાવ કે ત્હેં પાન નીચે કેમ મૂક્યાં ?" કાન્તિએ ગુસ્સે થઈ પૂછ્યું. ગુણવંતી ગભરાઇને ઉભી રહી. પુનઃ કાન્તિએ કહ્યું, "કેમ કંઈ સાંભળતી નથી કે ? મ્હેં મારા આ મિત્રને આાહ અપમાન ખમવાને બોલાવ્યો નથી. માટે તુ તારા હાથેજ મારા ફ્રેન્ડને પાન આપ."

ગુણવંતી ગંભીર અવાજે બોલી, "હું મારા હાથે અન્ય પુરૂષને પ્રાણાંતે પણ પાન આપનાર નથી."

"પણ આ કયાં કોઇ પરાયો માણુસ છે ? આતો મારો દિલોજાન દોસ્ત છે. જેવો હું છું તેવોજ એ છે. ગુણવંતી ! તારે મારા આ મિત્રથી લગીર પણ ભેદભાવ રાખવો જોઇએ નહિ. ચાલ તેને જલ્દીથી પાન આપી દે." દારૂડીઆએ ઠાવે એમ બોલી નાખ્યું. શાન્તિ હસવા લાગ્યો. ગુણવંતી સ્તબ્ધ બની ત્યાં ઉભી રહી. કાન્તિએ તેને પાન આપવાને ઘણી વખત કહ્યું, પણ તે તેના વિચારથી વિચલિત થઇ નહિ. આથી કાન્તિના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે ત્યાં પડેલી એક પાતળી કેઇન ઉપાડી ગુણવંતીને ઝાપટવા માંડી. પતિપરાયણ પ્રેમદા પામર પતિનો માર મુગે મૂખે સહન કરી રહી. બે ચાર સોટીયો પીઠપર પડયા પછી શાન્તિએ તેના હાથમાંથી કેઇન લઇ લીધી. ગુણવંતી અશ્રુ વરસાવતી નીચે ચાલી ગઇ. બાદ બન્નેએ પાન ખાઇ વાસુદેવને ઉંચકી ગાદીમાં સુવારી ત્યાંથી ગમન કર્યું.

---

૧૬

## કામાન્ધનું કારસ્થાન.

* જેના શિરે ભાવિ વિપદ્ ફરે છે,
નિર્ભાગી તે ભ્રષ્ટ મતિ બને છે.
ઉન્મત્ત થાએ ભૂલી સાન શુદ્ધિ,
વિનાશ કાળે વિપરીત બુદ્ધિ.

પાપાત્માઓના ગયા પછી ગુણવંતીએ નીચે આવી ખાધું ન ખાધું કરી બાકીનું ખાવાનું પડોશમાં રહેતા એક ગરીબ માણસને આપી દીધું. તે પછી તેણે જમવાની જગા સાફ કરી વાસણ માંજી નાખ્યા. વાસુદેવ ક્યારનોએ ઉપર ઉભો રહી ગૂપચૂપ તેની હિલચાલ તપાશી રહ્યો હતો. ગુણવંતી ત્વરાથી સઘળું કામ પૂરું કરી પોતાના સુવાના ઓરડામાં ગઈ. તે હમેશાં નીચેના ઓરડામાં સુઇ રહેતી હતી. તેણે અંદર જઈ પથારી પાથરી અને પછી ઓરડાનાં બારણાં બંધ કરી સાંકળ ચઢાવી પથારીમાં પડી ચોધાર અશ્રુએ રડવા લાગી. પતિનાં દુષ્ટ આચરણોથી તેનું હૃદય આકળ વિકળ થઇ જતું હતું; પણ તે શું કરે? તે કકળતા અંતઃકરણે આત્મગત્ બોલતી હતી કે, "હાય! આ જીંદગી શું આવી રીતે જ ચાલી જશે? શું મારા જેવું દુઃખ બીજી કોઇને હશે? અરેરે! મ્હેં પૂર્વ જન્મમાં એવાંતે શુંએ પાપ કર્યાં હશે કે જેથી મારે આવું અસહ્ય સંકટ સહન કરવું પડે છે? હરી, હરી, આ લલાટમાં લખાએલા દુઃખી લેખને હવે કોણ મિથ્યા કરી શકે એમ છે. હાય! મારા પ્રાણનાથની થનાર અવનતિના વિચાર આવતાં મારૂં મન કંપે છે, આ આંખ્યો ભાવિની ભયંકર વિટંબનાઓ પ્રત્યક્ષ અવલોકી રહી છે. હાય! એક વખતનું આ પવિત્ર સુખી સદન અત્યારે

* ક. ના.

પતિના પાપાચારથી નર્ક સદન જેવું બની ભૂત–પ્રેતાને રમવાના સ્થાન જેવું થઇ પડયું છે. ઓ પ્રભુ ! દયા કરો, કષ્ટની પણ અવધી હોય છે. જો આપને મારા અપવિત્ર પતિની દયા ન આવતી હોય તો મારે ખાતર, અરે આ અનાથ અબળાની દયાની ખાતર તેમની પર કૃપા દર્શાવો અને તેમને પાપાચારના પ્રચંડ કુંડમાં પડતા બચાવો. પ્રભો ! હું તેના સુખે જ સુખીછું. તે જો કે અત્યારે અજ્ઞાન દશાએ કરી પાપની વૃદ્ધિ કરી રહ્યા છે, પણ તે મારા નેત્રમણિ, શિરછત્ર છે; તેમનાથી જ મારો ઉદ્ધાર છે. શાસ્ત્રો પણ કહે છે કે સતીની ગતી પતીથી જ છે. હા ! તે મારા નાથનું કલ્યાણ કરજો. ” આવી રીતના મનોદ્ગાર કાઢતી ગુણવંતી આંખ્યો બંધ કરી પ્રભુનું રટણ કરવા લાગી. વાસુદેવ ક્યારનોએ નીચે આવી ઓરડાની બહારના એક ખૂણામાં છૂપાઇ રહી તેના ઉંઘવાના સમયની રાહ જોઇ રહ્યો હતો. તે અત્યારે પૂર્ણ નિસામાં હતો. તેના મનમાં ગુણવંતીના વિચારો જ રમણ કરી રહ્યા હતા. તેનું મન સાહસ કરવાને અધીરૂં બની રહ્યું હતું, પણ હૃદયમાં રહેલો શુદ્ધાત્મા તેના શરીરમાં કંપ અને પગમા થરથરાટ મૂકી દુષ્કર્મ કરવાની મના કરતો હતો. તે ભયથી વારંવાર પાછળ દ્રષ્ટિ કરતો હતો. રાત્રિ તેનું કાર્ય કરે જતી હતી. સર્વત્ર નિસ્તબ્ધતા વ્યાપેલી હતી. ફક્ત શ્વાનના કઠોર ધ્વનિ પાપીના પ્રબળ મનને ભયનો ભાસ આપી રહ્યા હતા. આખરે મધ્યરાત્રિ થઈ. કાન્તિલાલના રૂમમાં લટકાવેલા મોટા ઘડીઆળમાં બારના ટકોરા થયા. વાસુદેવ ચમકી મન સાથે બોલી ઉઠયો, “શું બાર વાગ્યા ? હા, એમ જ જણાય છે. શાન્તિ–કાન્તિને આવવાને હવે ફક્ત દોઢ કલાકની વાર છે, ચાલ એટલા વખતમાં એ ગુણસુંદરીની સાથે આનંદ ઉડાવી લઉં.” આવી રીતનો નિશ્ચય કરી વાસુદેવે ઓરડાના દ્વાર નજીક આવી એક નાના

બાકામાંથી અંદર જોયું, તો તેને જણાયું કે ગુણવંતી ઉંઘી ગઈ છે. ખૂણામાં કાષ્ઠની દીવીપર મૂકેલું દિવાનું કોડીયું મંદ મંદ પ્રકાશે પ્રકાશી રહ્યું છે. તે પછી તેણે બારણાંને ધીમે રહી ધકેલ્યાં. તેને અંદર સાંકળ વાસેલી જણાઇ. તત્કાળ તેણે ખમીસની બાંયો ઉંચે ચઢાવી એક બારણાને ચણીઆરામાંથી ઉતારી નાખવાનો પ્રયત્ન આરંભ્યો. વાસુદેવ શરીરે અલમસ્ત હતો. તેને બારણું ઉતારવામાં વિશેષ શ્રમ પડયો નહિ. ઘણાં વર્ષનાં જીર્ણ બારણામાંનું એક દ્વાર વાસુદેવના જોરથી ખશી ગયું. આથી બન્ને દ્વારની વચ્ચે જગા થઇ. કુકર્મિએ હાથ ઘાલી અંદરની સાંકળ ઉઘાડી નાખી. ત્યાર પછી ધીમેથી બારણાં ઉઘાડી ગુણવંતીની પથારી નજીક આવી ઉભો અને થોડીક ક્ષણ ગુણવંતીના ગૌરમુખ સામે જોઇ રહી આત્મગત્ બોલ્યો, "અહા! આ કોમળાંગી નિદ્રામાં પણ કેવી મન મોહક દેખાય છે! આની આગળ સ્વર્ગની સુંદરી પણ શરમાય એમ છે. પણ હવે આને જગાડવી શી રીતે? તે જાગીને કદાચ બૂમ પાડશે તો? ના, ના, તે એવી મૂર્ખ તો નહિ હોય કે જેથી બૂમ પાડી પોતાની અને મારી ફજેતી કરે. મારા ધારવા પ્રમાણે તે પણ તેના ધણીથી કંટાળેલી હશે. કારણ કે કાન્તિ તરફથી તેને કંઇ પણ સુખ મળતું નથી. કાન્તિ હર રોજ દારૂ પી મોડા સુધી બહાર ભટક્યા કરે છે. જુવાનીમાં સુખ ભોગવવાની દરેકને ઇચ્છા હોય, તો આ ખીલતી નવયૌવના સુખનો શી રીતે અનાદર કરી શકે? તેમાં વળી આ સુંદરી ઘણી જ શરમાળ છે. તે જોકે મનમાં કોઇની સામે પ્રેમ બાંધવાને ચાહતી હશે; પણ પ્રેમીના અભાવે તેની વૃત્તિઓને બળાત્કારે દબાવી રાખતી હશે. હું આજે તેને અવશ્ય સુખી કરી સુખી થઇશ. જો તે મારી ઇચ્છાને વગર વિલંબે સ્વિકારશે તો ભવિષ્યમાં ઘણી સુખી થશે. ચાલ, હવે ટાઇમ ગુમાવવો નિરર્થક છે." આમ વિચારી પુનઃ તે પશુએ આસપાસ દ્રષ્ટિ કરી. તેનું હૃદય

ધડકતું હતું, પગ ધ્રુજતા હતા; છતાં પણ એ પિશાચવૃત્તિનો પતિત પથારીની છેક નજીક આવી ધીમે સ્વરે બોલ્યો, "ગુણસુંદરી ?"

અર્ધ નિદ્રિત અવસ્થામાં પડેલી ગુણવંતી ચમકીને સફાળી જાગી ઉઠી અને તત્કાળ પથારીમાં બેઠી થઈ ગભરાટથી બોલી ઉઠી, "તું કોણ છે ?"

"તારો ગુલામ, તારો આજ્ઞાધિન આશક."

"હેં ! કોણ દુષ્ટ વાસુદેવ ?" ગુણવંતીએ ઉભી થઇ દીપકને સતેજ કરી પુનઃ તેની સામે જોઇ પૂછ્યું. "તમે અહિં કેમ આવ્યા છો ? શું ભાનતો ભૂલી ગયા નથી ને ?"

"સુંદરી ! ધીમેથી બોલો, કોઇ જાગી ઉઠશે. હું અત્યારે તમને સુખી કરવાને આવ્યો છું, કારણ કે હું ઘણા દિવસથી જોતો આવ્યો છું કે તમને કાન્તિ તરફથી બીલકુલ સુખ મળતું નથી. બસ આથી જ મારૂં અહિંયાં આવવું થયું છે. બોલો હવે શું વિચાર છે ?"

"અરે તમે કંઈ ભાનમાં છો કે નહિ ? તમે આ શું બોલો છો?" ગુણવંતીએ કાંપતા હૃદયે પૂછ્યું.

"સુંદરી ! હું સાચું જ કહું છું. આ દિલ તમારા ગૌરબદનથી ઘવાયું થયું છે. મનમોહિની ! હું તમારા જેવી નવયૌવના વિના દુઃખી થાઉં છું અને તમે પણ મારા જેવા પ્રેમભોક્તા વિના દુઃખી થાઓ છો. બસ હવે નદી નાવનો સંયોગ થઇ ગયો છે. મોહિની ! ગભરાશો નહિ હાં, હું ભવિષ્યમાં તમને સુવર્ણે મઢાવીશ. માટે હવે કંઇ પણ આનાકાની નહિ કરતાં રતિસ્વરૂપ ધારણ કરી આ કામદેવની પ્રેમ પૂજા સ્વિકારો."

"વાસુદેવભાઈ ! લગીર બોલતાં તો શરમાવ ?"

"પ્રિયે ! શરમતો સુંદરીઓની પાસે જ રહે છે અને તે તમારાં

જેવી યુવાનીના બહારમાં આવેલી અલબેલીઓને તેના દાબમાં દબાવી દુઃખી કરે છે; પરંતુ પ્રેમોન્મત્ત પુરૂષો તેને એક પલકવારમાંજ દૂર કરી શકે છે. હું પ્રથમથી જ જાણતો હતો કે તમે ઘણુંજ શરમાળ છો; પણ તે તમારી શરમને દૂર કરવાને આ શેવક તૈયાર છે. આવો, મારી મનહરણી! આવો અને આ હૃદય સાથે દબાઇ શાન્તિ પામો." કહી ગુલતાન બનેલા વાસુદેવે બે હાથ પહોળા કર્યા. ગુણવંતી થરથર ધ્રુજવા લાગી. આ મધ્યરાત્રિએ દારૂ પીધેલા માણસથી પોતાના શિયળનું સંરક્ષણ કેવી રીતે કરવું તેની તેને વિમાસણ થવા લાગી. "હે હરી! હવે આ પાપીને હું શી રીતે સમજાવું? તે દારૂથી દિવાનો બની કામોન્મત્ત બન્યો છે. પ્રભુ! મારી લજ્જા તમારે હાથ છે." આમ મનમાં શોચતી બાળાએ તેના સામે જોઇ કહ્યું,

"વાસુદેવભાઇ! જીભને વશમાં રાખો, હું તો તમારી બ્હેન કહેવાઉં."

વાસુદેવ ખડખડાટ હશી પડી બોલ્યો, "ના, ના, એમ ના બોલો; તમે તો મારાં પ્રાણ પ્યારી છો, મારૂં સર્વસ્વ છો. મારી દિલદાર! હવે સઘળા ચાળા જવા દો." કહી કામાંધ વાસુદેવ તેની તરફ ગયો; કે તરત ગુણવંતી દૂર ખશી રોષમય વદને બોલી,

"ખબરદાર, એટલે જ રહેજે; નહિતો પરિણામ વિપરીત આવશે. પાપીયા! તું મને તારા જેવી દુષ્ટ ધારીશ નહિ. હું તારી પાપવાસના સમજી ગઇ છું. ઓ મિત્ર પત્નીના અભિલાષી! યાદ રાખજે કે તારી પર દૈવજ રૂઠયો છે."

તેના શબ્દોએ વાસુદેવને કંઇપણ અસર કરી નહિ. તેની બુદ્ધિ બ્હેર મારી ગઇ હતી. લજ્જા શરમ તેનામાંથી જતી રહી હતી. તે જતી આંખ્યોએ અંધ થઇ પશુ તુલ્ય બન્યો હતો. તે વધારે નિર્લજ્જ

બની કહેવા લાગ્યો, " અરે ગુણવંતી ! તમે આમ એકદમ અકળાઇ શાને જાઓ છો ? હું તમને કંઈ કષ્ટ આપવાને આવ્યો નથી. હું તો તમારા કરમાઈ જતા યૌવન બગીચાને પ્રફુલ્લિત કરવાને આવ્યો છું. તમારા યૌવન્ન બાગની મઝા માણનાર કેવળ મૂર્ખ હોવાથી જ મારે આ પગલું ભરવું પડ્યું છે. સુંદરી ! જો મનને દુઃખી કરશો તો ભગવાનનાં ભયંકર અપરાધિ ગણાશો. "

" ઓ દુનિયાંના ગુન્હેગાર ! તું અત્યારે કેવું મહાપાપ કરવાને તૈયાર થયો છે એતો જરીકતો વિચાર કર ? હા ! ધિટકાર છે તારા જેવા મિત્રનું નામ ધારણ કરનારા વિષયાંધોને. ઓદુષ્ટો ! તમે ખાઓ છો એનું જ સર્વસ્વ નાશ કરો છો. બેસવાનું ડાળ કાપોછો. અરે જે કામ કટ્ટો શત્રુ પણ ન કરે તે કામ તમે મિત્ર થઇને કરોછો. હા ! જે મિત્રની પત્ની પોતાની ભગિની સમાન ગણાય, તેનીપર કુટિલ નજર ફેંકનારા તારા જેવા અધમ મિત્રોને પારાવાર ધિક્કાર છે. વાસુદેવ ! યાદ રાખજે કે તારૂં ભવિષ્ય ભયંકર છે. તારીપર કુદરત કોપશે અને તે વખતે તારે ચોધાર અશ્રુએ રડવું પડશે. માટે હજી વિચાર કર, તારી પાસે શું નથી ? તારી પાસે પુષ્કળ પૈસા છે, ઘરમાં દેવાંગના સમાન સુશિલ પત્ની છે; છતાં તેનો શામાટે ત્યાગ કરી શ્વાનની માફક ઘેરઘેર ભટકવા જાય છે? મૂર્ખા ! જ્યાં સુધી તારી પાસે પૈસા હશે, ત્યાં સુધી જ તારા સૌ કોઇ મિત્રો થશે. અત્યારે તારા જે મિત્રો કહેવાય છે; તેને તું તારા ગણવામાં ઠગાય છે. તેતો તારા પરમ શત્રુ છે, સ્વાર્થાંધ ઉંદરો છે, તારા મલિન મનના માહિતગાર તસ્કરો છે. તેઓ જતે દહાડે તારૂં સર્વસ્વ નાશ કરશે. માટે હજી સમજ અને તારા જીવનનું સાર્થક કરીલે; પણ અફસોસ ! તું યુવાનીના મદથી અને દુષ્ટ વ્યસનથી અક્કલ શૂન્ય થઈ ગયો છે. તારામાં વિચાર શક્તિ જ ક્યાં છે ? વાસુદેવ ! આ મિત્ર પત્નીપર

તરાપ મારનારા સંકેત તસ્કર ! સમજ, તારૂં આયુષ્ય પાણીના રેલાની માફક વહી જાય છે. હજી પણ એક વખત કહું છું કે તું આવાં અધમ કૃત્ય કરવાનાં છોડી દઈ તારી પવિત્ર પત્નીને સુખી કર, સઘળા દુષ્ટ મિત્રોને દૂર કર. તને પરમાત્માએ લક્ષ્મીવાન બનાવ્યો છે; તે લક્ષ્મીનો સારે રસ્તે વ્યય કર. તું........" ગુણવંતીને વિશેષ બોલતી અટકાવી દારૂડીયો એકાએક બોલી ઉઠયો,

"ઓ પ્રિયપંડિતા! તારૂં લેક્ચર હવે બંધ કર. તારા કહેવાની મને કંઇ પણ અસર થનાર નથી. અમે ભવિષ્યને માનનારા નથી. અમેતો સુખ વૈભવ ભોગવવાનેજ જન્મ્યા છીએ. સુંદરી ! તારૂં જ્ઞાન હવે બાજુપર રહેવા દઈ અત્યારે પ્રાપ્ત થએલા આ અમૂલ્ય સમયનું સાર્થક કરી મારી સાથે સ્વર્ગિય સુખ ભોગવીશે. જેમ જેમ વખત જાય છે, તેમ મારૂં ચિત્ત વધારે ચકડોળે ચઢતું જાયછે, આ તારી પલકારા મારતી કામણગારી ચક્ષુઓથી મારૂં કલેજું કટકા થઇ જાય છે.

લલના લલીતા મદભરી, નવ ક્રોધ અંતરમાં ધરો,
અધરોષ્ટ તણું ચુંબન દઈ, પ્રેમિ પુજક પાવન કરો;
દિલદાર દયાળુ દિલ થઈ, અંતર તણી પીડા હરો,
રસ ભર્યું યૌવન્ન તમારૂં, આ પ્રેમિને અર્પણ કરો."

વાસુદેવ ફાવે એમ બકી પુનઃ ગુણવંતી નજીક ગયો. ગુણવંતીની આંખો લાલચોળ બની ગઇ. તે કર્કશ સ્વરે બોલી ઉઠી, "ઓ નરપશુ' દૂર રહેજે. જો તારા કલુષિત હાથનો મારા શરીરે જરીક પણ સ્પર્શ થયો તો તારૂં આવી જ બન્યું સમજજે."

વાસુદેવ દૂર ઉભો રહી બોલ્યો, " તું મને શામાટે નિરાશ કર છે ? સુંદરી ! માન, હું તને સુખી કરી મારૂં સર્વસ્વ અર્પણ કરીશ."

" તારા સુખની હું લગીર પણ ઇચ્છા રાખતી નથી. દુષ્ટ ! તારા પૈસામાં પૂળો મૂક. આ ગરીબ ઘર મારે સ્વર્ગ સદન જેવું છે." ગુણવંતીએ જણાવ્યું.

" ગુણવંતી ! હું જેમ નરમાશ વાપરતો જાઉં છું, તેમ તું વધારે છકીલી બનતી જાય છે, પણ યાદ રાખજે કે હું તને અત્યારે છોડનાર નથી. હું ગમે એ પ્રકારે મારી ઇચ્છાને પૂર્ણ કરીશ. તું અત્યારે મારા દાવમાં છે, તારો ધણી પણ મારો તાબેદાર છે. માટે જો સીધી રીતે માનીશ તો સુખી થઇશ, નહિ તો જીંદગીભર દુઃખથી રડયા કરીશ. ગુણવંતી ! તું એમ ના સમજતી કે હું અત્યારે ખૂબ પીધેલો છું, મારૂં દિલ સાબુત છે; અને તેથી જ તારીપર ધસારો કર્યા વિના તને સમજાવી રહ્યો છું. માટે હવે વિશેષ કંઈ પણ નહિ બોલતાં હસ્તે મુખડે મારી વૃત્તિને શરણ થઇજા."

" જ્યાં સુધી આ પ્રાણ છે ત્યાંસુધી તારી ઇચ્છા વ્યર્થ છે. એ પિશાચરાજ! સમજ, હજી પણ કહું છું કે સમજ. તારાં દુષ્ટ કૃત્યો જોઇ આ રાત્રિ કાળ સ્વરૂપ ધારણ કરતી જાય છે, આ દીપક પ્રભુના દરબારમાં તારાં કાળાં કૃત્યો જાહેર કરવાને જવાની તૈયારી કરી રહ્યો છે. પાપી! તને ઇશ્વરના દરબારમાં જવાબ આપવા ભારે થઇ પડશે."

"સુંદરી! મને પાપ પુન્યની કે પ્રભુની બીલકુલ પરવાહ છેજ નહિ.

કોણે કર્યા છે પાપ પુન્યો, વૃથા તુજ બકવાદ છે,
મડે પોબાર દાવ જેના, તે સુખી થનાર છે;
નથી સમજતો હું ન્યાય કે અન્યાય કેરા શબ્દને,
માટે મધુરી માન મૂકી, ભેટ આ દિલદારને."

તેના આવી રીતના નિર્લજ્જ શબ્દો સાંભળી ગુણવંતી નિમા-

સણુમાં પડી આત્મગત્ વિચારવા લાગી કે, " અરેરે ! હવે આ પાપ સંકટમાંથી શી રીતે છૂટવું ? આ દુષ્ટને અત્યારે સારાસારનું ભાન મુદ્દલે છેજ નહિ. હે હરી! તમે આવા નામબોળુ નરાધમોને પૃથ્વીપર શામાટે પેદા કરો છો ? અરે તેમનો તો તેમની માતાઓના ઉદરમાં જ નાશ થવો જોઇએ. હાય ! આ નરપિશાચના પંજામાંથી મારૂં અત્યારે કોણ રક્ષણ કરશે ?" ગુણવંતીએ સજળ નયને ફરીથી તે દુષ્ટને સમજાવવાનો પ્રયત્ન આરંભ્યો. " વાસુદેવ ! આવી રીતે વર્તવું એ તારા જેવા શ્રીમંતને યોગ્ય નથી. તારા પવિત્ર મુખમાંથી આવાં કટુવચનો કદાપિ નીકળવાં જોઇએ જ નહિ. વાસુદેવ! ભાઇ ! તારા ચકડોળે ચઢેલા મનને શાન્ત કર. દુષ્ટ કર્મ કરાવનારૂં મન ભયંકર કર્મ કર્યા પછી પુષ્કળ પસ્તાવો કરાવે છે. બંધુ ! વિનાશકાળે વિપરીત થતી બુદ્ધિને એટલેથી અટકાવી આ તારી ગરીબડી બ્હેન પ્રત્યે દયા દર્શાવ. હું તારા પગમાં પડું છું. " આમ બોલતી ગુણવંતી તેની આગળ ઘુંટણીએ પડી. વાસુદેવ ખડખડાટ હશી પડી બોલ્યો, " ગુણસુંદરી ! હું એવો મૂર્ખ નથી કે આ એકાન્ત સ્થળે હાથમાં આવેલી રંભાનો ત્યાગ કરૂં. હું તો આ પળેજ તને આ હૃદય સાથે દબાવી તારા ગુસે ગુલાબી ગાલનું અમૃતપાન કરીશ. માટે મારાં રતીસુંદરી ! ટુંકામાં સમજી જઈ મારી પાસે આવો. " કહી પુનઃ વાસુદેવ તેની નજીક ગયો. ગુણવંતીના શરીરમાં ક્રોધનો આવિર્ભાવ થયો. તે મોટા અવાજે બોલી ઉઠી, "બસ, હવે હું સમજી ગઈ છું કે કાળના સપાટામાં તું પરી પૂર્ણ ફસાઇ ચૂક્યો છે. તું મહાન પાપી છે. નરાધમ ! તું જ્યારે મત્યુના મુખ સમિપે જશે ત્યારે તું દારૂણ દુઃખથી રીબાશે અને મરણ પછી યમરાજના મારથી તારૂં પાપી હૃદય ચૂર્ણ–વિચુર્ણ થઇ જશે, બસ ત્યારે–હા ત્યારેજ તને કરેલાં દુષ્કર્મનો પુષ્કળ પશ્ચાતાપ થશે. "

"મને તે વખતના પશ્ચાતાપની બીલકુલ પરવાહ છેજ નહિ. બોલ તારે રાજીખુશીથી માનવું છે કે નહિ ?" વાસુદેવે ગુસ્સે થઈ પૂછ્યું.

"ના, તારાથી થાય એ કરીલે." ગુણવંતીએ હિમ્મતથી જવાબ આપ્યો.

"બસ આજ વિચાર ?"

"હા, હા, ઓ ભગવાનના ભયંકર ગુન્હેગાર ! મારો છેવટનો એજ વિચાર."

"હુ આ પળેજ તને વળગી પડી તારીપર બળાત્કાર કરીશ."

"હુ પણ તે પળે મારાથી બનતા પ્રકારે મારો બચાવ કરીશ અને મોટેથી બૂમો પાડી આ મહોલ્લાના પડોશીયોને મારી મદદે બોલાવીશ."

"ત્યારે ત્હેં અત્યાર સુધી તારી મદદે કેમ કોઇને બોલાવ્યું નહિ ?"

"ફક્ત તારી આબરૂ અને મારા ઘરની લજ્જા બચાવવાની જ ખાતર."

"એમ ! તો હું પણ જોઉં છું કે કોણ છે તારી મદદે આવનાર ?"

"કૃપાળુ કિરતાર છે મારો મદદગાર."

"એમ, ત્યારે તું હવે એકદમ બની જા મારી દિલદાર." કહી કુટિલ વાસુદેવ તેની તરફ ધસ્યો. તરત ગુણવંતીએ સમય સૂચકતા વાપરી દિવાની કાષ્ટની દીવી ઉપાડી તેના શરીર પર ઝાપટી. દીપકનું કોડીયું નીચે પડી ગયું. દિવો ગુલ થયો. ઓરડામાં અંધકાર પ્રસરાયો. વાસુદેવ બે હાથ પહોળા કરી અંધકારમાં આમતેમ જવા લાગ્યો. ગુણવંતી તેને દીવીના પ્રહાર કરતી ઓરડાનાં બારણાં ઉઘાડી ચોકમાં દોડી આવી મોટેથી બૂમો પાડવા લાગી.

વાસુદેવ પણ તેની પાછળ ચોકમાં દોડી આવ્યો, ગુણવંતી દીવીના ઉપરા ઉપરી પ્રહાર કરતી અને બૂમે બૂમ પાડતી આમ તેમ દોડવા લાગી. મધ્યરાત્રિએ તોફાન મચી રહ્યું. દીવીના પ્રહારથી વાસુદેવે પહેરેલા જાકીટના ખીસ્સામાંના સુવર્ણ ઘડીઆળના ચૂરેચૂરા થઈ ગયા. દીપક મુકવાની દીવીએ તેનાં સ્વચ્છ કડકડતાં કપડાંને તેલના ડાઘા પાડયા. ઘરમાં મચી રહેલા ધમસાણથી મહોલ્લાનાં લોકો પણ જાગી ઉઠયાં, અને પોતપોતાના ઘરમાંથી બહાર નીકળી કાન્તિના ઘર આગળ એકત્ર થયાં. તેમાંના બે માણસોએ ઘરનાં દ્વાર ઉઘાડયાં. લોકોનું ટોળું અંદર પ્રવેશ્યું. કેટલાકના હાથમાં ફાનસો હતાં. અંધકાર વાળા મકાનમાં પ્રકાશ પથરાયો. લોકોએ અદ્ભુત રંગ નિહાળ્યો. લોકોને જોઇ ગુણવંતીએ દીવી ફેંકી દઇ મોટેથી રડી દીધું. વાસુદેવના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે આવનાર લોકોને ધમકી આપવા માંડી. લોકો તેને ઓળખી ધિક્કારનો વરસાદ વરસાવવા લાગ્યા. આથી દારૂડીઆ વાસુદેવે ત્યાં એક ખૂણામાં પડેલો એક જાડો ડંડો ઉપાડયો. આ અરસ્સામાં એકાએક કુસુમકાન્ત અને સ્વામી રામાનંદ ત્યાં આવી ચઢયા. તેઓ આજે રાત્રે તેમના સ્નેહિ ડોકટર સુધાકરને ત્યાં હરદાસની કથા હોવાથી ગયા હતા અને ત્યાંથી નિવૃત્ત થઈ આશ્રમ તરફ જતા હતા. તેમની આગળ હાથમાં ફાનસ પકડી અને બગલમાં જાડો ડંડો મારી એક મુસલમાન યુવક ચાલતો હતો. તેનું નામ બુલબુલખાન હતું. તે કુસુમકાન્તને મોટાભાઇ સમાન ગણી આશ્રમમાં રહેતો હતો અને આશ્રમની રક્ષા ઉપરાંત બાળકોને શારિરીક શિક્ષણ આપતો હતો. તે ગોરવર્ણનો યુવાન તેના મજબુત બાંધાથી પહેલવાન જેવો જણાતો હતો. આ ત્રિપુટી લોકોના ટોળા આગળ આવી ઉભી રહી. કુસુમકાન્તે આગળ વધી તોફાનનું કારણ પૂછ્યું. એક માણસે ટુંકાણમાં સઘળી બીના

જણાવી દીધી. કુસુમકાન્ત સ્વામિજીને ત્યાં ઉભા રહેવાનું કહી બુલબુલ-ખાનને સાથે લઇ મકાનમાં પ્રવેશ્યો. તેને અંદર આવેલો જોતાંજ વાસુદેવે ડંડો ઉંચો કરી મોટેથી પુછ્યું, "અંદર કેમ આવો છો?"

"શું આ મકાનનો માલીક તું જ છે?" કુસુમકાન્તે ગંભીર મુખે પૂછયું.

"ના." વાસુદેવે જવાબ વાળ્યો.

"ત્યારે તું પોતેજ આ માલિક વિનાના ઘરમાં કેમ ઉભો છે અને આ નિરાધાર અબળાને શામાટે સંતાપી રહ્યો છે?" કુસુમકાન્તે કડક સ્વરે પૂછયું.

"આ મારા મિત્રનું ઘર છે. તે મને સોંપી નાટક જોવાને ગએલો છે. તે..." વાસુદેવ વધુ બોલે એ પહેલાંતો ગુણવંતી કુસુમ-કાન્તની નજીક દોડી આવી ગળગળે સાદે બોલી ઉઠી, "ઓ ધર્મબંધુ! આ પાપી અત્યારે કેવળ અસત્ય વદે છે. તેણે આજે પુષ્કળ મદિરાપાન કરેલું છે અને મને ત્રાસ આપવાના ઇરાદાથી જ તે અત્રે બેશુદ્ધિનો ઢોંગ કરીને રહેલો છે."

કુસુમકાન્તે ગુણવંતીને શાન્તિ આપી વાસુદેવ પ્રત્યે કહેવા માંડયું, "વાસુદેવ! જો કે તું સમજતો હોઇશ કે મને કોઇ ઓળખતું નથી; પણ હું તને અને તારાં પાપી કૃત્યોને સારી રીતે જાણું છું. તેં ઉત્તમ કુળમાં અવતાર લઇ તારૂં જીવન રદ કર્યું છે. ઓ મિત્રપત્નીના અભિ-લાષી! તને કરોડો વાર ધિક્કાર છે."

વાસુદેવ કુસુમકાન્તને ઓળખી ગભરાયો અને પછી પોતાનો બચાવ કરવાને તેની બુદ્ધિ પ્રમાણે કહેવા લાગ્યો, "મી. તમે એકદમ વગર વિચારે મારા માટે આવા શબ્દો વાપરો એ સારૂં નહિ. આ સ્ત્રી જો કે મારા મિત્રની પત્ની છે; પણ મહા તાલિમબાજ છે. મારો મિત્ર

પણ તેનાથી કંટાળેલો છે. આ સ્ત્રી મારા પુશ્કળ પૈસા ખાઈ ગઇ છે. તેણે જાતેજ મને આજે અહિં બોલાવી ઢોંગ કરી મડયા રહેવાનું સૂચવ્યું હતું. મ્હેં તેના સૂચન મુજબ અહિં આવી તેના ધણી સાથે જરીક દારૂ પીધો. બાદ તેનો પતિ અને મારો એક બીજો મિત્ર મને બેશુદ્ધ ધારી ડ્રામા જોવાને ચાલ્યા ગયા. છેવટે હું ઉંઘી ગયો. એ તકનો લાભ લઈ આ સ્ત્રીએ મારા ગજવામાંથી પાંચસો રૂપીઆની નોટો અને મારા ગળામાંથી હિરાકંઠી કાઢી લીધી, પણ પછી જાગૃત થતાંજ મારી ગૂમ થએલી વસ્તુઓની મને ખબર પડી. મ્હેં આને જગાડી પૂછવા માંડયું; પણ તેણે જવાબ આપવાને બદલે મોટા મોટા ઘાંટા પાડી મહેલ્લાના લોકોને જગાડી અહિં એકઠા કર્યા."

વાસુદેવનું બોલવું પૂરૂં થતાંજ બહારથી એક માણસ બોલી ઉઠયો, "એ દારૂડીયો તદ્દન જુઠું બોલે છે. ગુણવંતી પવિત્ર બાળા છે, એની સાક્ષી આપવાને આખો મહેલ્લો તૈયાર છે. તે પવિત્ર પ્રેમદા તેના કમનશિબેજ દારૂડીઆ કંથને પનારે પડેલી છે."

કુસુમકાન્તે ગુણવંતી સામે જોયું. તે બીચારી હજી પણ રડતી હતી. તેણે રડતે અવાજે વિગતવાર વાત કહી સંભળાવી ઉતારી નાખેલા હારને હાથ લાંબો કરી બતાવ્યું.

કુસુમકાન્તે તેને આશ્વાસન આપી વાસુદેવ પ્રત્યે કહ્યું, "વાસુદેવ! હવે તારો શું વિચાર છે?"

"મારો માલ એની પાસેથી અપાવો." વાસુદેવે કહ્યું.

"મૂર્ખ! વિશેષ અસત્ય બોલ્યા વિના તું એકદમ અત્રેથી નીકળી તારા મકાને ચાલ્યો જા." કુસુમકાન્તે ગુસ્સે થઇ કહ્યું.

"હું મારા ફ્રેન્ડના આવ્યા સિવાય અહિંથી જનાર નથી."

"મારે તને નિરૂપાયે જોરજુલમથી બહાર કાઢી મૂકવો પડશે."

" તે પહેલાં તમે મને જણાઓ કે તમે કોની પરમીશનથી આ મકાનમાં આવ્યા છો ? "

કુસુમકાન્ત તેને જવાબ આપે તે પહેલાં તો રાતોપીળો થઈ ગએલો બુલબુલખાન ગર્જી ઉઠયો, " અય હરામી ! અબ તેરી નાપાક જબાનકુ રોકદે અને જલ્દ યાંસે નીકલ જા, નહિ તો એ ડંડા તેરી ખોપરી તોડ ડાલેગા. "

" હું તમારા ડરાવ્યાથી ડરનાર નથી. કુસુમકાન્ત ! યાદ રાખજે કે મને સતાવવાથી સાર નહિ નીકળે. "

" તું શું કરીશ ? "

" હું તને ખરાબખસ્ત કરીશ. સમજી લેજે કે આ એક ઝેરી કાળો નાગ છે, તે તને ભવિષ્યમાં ભયંકર રીતે ડસશે. "

" એ ઘાસ્લેટ ! કયા બક રહા હય ? એકદમ ચૂપ હો જા અને યાંસે જલ્દ નીકલ જા. તુજ જયસા શયતાનકે ઠહરનેસે યાંકી જમી કાંપ રહી હય. જા, ચલા જા. જાતા હૈ યા નહી ? " બુલબુલખાને તેનું કાંડું પકડી પૂછ્યું. વાસુદેવ બુલબુલખાનની ભયંકર મુખમુદ્રા જોઈ ગભરાયો. તેણે ધીમે અવાજે કહ્યું, " હું જાઉં છું પણ મારાં બીજાં કપડાં છે તે તો પહેરવા દે. "

કુસુમકાન્તે ગુણવંતીને કહ્યું, " બ્હેન ! આ અધર્મીનાં કપડાં જ્યાં પડયાં હોય ત્યાંથી લાવી આપો. "

ગુણવંતીએ મેડાપર જઇ તેનાં કપડાં લાવી આપ્યાં. વાસુદેવ કોટ ટોપી પહેરી વગર વિલંબે ત્યાંથી નીકળી પસાર થયો. લોકોએ તેને જોઈ મહુડી, દારૂડીયો, ઘાસ્લેટીયો વગેરે કહી બૂમો પાડી. તેના ગયા પછી લોકો મકાનમાં આવ્યાં અને ગુણવંતીને દિલાસો દેવા લાગ્યાં.

બે વૃદ્ધ માણસોએ કુસુમકાન્ત અને સ્વામિજી સમક્ષ ગુણુવંતીના ગૃહ-સંસારની અથઇતિ વાર્તા કહી સંભળાવી. દેશભક્તોનાં હૃદય દયાથી પીગળ્યા. તેમણે ગુણુવંતીની પ્રશંસા કરી. તે પછી રામાનંદે ત્યાં એકત્ર થએલા માણસો પ્રત્યે કહ્યું, "ભાઇઓ! અજ્ઞાનતાના પરિણામે જ આવાં ભયંકર કારણો ઉપસ્થિત થાય છે. હા! ક્યાં આ દેવબાળા અને ક્યાં તેનો દારૂડીયો ભર્તાર! અજ્ઞાન માતા પિતાને લીધે જ આ બાળાનું જીવન ઝેર જેવું થઈ પડયું છે. બંધુઓ! તમે પણ આ દ્રષ્ટાંતથી સમજજો અને પોતાનાં સંતાનોને પરણાવ્યાં પહેલાં ખૂબ વિચાર કરજો. હાય! આ ગરીબડી ગાય જેવી બાળાના હૃદયમાંથી અત્યારે કેવા નિઃશ્વાસ નીકળતા હશે? સ્વામીજી શોકસમૂહમાં ડૂબી ગયા. કુસુમકાન્તે લોકો પ્રત્યે કહ્યું, "ભાઇઓ! હવે અમે જઇએ છીએ; અને અત્રેથી જતાં પહેલાં હું તમને જણાવું છું કે તમે આ ભારતભૂમિના દેવપુત્રો છો, દેવના હૃદયમાં દયાનોજ વાસ હોય છે. દેવ પોતે સંકટ સહન કરીને પણ બીજાનું કલ્યાણ કરે છે. તે પ્રમાણે તમે પરસ્પરનું કલ્યાણ કરી તમારા દેવસ્વરૂપને દિપાવજો. ભાઇઓ! આ નિરાધાર બાળા હવે તમારા રક્ષણમાં છે. તમે તેને સુખી કરવાના પ્રયત્નો કરજો અને અમારી તરફની કંઈ પણ જરૂર પડે તો નદી કિનારે આવેલા શાન્તિ સ્થળમાં ચાલ્યા આવજો. તે દુઃખીયાંનું વિશ્રામ સ્થાન છે." આટલું કહી કુસુમકાન્તે ગુણુવંતીને કહ્યું. "બ્હેન! તું સમજુ છે, શાણી છે, સદગુણી છે. તને વિશેષ કહેવા જેવું કાંઈ નથી, છતાં કહું છું કે આ સંસાર દુઃખનો દરીયો છે; તેમાં સંતોષ એજ પરમ સુખ છે. તારે પ્રભુપર વિશ્વાસ રાખી પડયું પાનું સુધારવાનું છે. પરમકૃપાળુ પરમાત્મા તારા સત્યથી પ્રસન્ન થઈ અંતે તારૂં કલ્યાણ કરશે. બ્હેન! મારો આશિર્વાદ પણ એજ છે."

ગુણવંતીએ સજ્જનયને તેમને પ્રણામ કર્યા. તે મુખથી કંઈ પણ બોલી શકી નહિ. કુસુમકાન્તે સ્વામિજી સાથે ત્યાંથી પ્રયાણ કર્યું. ગુલ-ગુલખાન મનમાં વાસુદેવને ગાળો ભાંડતો ફાનસ પકડી આગળ ચાલવા લાગ્યો. ગુણવંતીના ઘરમાં બેઠેલા માણસો પણ ધીમે ધીમે વેરાવા લાગ્યા. એવામાં જ શાન્તિ અને કાન્તિ નાટક જોઇ ઘેર આવ્યા. પતિને જોતાં જ ગુણવંતીએ મોટેથી રડી દીધું. કાન્તિએ તેને રડવાનું કારણ પૂછ્યું. ગુણવંતી બોલી શકી નહી. કાન્તિએ ત્યાં બેશી રહેલા એ માણ-સોને પૂછ્યું. તેમણે સઘળી વાત તેને જણાવી. વાસુદેવ આવો ભયંકર કુટિલ માણસ હશે એવું કાન્તિ સ્વપ્ને પણ ધારતો નહોતો. તેણે મન સાથે વાસુદેવને બદલો આપવાનો નિશ્ચય કરી ક્રોધમય વદને શાન્તિ સામે જોયું. શાન્તિ સમય વર્તી તેને સમજાવી રજા લઈ પોતાને ઘેર જવા રસ્તે પડયો. ગુણવંતીએ અત્યંત કલ્પાંત કર્યું. કાન્તિએ પત્નીને આશ્વાસન આપી કપડાં બદલ્યાં. ગુણવંતી કમાડ બંધ કરી ઉપર આવી. પતી–પત્ની એકઠાં મળી આજે ઘણા દિવસે એક બીજાની આગળ હૃદયની વાતો કરવા લાગ્યાં, અને વાતોને અંતે પાછલી રાત્રિએ નિદ્રાની સુખદ છાયામાં પડી દુઃખદ બનાવ ભૂલી ગયાં.



૧૫.

## પ્રેમની પરિસીમા.

* દેખાય ના નજરે કદી, શ્રવણે કદી સુણાય ના,
લાખો રૂપૈયા ખર્ચે કરતાં, પ્રાપ્ત પણ જે થાય ના;
ત્રૈલોક્યનું પણ રાજ્ય, જેની આગળે નકી ફુલ છે,
પૃથ્વી વિશે તે પ્રેમ રૂપી, ચીજ કંઈ બે મૂલ છે.

આજે સમસ્ત સંસારમાં આનંદમય મનાતી શરદપૂર્ણિમાની રાત્રિ હતી. પ્રથમ પ્રહરનો સમય હતો. શશિકાન્તની શિતળ રશ્મિઓમાંથી ઝરતો અમૃતશ્રાવ પૃથિવી પર રેલાતો હતો. સર્વત્ર સ્વચ્છ ચંદ્રિકા છવાઇ રહી હતી. આ સમયે વિબુધરાયના ભવ્ય મહાલયની ઉપર આવેલા ખુલ્લા ધાબામાં કુસુમાવતી ઉભી રહી ચંદ્રિકા અવલોકી રહી હતી. તેના પિતા વિબુધરાય કાર્ય પરત્વે થોડાક દિવસથી મુંબાઇ સિધાવ્યા હતા. તેની માતા તાવ આવવાથી સુઇ રહી હતી, નોકરચાકરો કામકાજથી પરવારી મકાનની આગળના ખુલ્લા ચોગાનમાં બેશી વાર્તાવિનોદ કરી રહ્યા હતા. ધવલ ચંદ્રિકામાં ઉભી રહેલી કુસુમાવતીના ગૌર મુખપર આ સમયે અપૂર્વ તેજ પ્રકાશતું હતું. તેના કમળ નાળસમ સુકોમળ કરમાં ધારણ કરેલી હિરાજડિત્ર બંગડીઓ પર ચંદ્રનો પ્રકાશ પડવાથી વિજળીની માફક ઝબકારા મારી રહી હતી. તેણે તેના કર્ણમાં ધારણ કરેલાં પાણીદાર નીલમનાં એરીંગ પણ પ્રતિપળે ચળકાટ મારી કુસુમાવતીના સૌન્દર્યની વિશેષ વૃદ્ધિ કરી રહ્યાં હતાં. એ કમળનયની કુમારિકા આ રમ્ય સમયે અલૌકિક ભાસતી હતી. ચંદ્રિકા અવલોકતી બાળાના હૃદયમાં પણ આજે અવનવા પ્રકારનું કુતુહલ મચી રહ્યું હતું, તેનું મન સંકલ્પ વિકલ્પના પ્રવાહમાં પડ્યું હોય એમ

---

* વાર્તાવારીધી.

તેની મુખમુદ્રાપરથી જણાઈ આવતું હતું. તેનું હસતું વદન આજે ગંભીર જણાતું હતું. આ આનંદમયી બાળાના હૃદયમાં શાની વિચારમાળા ચાલી રહી હશે? શું ખબર પડે. એતો તેનું મન જાણે. પણ હમણાં જે હશે તે જણાશે. કુસુમાવતી લગભગ અર્ધા કલાક સુધી ત્યાં ઉભી રહી. એવામાં તેને નીચેથી કોઇનો મધુરો અવાજ સંભળાયો કે, "કુસુમાવતી! ક્યાં છો?"

અવાજ પરિચીત હતો. એ અવાજે તેના વિચારવશ હૃદયમાં આનંદપ્રવાહ રેલાવ્યો. તે તત્કાળ નીચે ઉતરી આવી. તેણે કુસુમકાન્તને ત્યાં ઉભેલો જોયો. તેને જોઈ કોઇ દિવસ નહિ ને આજે કુસુમાવતીના ગૌર મુખપર શરમના શેરડા પડેલા જણાવ્યા. તેની ચપળ ચક્ષુઓ પૃથ્વી તરફ વળી. આવો પ્રકાર નિહાળી કુસુમકાન્તના આશ્ચર્યનો કંઇ પાર રહ્યો નહિ. તેણે મૃદુ અવાજે પૂછ્યું, "કુસુમ! આજે શરીર અસ્વસ્થ છે કે શું?"

"નાજી, એવું તો કાંઇએ નથી; પણ હૃદય અત્યારે કંઇક નવીન પ્રકારના વિચારોને વશ થએલું છે."

"ત્યારે હવે આપણે કાર્ય શરૂ કરીશું?"

"ના, આજે તો તમે મારી સાથે ઉપરના ધાબામાં પધારો, ત્યાં રૂપેરી ચંદ્રિકા પથરાઇ રહી છે." કહી કુસુમાવતીએ બૂમ મારી નીચેથી એક સેવકને ઉપર બોલાવી ધાબામાં બે ખુરશીઓ મૂકી આવવાને કહ્યું. નોકર ઉપરના ભાગમાં ખુરશીઓ મૂકી આવી નીચે ચાલ્યો ગયો. તે પછી કુસુમાવતીએ નજીકના એક ટેબલપર પડેલા ચાંદીના પાત્રમાંથી સર્કરાયુક્ત દુધમાં પલાળેલા પઉંઆ કે જે ચંદ્રમાને નૈવેદ્ય તરીકે ધરાવેલા હતા; તેમાંથી ચમચો ભરી પ્રેમમયી બાલિકાએ

સસ્નેહે કુસુમકાન્ત સામે જોઇ કહ્યું, " આ શશીકાન્ત ભગવાનના પ્રસાદનો સ્વિકાર કરશો કે ? "

" હા, ઘણી ખુશીથી, લાવો." કહી કુસુમકાન્તે હાથ લાંબો કર્યો. કુસુમાવતીએ પ્રસાદ આપ્યો. કુસુમકાન્તે પ્રસાદને મુખમાં સ્થાન આપ્યું. કુસુમાવતીએ જળ લાવી તેના હાથ ધોવરાવ્યા. તે પછી તેણે કહ્યું, " કેમ હવે ઉપર ચાલીશું કે ? "

કુસુમકાન્ત સ્હેજ વિચારમાં પડી બોલ્યો, " તમારી ઇચ્છા પ્રમાણે વર્તવાને હું તૈયાર છું, ચાલો."

કુસુમાવતી આગળ ચાલી. ઉભય ધાબામાં આવી ખુરશીઓમાં બેઠાં. ચંદ્રિકા ખીલી રહી હતી. શીતળ પવન આવતો હતો. સમય સુરમ્ય જણાતો હતો. કુસુમકાન્તે થોડીકવાર ચંદ્રમા સામે નિહાળી કુસુમાવતી પ્રત્યે કહ્યું, " કુસુમ ! આ સુરમ્ય રજની અત્યારે કંઇક ઓરજ આનંદ આપી રહી છે."

" હાજી, આ શરદપૂર્ણિમાની રાત્રિએ જ શ્રીકૃષ્ણ ભગવાને પોતા પ્રત્યેની પ્રેમભક્તિમાં તન્મય થએલી વ્રજવનિતાઓને રાસ રમાડી સ્વર્ગિય સુખ આપ્યું હતું. ધન્ય છે તેમની પ્રેમલક્ષણા ભક્તિને." આટલું બોલી કુસુમાવતીએ કુસુમકાન્ત સામે જોઈ હસી દીધું. કુસુમકાન્તને તેનું હાસ્ય નિરાળુ જણાયું. તેણે ગંભીરતાથી કહ્યું. " એ વ્રજવનિતાઓની પ્રેમભક્તિ અપૂર્વ હતી અને તે ભક્તિના પ્રભાવેજ તેઓ આ દુસ્તર સંસારમાંથી વિમૂક્ત થઇ હતી."

" ત્યારે પ્રેમના પ્રેરક પરમાત્મા છે એતો આપ કબુલ કરો છોને?" કુસુમાવતીએ મંદહાસ્ય કરી પૂછ્યું.

" હા, પણ આ પ્રશ્નની અત્યારે કંઇ અગત્ય નથી."

" કારણ ? "

"સમય અને સ્થળ જોતાં આ ચર્ચા વિશેષ ચલાવવી એ તમારા અને મારા માટે ઇષ્ટ નથી."

"શું આ ચર્ચા ચલાવવામાં કંઈ પાપ છે ?"

કુસુમકાન્ત નિરૂત્તર રહ્યા. પુનઃ કુસુમાવતીએ પૂછ્યું, "કેમ મૌન રહ્યા ?"

"આજે તમે કંઇક જુદે જ રસ્તે ઉતરી પડયાં છો."

"હા, તમારી પ્રત્યેનો વિશુદ્ધ પ્રેમ મને અત્યારે નવીન પંથે જ પ્રેરી રહ્યો છે."

"આજે તમારા શબ્દો પણ ભેદમય ભાસે છે."

"જેનું હૃદય ભેદમય હોય તેજ એવું કલ્પી શકે છે. કુસુમકાન્ત ! તમારૂં હૃદય ભેદભાવનાવાળું તો નથીને ?"

"તમારી પ્રત્યે મારો વિશુદ્ધ સ્નેહ છે, તેમાં ભેદ ભાવનાનો સંભવ હોઇ શકે જ નહિ. કુસુમ ! હવે કૃપા કરી આ વાતને આટલેથી જ અટકાવો."

"નાજી, આજે તો આ પ્રેમચર્ચાની પૂર્ણાહુતી થવાની છે અને આ શરદપૂર્ણિમાની મંગળમયી રાત્રિએ જ મારા પવિત્ર પ્રેમનું પરીવર્તન થનારૂં છે. મારા હૃદયમાં રહેલો પવિત્ર પ્રેમ ઉછાળા મારી બહાર નીકળવાની તૈયારી કરી રહ્યો છે."

"અરે ! તમે આ શું બોલો છો ?"

"મારા માસ્તરસાહેબ ! હું અત્યારે સત્ય વદું છું."

"તમારો પ્રેમ ક્યા ભાગ્યવાન તરફ વળવાનો પ્રયત્ન કરી રહ્યો છે એ તો જણાવો ?"

"તે જણાવવાનું સાહસ આ હૃદય કરી શકતું નથી. વારૂ હવે મારા એક પ્રશ્નનો જવાબ આપશો ?"

"તમારૂં મંગળ કરવાને હું સદા સર્વદા તૈયાર છું."

"જો, જો, બોલેલા શબ્દોની વિસ્મૃતિ થઇ જાય નહિ?"

"આ કુસુમકાન્ત જે બોલે છે તે વિચાર કરીને જ બોલે છે. કુસુમ! બોલો, તમે શું પ્રશ્ન પૂછવા ઇચ્છો છો?"

"કુસુમકાન્ત! મારા અવિનયની ક્ષમા આપશો. મારો અંતરાત્મા કહે છે કે તમે પણ હવે કોઇક એકાદ પ્રેમભાગિની શોધી કાઢો."

કુસુમકાન્તના હૃદયમાં વિદ્યુતની માફક ચમકાટ થયો. તેણે ગંભીર ભાવે પૂછયું, "મને આ પ્રશ્ન કરવાનું શું કારણ છે?"

"કારણમાં ફક્ત એજ કે હું તમને સુખી જોવાને ઇચ્છુંછું."

"હું મારૂં સર્વ સુખ મારા દેશની સેવા કરવામાં જ સમાએલું સમજું છું."

"પણ તમારી દેશસેવામાં ભાગ લઇ શકે એવી જીવન સહચરી મળી આવે તો મારા ધારવા પ્રમાણે દેશની સેવા વધારે સારી રીતે થઈ શકે; પરંતુ એ પહેલાં તમારા હૃદયમાં લગ્ન શબ્દનું આવ્હાન થવું જોઇએ. કુસુમકાન્ત! જો તમારો મારી પર સત્ય સ્નેહ હોય તો ખરા દિલથી જણાવો કે તમે લગ્ન કરવાને ઇચ્છો છો કે નહિ?"

"કુસુમ! મને સમજાતું નથી કે તમે આજે આવા પ્રશ્નો કેમ પૂછી રહ્યાં છો? દેવકન્યા! લગ્ન શું ચીજ છે; તેનું હજી તમને યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થયું નથી. લગ્ન કરવાં તે કંઇ નાનાં બાળકોની રમત નથી. આ વર્તમાન સમયમાં જે લગ્ન થાય છે અને તેનાં પછીથી કેવાં વિપરિત પરિણામ આવે છે; તેનું તમને ઇન્દુમૂખી અને વાસુદેવના દ્રષ્ટાંતથી બરાબર સમજાયું છે. કહેવાતી લગ્નગ્રંથીએ જોડાએલાં દંપતિ કદાપિ સુખી થતાં નથી. હૃદયની ઐક્યતા વિના તેમનાં મન મળતાં નથી અને તેથી તેમનો સંસાર સમય જતાં ક્લેશ–કંકાશનું સ્થાન થઇ પડે છે.

આવાં લગ્નને હું તો લગ્ન નહિં માનતાં કેવળ વિઘ્નજ માનું છું. કુસુમ ! આ વિશે એક અંગ્રેજ વિદ્વાને પણ કહ્યું છે કે, * I can not think that a man of high culture could regard his marriage as altogether a successful one so long as his wife remained shut out from his mental life.

આવાં કારણથી જ મ્હેં લગ્ન સંબંધી અનિચ્છા ધારણ કરી છે. કુસુમ ! નિરંતર સ્વદેશ સેવા કરી પ્રભુનું સ્મરણ કરી જીવન વ્યતિત કરવું એજ મારી ઇચ્છા છે."

"આપનું કહેવું યથાર્થ છે. આપ વિદ્વાન છો; પરંતુ આપ સારી રીતે સમજતા તો હશો જ કે સ્ત્રી સિવાય સંસાર નિરર્થક છે. જ્યારે આપના જેવા વિદ્વાનો લગ્ન પ્રતિ અનિચ્છા દર્શાવશે ત્યારે બીચારી અબળાઓની શી ગતી થશે ? ખરેખર ! અજ્ઞાન માતપિતા-ઓના લીધે જ સુકોમળ બાળાઓને જ્ઞાનવિહીન્ રહી વિદ્વાન પ્રેમિ પુરૂષોથી વિમૂખ રહેવું પડે છે. આ સંસારમાં અબળાઓનું જીવનજ નકામું ગણવામાં આવે છે."

"જ્યાં સુધી સ્ત્રીયોનું જીવન નકામું ગણવામાં આવે છે; ત્યાં સુધી પુરૂષોનું જીવન પણ નકામું જ સમજવાનું છે."

"કુસુમકાન્ત ! હું સત્ય કહું છું કે સ્ત્રીયોનો અવતાર અધમજ છે."

"કુસુમ! તમારી મોટી ભૂલ થાય છે. તમે વિદ્વાન, સદ્‌ગુણી કુમારિકા છો, છતાં આમ શા માટે બોલો છો ? સ્ત્રીયો અધમ નથી

---

* જ્યાં સુધી પોતાના આંતર્ જીવનમાં પત્ની ઉતરી શકી નથી, ત્યાં સુધી પોતાનું લગ્ન સંપૂર્ણ રીતે સફળ થયું છે, એમ કોઈ પણ વિદ્વાન પુરૂષ માની શકે એવું મારૂં માનવું નથી.

પણ કલ્યાણકારી દેવીયો છે, કે જેમણે પ્રતાપી રામચંદ્ર, શ્રીકૃષ્ણ, સ્વદેશભક્ત પ્રતાપસિંહ, યુદ્ધશિર સિવાજી વગેરે શૂરવીર, ધર્મિષ્ટ પુરૂષોને ઉત્પન્ન કર્યા હતા.

"પણ એવું જાણનારા અને સમજનારા હાલ થોડા છે."

"સમય આવે સ્ત્રીયોની કિંમત સઘળાને સમજાશે અને ત્યારે જ ખરેખરાં લગ્ન થઈ આ ભારતભૂમિ પહેલાંના જેવી સ્વર્ગભૂમિ કહેવાશે."

"હશે હવે જવા દો એ વાત. આપણે પ્રથમની વાત તજી અન્ય બાબત પર ઉતરી પડયાં. વારૂં કુસુમકાન્ત! તમને કદાચ તમારા વિચારને મળતી કોઈક પ્રેમિકા મળી આવે તો તમે તેની સાથે લગ્ન કરો કે નહિ?"

"આ પ્રશ્નનો જવાબ તમને કેવી રીતે આપી શકું?"

"કેમ વારૂં? શું તમારા હૃદયમાં કોઈની પ્રત્યે પ્રેમ નથી?"

"મારો પ્રેમ મારા દેશપર અત્યંત છે. દેશ પ્રત્યેના પ્રેમથી હું પ્રાણ આપવાને પણ પાછી પાની કરૂં નહિ."

"વારૂં ત્યારે તમારો પ્રેમ મારી ઉપર છે કે નહિ?" કુસુમાવતીએ વિચિત્ર પ્રશ્ન પૂછયો.

"તમારી પ્રત્યે મારો અનહદ્ પ્રેમ છે."

"ત્યારે તમે શા માટે કહો છો કે મારે પરણવું નથી?"

"પણ કોની સાથે?"

"પ્રેમિકા સાથે."

"એવી મારી પ્રેમિકા કોઈ છે જ નહિ."

"અને કદાપિ હોય તો?"

"જાઓ, જાઓ, આજ તો તમે મને બનાવવો ધાર્યો હોય

એમ સમજાય છે. કુસુમાવતી! ચાલો ઉઠો હવે, રાત્રિ ઘણી વ્યતિત થઇ ગઇ છે. અત્રે વધારે બેસવું અને આવી ચર્ચા ચલાવવી એ ઉચીત નથી."

"કેમ વારૂં ?"

"આપણી વાતોએ ભયંકર સ્વરૂપ પકડયું છે."

"નહિ; આપણી વાતોએ તો સત્ય સ્વરૂપજ પકડેલું છે."

"તે ભલે તમે માનો; પણ હુંતો હવે રજા લઉંછું."

"મારા મનનું સમાધાન કર્યા વિના હું તમને જવા દેનાર જ નથી. બેસો, તમને મારા સોગન છે." કહી કુસુમાવતીએ જવાને ઉભા થએલા કુસુમકાન્તનો હાથ પકડી તેને ખુરશીમાં બેસાર્યો. કુસુમકાન્ત તેના હસ્તસ્પર્શથી સ્તબ્ધ બન્યો. તેના હૃદયમાં હજારો વિચારો સ્થાન લેવા લાગ્યા. તેનું હૃદય ધબકવા લાગ્યું. તેણે વીનિત ભાવે કુસુમ સામે જોઈ કહ્યું, "કુસુમ! આ હદ થાય છે; તમારૂં આજનું વર્તન કુમારિકાને કલંકરૂપ છે. મને લાગે છે કે અત્યારે તમારૂં હૃદય સ્વસ્થ નથી."

"તમારા વિચારેજ મને અસ્વસ્થા પ્રાપ્ત કરાવી છે."

"એટલે ?"

"તમે ભયંકર અપરાધ કર્યો છે."

"તમારૂં બોલવું ભેદયુક્ત છે. બાળા! સ્પષ્ટ સમજાવો. મને આજે શા માટે મુંઝાવી રહ્યાં છો ?"

"કુસુમકાન્ત! સાંભળો, હું આજે તમને ન છૂટકે જણાવું છું કે તમે આ સ્થળે આવીને અજબ પ્રકારની તસ્કર વિદ્યા ચલાવી છે."

"હેં! શું મ્હેં કંઇ ચોરી કરી છે?" કુસુમકાન્તે ગભરાઇને પૂછ્યું.

"વિદ્વાન પુરૂષને વારંવાર જણાવવું ઉચીત નથી."

" પણ મારે જાણવું તો જોઇએ ? "

" શું તમે મારા હૃદયની ચોરી નથી કરી ? " કુસુમાવતીએ સ્પષ્ટ પૂછ્યું. કુસુમકાન્તના હૃદયને ધરતીકંપની માફક આંચકો લાગ્યો. તેને કુસુમના ભેદમય શબ્દોની સમજ પડી. તે સંભ્રમમાં પડયો. પુનઃ કુસુમાવતીએ પૂછ્યું, " બોલોને ? કેમ જવાબ આપતા નથી ? "

" કુસુમ ! હવે કૃપા કરીને આ વિષય બંધ રાખો તો સારૂં. હું તમારૂં બોલવું સાંભળી આશ્ચર્યના મહાસાગરમાં ડૂબી ગયો છું. તમને શું જવાબ આપવો તેની મને સમજ પડતી નથી. બાળા ! તમને મારા સોગન આપીને પૂછુંછું કે તમારા હૃદયની સત્ય વાત પ્રકાશ કરો. " કુસુમકાન્ત દીન્ વદને તે દયાની દેવી સામે જોઈ રહ્યો.

" સાંભળો, કુસુમકાન્ત ! આ હૃદયમાં ઘણા દિવસથી છૂપાવી રાખેલી વાત ધીરજથી ધ્યાન પૂર્વક સાંભળો અને સાંભળીને મને નિરાશ કરશો નહિ. તમે દયાના સાગર છો, સર્વને શાન્તિ આપનારા છો. મારા..." કુસુમાવતી આગળ બોલતાં બોલતાં ગળગળી થઈ અચકાઇ ગઇ. તરત કુસુમકાન્તે ત્યાં પડેલા જળ કળશમાંથી જળનું પાત્ર ભરી તેના મુખ આગળ ધરી કહ્યું, " કુસુમ ! આ જળપાન કરી સ્વસ્થ થાઓ; તમારી દરેક ઇચ્છા હું પ્રાણાંતે પણ પરીપૂર્ણ કરીશ. "

કુસુમાવતીએ જળપાન કરી કહેવા માંડયું, " હા ! તમારા શબ્દોથી મને શાન્તિ મળી ચૂકી છે. કુસુમકાન્ત ! આ હૃદય તમારી સાથે પોતાનું જીવન જોડવાને ચાહે છે; તે તમારી સેવા કરવાને ઇચ્છે છે, તમારી સ્વદેશ સેવામાં મદદગાર થવાની ઇચ્છા રાખે છે. આપ ગુણજ્ઞ છો, ટુંકામાં સમજી જાઓ અને આ પ્રેમિકાને આપના હૃદયમાં સ્થાન આપો. મારી આ છેવટનીજ વિજ્ઞપ્તિ છે. કુસુમકાન્ત !

પાયું જે હાથથી વારી, પ્રિય તે હાથ માગું છું;
જગતમાં એકલી હું છું, જીગરનો સાથ ચાહું છું. ”

આટલું કહી કુસુમાવતી તેના સામે હાથ જોડી ઉભી રહી. કુસુમકાન્તને સઘળું સ્વપ્નવત્ લાગવા માંડયું. તેણે પુનઃ પૂછ્યું, “કુસુમાવતી ! બાળા ! શું તમે આ સત્ય વદો છો ?”

“હા, મારૂં કહેવું આ સત્યજ સમજજો. શું તમને મારા પ્રથમના પ્રેમમાં અને હાલના પ્રેમમાં કંઈ ફેરફાર માલૂમ પડતો નથી ?”

“હા ! તમારા પ્રેમની પરિસીમા આવી રહી છે, એક શ્રીમંત કન્યકાનો વિશુદ્ધ પ્રેમ એક રંકના તરફ વળ્યો છે. ખરેખર ! ઇશ્વરના અલૌકિક ચમત્કારનું આજે મને પ્રત્યક્ષ ભાન થાય છે. કુસુમાવતી ! આ અત્યંત સાહસ થાય છે, પાછળથી વિમાસવું ના પડે તેની પૂરેપૂરી સંભાળ રાખજો; નહિ તો દુનિયાંમાં ડાહ્યાં વિદ્વાન ગણાએલાં પાછળથી અજ્ઞાન અને ગાંડાં કહેવાશો. બાળા ! જરીક વિચાર તો કરો કે તમે એક શ્રીમંત પીતાનાં પુત્રી છો, અને હું સગાં વ્હાલાં વિનાનો એક ગરીબ માણસ છું. હું તમારા વૈભવ વિલાસોને તૃપ્ત કેવી રીતે કરી શકીશ ?” કુસુમકાન્તે ગંભીર વદને તેના સામે જોઇ કહ્યું. કુસુમાવતી શાન્ત સ્વરે બોલી, “કુસુમકાન્ત ! તમે આવું બોલી મારા મનને દુઃખી ન કરો. મ્હેં પૂર્ણ વિચાર કરીનેજ આ પગલું ભર્યું છે. હું વૈભવ વિલાસની તૃષ્ણા રાખતી નથી. મારો પ્રેમ તમારી વિદ્વતા, તમારી ગંભીરતા અને તમારા હૃદયની વિશાળ જ્યોત્સના પર છે. હું રાજ્ય મહેલમાં પ્રેમ રહિત રહેવા કરતાં ગરીબ પતિના સ્નેહમાં રહેવાની ઉત્કર્ષ અભિલાષા ધરાવું છું. શ્રીમંતના ગાડી ઘોડા અને મોટરો દોડાવવા કરતાં ગરીબની સાથે જંગલની પર્ણકુટિમાં મંગળ માની જીવનની સાફલ્યતા

કરવાને હું વધારે આતુર છું. પ્રિય કુસુમકાન્ત! મ્હેં મારૂં હૃદય શુદ્ધ પ્રેમથી તમને સમર્પણ કર્યું છે; તે હવે અન્યનું કદાપિ કાળે થનાર નથી."

"કુસુમાવતી! વિચારો, હજી સમય છે; બોલવું સ્હેલું છે પણ બોલેલું પાળવું મૂશ્કેલ છે!"

"હું મારા શબ્દોની મહત્તા સારી રીતે સમજું છું. મહારાજા હરીશ્ચંદ્રે સત્ય શબ્દને માટેજ દાસત્વ સ્વિકાર્યું હતું. બોલેલા શબ્દોને સત્ય કરવાને માટેજ ભક્ત શિરોમણી બળી રાજાને પાતાળમાં નિવાસ કરવો પડયો હતો. આ કુસુમાવતીનો દેહ પણ એજ વીર પુરૂષોની ભૂમિમાં ઉત્પન્ન થયો છે. તે બોલેલા શબ્દોનું પ્રાણાંત પર્યંત પાલન કરશે એ નિશ્ચય માનજો."

"પણ મને નથી લાગતું કે તમારા પિતા સંમતિ દર્શાવે?"

"સંમતિ નહિ દર્શાવે તો શું કરશે?"

"તમને કોઇ યોગ્ય શ્રીમંતને ત્યાં પરણાવી સુખી કરશે."

"મારી ઇચ્છા વિરૂદ્ધ મારા પિતા વર્તી શકેજ નહિ. તેમના હૃદયની મને સંપૂર્ણ ખાત્રી છે. તે મને તમારી સાથેજ પરણાવી સુખી કરશે."

"શું તમારો આ દ્દઢ નિશ્ચય છે?"

"હા, અને અંત સુધી પણ એજ નિશ્ચય."

"કુસુમ! તમે સારી રીતે જાણોછો કે મ્હેં મારૂં જીવન સ્વદેશ સેવાને અર્થે સમર્પણ કર્યું છે. તેમાં પ્રતિપળે સંકટો આવી પડશે; મારા તરફથી તમને યત્કીંચિત્ પણ સુખ મળવાનો સંભવ નથી."

"પ્રિયે! વારંવાર એના એ શબ્દોચ્ચાર રૂપી તિક્ષણ કટારે મારા હૃદયને શા માટે વિંધો છો? શું તમને મારા શબ્દોની હજી પણ

સંપૂર્ણ ખાત્રી થતી નથી? કુસુમકાન્ત! આ સંસારમાં મને ક્યાંઈ પણ સુખ કે સંતોષ, વિશ્રાન્તિ કે આનંદ મળતો હોય તો તે મારૂં સુખદ સ્થળ આપજ છો. આપના સિવાય હું જીવી શકું એમ નથી. જળમાં મીન અને સુવાસિત પુષ્પોમાં સુગંધી કુદરતી રીતે જ સંધાએલાં છે, એને છૂટાં પાડતાં પ્રાણહાની કે નાશ સિવાય અન્ય શું સંભવે ? વળી તમે કહો છો કે સુખ સાહ્યબી મળી શકશે નહિ; પણ હું તે ક્ષણીક સુખની અભિલાષી નથી, હું તો તમારા વિશુદ્ધ સ્નેહની અનુરાગી છું. સતી સીતાએ પતિની સાથે વનમાં વિચરતાં જનકરાયનો વૈભવ તુચ્છ માન્યો હતો, દેવી દમયંતીએ નળરાય સાથે અર્ધું વસ્ત્ર ધારણ કરી જંગલોમાં ભ્રમણ કરતાં ભીમકરાયની સાહ્યબી સ્મૃતિમાં નહોતી આણી, સત્યવાનની સાથે પર્ણકુટિમાં નિવાસ કરતી સતી સાવિત્રીએ અશ્વપતિના તરફના સુખની જરીક પણ ઇચ્છા દર્શાવી નહોતી. ટુંકાણમાં મારૂં કહેવાનું તાત્પર્ય એજ કે પિયરની વિપુલ સંપત્તિથી સ્ત્રીનું શ્રેય કદાપિ થતું નથી; પરંતુ સસરાની ગરીબ પર્ણકુટીમાં નિવાસ કરી પતિ પ્રત્યે પ્રેમ ધરવાથી જ સ્ત્રીનું પરમ કલ્યાણ થાય છે. મારા પ્રભુ ! ભારતભૂમિની એ મહાન્ સતીયોનું રક્ત અહ રગે રગે વ્યાપી રહેલું છે. સાવિત્રીએ સત્યવાનની પર્ણકુટિમાં, સુકન્યાએ અંધ પતિ ચ્યવનમાં અને વનવગડામાં અત્રીઋષીની સેવા કરવામાં અનુસુયાએ જે સુખ જોયું હતું, તેવું હું આપની સાથે નિવાસ કરી ભોગવીશ. હવે તો,

આનંદ સુખ આરામ બુદ્ધિ, શૌર્ય જીવન આપ છો,
સાચું કહુંછું સાહ્યબા, આ જીવન કેરા પ્રાણ છો;
સંસાર સિંધુ તારનારા, શાન્તિદાયક દેવ છો.
રાખો સદા તમ શરણમાં, ઇશ્વર હૃદયના આપ છો."

કુસુમાવતી ગદગદિત્ કંઠે બોલી તેના ચરણમાં નમી પડી. કુસુમકાન્તના નેત્રોમાં હર્ષાશ્રુ ઉભરાયાં. તેણે સ્વહસ્તે તેને ઉભી કરતાં કહ્યું, "ધન્ય છે, સદ્‌ગુણી કુમારિકા ! તારા અપૂર્વ પ્રેમને ધન્ય છે. હું તારા જેવી સદ્‌ગુણી બાળાનો પ્રેમ સંપાદન કરી મહા ભાગ્યશાળી થયો છું. બાળા ! આ કુસુમકાન્તે તેના હૃદયમાં તને સ્થાન આપ્યું છે. હવે તું મારી છે-હું તારો છું. આપણે લગ્નથી બંધાઈ સંસાર ક્ષેત્રમાં વિચરીશું અને સ્વદેશ સેવા કરી આપણું જીવન ઉજ્વળ કરીશું. મારાં પૂર્વના પૂન્યે જ તારો સમાગમ થયો છે. સંસારની ઘટમાળના અધિષ્ઠાતા પ્રભુ ! આપને પણ મારા પ્રણામ છે." કુસુમકાન્તે પ્રભુને પ્રણામ કરી પુનઃ કહેવા માંડ્યું, "પ્રિયે ! આપણાં હૃદયની ઐક્યતાના આ નવજીવનના સમયે તને પ્રેમનિશાની તરીકે આપવા મારી પાસે હાલ એક પણ સુવર્ણ અલંકાર નથી; પણ તેના બદલે મારા કંઠમાં આ ધારણ કરેલી રૂદ્રાક્ષમાળાને રત્નાલંકાર સમજી સ્નેહથી સ્વિકાર." કહી કુસુમકાન્તે પહેરણ અલગ કરી કંઠમાંથી રૂદ્રાક્ષમાળા કાઢી કુસુમાવતીના કંઠમાં પહેરાવી. તે પછી કુસુમાવતીએ પોતાની આંગળીએથી એક હિરાજડિત વિંટી કાઢી કહ્યું, "આપ પણ આ સ્વિકારો."

"તમારી ઇચ્છા વિરૂદ્ધ વર્તવાને હું ખુશી નથી; ભલે આ આંગળીએ પહેરાવો." કુસુમકાન્તે હાથ લાંબો કર્યો. કુસુમાવતીએ તેને વિંટી પહેરાવી. ચંદ્રની ચંદ્રિકામાં ચળકાટ મારતી અંગુઠીને કુસુમકાન્ત ક્ષણપર્યંત જોઇ રહ્યો. એવામાં કુસુમાવતીએ હસ્તે વદને પૂછ્યું, આપણા આ સ્નેહ સંબંધનો સાક્ષી કોણ રહેશે ?"

કુસુમકાન્તે આકાશ સામે હાથ લંબાવી કહ્યું, " આ નિલાકાશમાં પર્યટન કરતા શશિકાન્ત આપણા સાક્ષીભૂત રહેશે."

"પણ તે તો કલંકિત છે; જુઓને તે આપણને જોઈ હસતા હોય એમ જણાય છે."

"હસવાનો તો એમનો સ્વભાવ જ છે. તે અત્યારે ખુશી થઇ આપણી પર અમૃત દૃષ્ટિ કરી રહ્યા છે. કુસુમાવતી! રાત્રિ બહુ વિતી ગઇ છે, આ નિશાનાથ મધ્યમાં આવ્યા છે; હવે મને જવાની રજા આપો." કુસુમકાન્તે કહ્યું.

"ત્યારે અત્રે જ શયન કરો તો શું ખોટું ?"

"ના, મારે આશ્રમમાં ગયા સિવાય ચાલે જ નહિ. અન્નપૂર્ણા મારી રાહ જોઈ બેસી રહી હશે. હું જ્યારે જઇશ ત્યારે જ તે શયન કરશે."

"તે બાલિકા ઘણી શાણી છે, હું કાલથી તેને મારી પાસે જ રાખીશ."

"તે પણ તમારી સાથે રહેવાને ઘણી ખુશી છે. વારૂ તમારા પિતાજી મુંબાઇથી ક્યારે આવનાર છે ?"

"આજે તેમનો પત્ર હતો. ઘણું કરીને તેઓ આવતી કાલે મેલમાં આવનાર છે."

"લ્યો ત્યારે હું હવે જાઉં છું; તમે પણ શયન મંદિરમાં જઇ સુખમય નિદ્રાનું આવ્હાન કરો."

"તમારી સાથે આશ્રમ સુધી આવવાને એકાદ માણસને તો સાથે લઈ જાઓ ?"

"મારી સાથે ગુલગુલખાન આવેલો છે. તે નીચેના ભાગમાં

તમારા ભૈયાની પાસે બેઠો છે. તે મારી સાથે છે એટલે બીજા માણસની જરૂર નથી."

"બહુ સારૂં. પ્રભુ! પધારો." કુસુમાવતી તેની સામે જોઇ રહી. કુસુમકાન્ત નીચે આવ્યો. ઝોકાં મારતા ભૈયાએ જાગૃત થઈ તેને સલામ કરી. બુલબુલખાન જાગૃતાવસ્થામાં પાટલીપર બેશી રહ્યો હતો. તેણે ડંડો બગલમાં મારી કુસુમકાન્તની આગળ ચાલવા માંડયું.

કુસુમકાન્તના ગયા પછી કુસુમાવતી તેના શયનાલયમાં આવી પર્યંકપર પડી અને આજના બનાવથી મનમાં આનંદ પામતી પાછલી રાત્રિએ નિદ્રાની શાન્ત છાંયામાં પડી.



## ૧૮.

### ભયંકર શયતાન.

શયતાન જનને ભય નહિ, ઈશ્વર તણા દરબારનો,
અધિકાધિક કુકર્મથી, ઝટ કુંભ ભરતા પાપનો.

સૂર્યભગવાન અસ્તાચળ તરફ પ્રયાણ કરી ગયા હતા. સખ્ત તાપથી સંતપ્ત થએલાં જનો બાગબગીચાઓની સહેલગાહે નિકળી પડયાં હતાં. વાસુદેવપ્રસાદ પણ બહાર પધારવાની તૈયારી કરી રહ્યો હતો. આ વખતે એક સીગ્રામ તેના ઝાંપા આગળ આવીને ઉભું રહ્યું. તેની અંદરથી મી. શાન્તિલાલે નીચે ઉતરી બંગલા તરફ જવા માંડયું. ઝાંપા આગળ આંટા મારતા ભૈયાએ તેને જોઇ સલામ કરી. શાન્તલાલે ભૈયાને પૂછ્યું, "બાઇસાહેબ અંદર હય કે?"

"જીહા, શેઠસાહબ અભી બહાર જાનેકી તૈયારી કર રહા હય."

"શેઠજી અભી કૌનસી રૂમમેં હોયગા?"

"ડ્રેસીંગ રૂમમે."

"શેઠાણીસાહેબ અંદર હય યા નહિ ?"

"નહિજી, વોતો આજ ઉનકે બાવાકે વહાં ગયે હય."

"ફીર આનેવાલે કબ હય ?

"વો મેરેકુ માલુમ નહિ, આપ શેઠજીકું પૂછના."

"અચ્છા; તુમ અંદર જાઓ ઔર શેઠજીકું બોલો કે તુમારા ફ્રેન્ડ શાન્તિલાલ તુમકુ બુલાને આયા હય."

"અચ્છા, ઠહરો; મય સમાચાર દેકે અભી વાપસ આતા હું." ભૈયો અંદર ગયો. શાન્તિ ઇન્દુની બીકે બંગલે આવતો નહોતો. ઇન્દુ આજે નહિ હોવાથી તેને આનંદ થયો. અંદર ગએલા ભૈયાએ વાસુદેવને સમાચાર જણાવ્યા. વાસુદેવ વાળ ઓળતો જરૂખામાં આવી હસ્તે વદને બોલ્યો, "કમ ઓન માય ડિયર ફ્રેન્ડ."

શાન્તિએ અંદર ગમન કર્યું. બંગલાની અંદર બારીક નજરે જોતો જોતો શાન્તિ ઉપર આવ્યો અને વાસુદેવ સાથે સેકહેન્ડ કરી ત્યાં પડેલી એક ખુરશીમાં બેઠો. વાસુદેવે વાળ બરાબર ઓળી મુખપર પાઉડર લગાવતાં પૂછ્યું, "મી. શાન્તિ! અત્યારે કઇ તરફથી આવે છે ?"

"વિબુધરાયના બંગલા તરફથી."

"એમકે ? હાં,...વારૂ કહો જોઇએ કે ત્યાં જઇને આજે શું કરી આવ્યો ? સિંહ કે શિયાળ ?

"અરે ! આ તમારો ફ્રેન્ડ કદી શિયાળ પદક ધારણ કરે કે ? વાસુદેવભાઇ ! આજે તો હું ચોક્કસ કરીને જ આવ્યો છું. આજે મને ખુલાસા બંધ વાત કરવાને પણ પુષ્કળ ટાઇમ મળ્યો હતો. હું જે વખતે

ત્યાં ગયો; ત્યારે બંગલામાં કુસુમાવતી અને તેની માતા સિવાય બીજું કોઈ હતું નહિ. કુસુમાવતી મને જોઇ વ્હેમાઇ અને કાતર દ્રષ્ટે મારી તરફ જોતી જોતી ઉપરના ભાગમાં ચાલી ગઈ. તે પછી મ્હેં તેની માતા આગળ તમારા વખાણ કરી તમે આપેલો હાર તેને આપ્યો. બુઢ્ઢી તો હારને જોઇ ખુશ-ખુશ થઇ ગઈ. તેણે મને જણાવ્યું કે કુસુમાવતીનાં લગ્ન વાસુદેવ સાથે કરવાને હું કુસુમના પિતાને સમજાવીશ અને તેમનો વિચાર જાણી લઇ તમને બેચાર દિવસમાં ખબર આપીશ. ”

“ વારૂ પછી તે બુઢ્ઢીએ હાર કુસુમાવતીને આપ્યો કે નહિ ? ”

“ મ્હેં જે વખતે ત્યાંથી ઉઠવાની તૈયારી કરી ત્યારે તે બુઢ્ઢીએ કુસુમાવતીને હાંક મારી નીચે બોલાવી. હું બહાર નીકળી કમાડને ઓથે ઉભો રહી મા દિકરીની વાતો સાંભળવા લાગ્યો. કુસુમાવતી નીચે આવી માતા પાસે ઉભી રહી. ડોશીએ તેને હાર આપતાં કહ્યું, “જો બેટા, આ હાર તારે માટે જ આવ્યો છે.” તે પછી કુસુમાવતીએ હારને જોઇ પૂછ્યું, “માતાજી ! આ હાર કોણે મોકલ્યો છે ?” આથી ને ડોશીએ હાવકું મુખ રાખી જણાવ્યું કે ‘ભવિષ્યમાં તારાં લગ્ન જેની સાથે થવાનાં છે; તે વાસુદેવે આ હાર ખાસ તારા માટે જ મોકલ્યો છે. ’ ડોશીનું આવું કહેવું સાંભળતાં જ જેમ કોઇને વિંછી કરડે અને ચમકે, તેમ તે ઉદ્ધત છોકરીએ ચમકીને હાર નીચે ફેંકીદઈ ત્યાંથી ચલતી પકડી. વાસુદેવભાઈ ! વધારામાં મારે તમને ખાસ જણાવવાનું કે કુસુમાવતીના ગળામાં એક રૂદ્રાક્ષની માળા છે; અને તે માળાની નીચે એક સુવર્ણ લોકિટમાં કુસુમકાન્તની છબી છે. શું કુસુમકાન્તે સંસ્કૃત શિક્ષણને બદલે પ્રેમશિક્ષણતો આપવા નહિ માંડયું હોય ? મને તો ઘણી નવાઇ લાગી. બાદ એક નોકરના આવવાથી હું ત્યાંથી નીકળી ગયો-

રમાં ગયો અને ત્યાં કેટલુંક કામ પતાવી ગાડી ભાડે કરી અહિં આવ્યો. " શાન્તિલાલે સમાચાર જણાવ્યા. વાસુદેવનું મુખ લાલચોળ બની ગયું. તે રોષમય વદને બોલ્યો, " એ સાલો કુસુમકાન્ત જ મને દરેક ઠેકાણે નડે છે. જો તે દિવસે ગુણવંતીની બાબતમાં પણ તે વચ્ચે પડયો હતો અને હવે પાછો આ કુસુમાવતીમાં મૂઓ. ખરેખર ! તે ભવિષ્યમાં મારો ભયંકર શત્રુ થઇ પડશે. "

" હવે એ ગેંગલાના તે શા બાર છે કે જેથી તમે અત્યારથી જ ડરી જાઓ છો ? જો આ શાન્તિલાલ ધારશે તો તેને એક પલક વારમાં હતો નહોતો કરી નાખશે. વાસુદેવ ! તારા ભલાને અર્થે જ મ્હેં આ દુનિયાંમાં અવતાર લીધો છે, એ ખચિત યાદ રાખજે. કુસુમકાન્ત તને સતાવી સાર નહિ કાઢે. " શાન્તિએ વીરત્વ દર્શાવ્યું.

" અલ્યા ! ડોઝ બોઝ ચઢાવીને આવ્યો છે કે શું ?"

" નારેના, એટલું બધું તો નથી લીધું પણ બજારમાંથી અહિં આવતાં પેલા આપણા નામ ચિન્હ મિત્રો ત્રિકમલાલ જમાદાર અને ચુનીલાલ ચાહવાળા મને સોરાબજીની શોપમાં પરાણે લઈ ગયા હતા. મ્હેં તેમના આગ્રહથી ફક્ત ચારજ પેગ ઉડાવ્યાં હત. હું અત્યારે કવાઇટ રાઇટ છું. માયફ્રેન્ડ ! તમે પણ તે દિવસે બહુ ખરાબ કામ કર્યું હોં ? સ્ત્રીની સાથે ધીરજથી કામ લેવું જોઇએ કે બળાત્કારથી ?

" શાન્તિ ! હું જો કે તેથી પસ્તાઉં છું, પણ શું ખબર કે મને કશું ભાનજ રહ્યું નહિ. ગુણવંતીના ધિક્કારથી મારૂં બ્રેઇન બગડી ગયું અને તેથી જ એટલું બધું ધાંધલ મચી ગયું. વારૂં આ બાબતમાં કાન્તિલાલ તને કંઈ કહેતો હતો કે ?" વાસુદેવે પૂછયું.

" તમે હાથે કરીને આપણા એક ખરા મદદગાર મિત્રને ગુમાવ્યો

છે. તે ભવિષ્યમાં આપણને બહુજ ઉપયોગી થઇ પડત. તે હાલ તમારી ઉપર ઘણો જ ગૂસ્સે થઈ ગયો છે અને વેર વાળવાના સમયની રાહ જોઇ રહ્યા છે. ”

“ દોસ્ત ! તારે ગમે એમ કરી તેને સમજાવવો જોઇએ. તું એને અહિં બોલાવી લાવે તો હું તેની માફી માગું. ”

“ નારેના, તેની માફી માગવાની કાંઇ જરૂર નથી. તેને મિલાવી લેવાને માટે તો ફક્ત બે ડોઝ બ્રાન્ડીના અને થોડાક રૂપિયા. બસ જોઈ લ્યો કે પછી કાન્તિલાલ આપણા બની જાય છે કે નહિ. ”

“ તું કહે એટલા રૂપિયા આપવાને હું તૈયાર છું. ”

“ ફક્ત પાંચસો. ”

“ કાલે માગી લે જે. શાન્તિ ! આ દુનિયામાં હાલ આપણાં ત્રણ દુષ્મનો છે અને ભવિષ્યમાં એક થવાનો છે. ” વાસુદેવે નવીન વાત જણાવી.

“ ભવિષ્યના દુષ્મનને તો જાણ્યો પણ હાલ વળી કોણ મુઆ છે ? ” શાન્તિએ જોરથી ખુંખારો કરી પુછ્યું.

“ એકતો મારો બાપ કે જે હાલ મરવા પડયો છે પણ જાણે ઝેરી સાપ. બીજી મારા મગજને ઉથલ પાથલ કરનારી ઈન્દુ અને ત્રીજી ગુણવંતી. ”

“ એ સઘળાંનો ધામે ધામે ફેંસલો થઇ જશે. તારા બાપને માટે તો હવે સ્વર્ગના દરવાજા ખુલ્લા થઈ ગયા છે. લે, જો, આ શીશી હું સાથે લેતો આવ્યો છું. ” કહી શાન્તિએ ખીસ્સામાંથી ઝેરની એક નાની શીશી કાઢી તેને આપી. વાસુદેવે હાથમાં શીશી લઈ પૂછ્યું, “ આનો ઉપયોગ ક્યારે કરીશું ? ”

" આવતા રવિવારે. તે દિવસે ઘણી જ સાવચેતી રાખવી પડશે. આ શીશી આપનારને પણ તે વખતે બોલાવવો પડશે."

" શાન્તિ ! તું તારા તે મિત્રની મને ઓળખાણ તો કરાવ ?'

" તેની ઓળખાણમાં કંઇ સાર નથી. તે ઘણો ભયંકર માણસ છે. તેના રાક્ષસી શરીરને જોતાં જ તમે ભયભીત થઇ જશો. તેની સેવામાં હમેશાં પચાસ માણસો તો હાજર રહે છે."

" તે ધંધો શું કરે છે ?"

" ખુના મરકી ચલાવવાનો, ધાપ મારવાનો, ઘરફાડવાનો અને મનમાનતા પૈસા આપનારનાં દરેક કામ કરી આપવાના ધંધા કરે છે."

" એવા માણસની મિત્રતાની આપણે ખાસ જરૂર છે. શાન્તિ ! તું મને આજે જરૂર ત્યાં લઇજા."

" પણ ત્યાં આવ્યા પછી ત્યાંની કંઈ પણ વાત બહાર કરી શકાશે નહિ. તે ભયંકર માણુસ તમારી મિત્રતા કરતાં પહેલાં તમને પ્રતિજ્ઞા લેવરાવશે. જો તે પ્રતિજ્ઞાનો ભંગ કર્યો તો સમજજો કે તેજ દિવસે તે ભયંકર માણુસ તમને ગમે ત્યાંથી ખોળી કાઢી ઠાર મારશે. મારાથી પણ તે વખતે કંઇ કરી શકાશે નહિ. જો આ બધું કબુલ હોય તો મારી સાથે ચાલો."

" મને દરેક વાત કબુલ છે. વારૂ તેને મિત્રતાની યાદમાં કંઇ આપવું પડશે કે ?"

" હા, તે ભયંકર પુરૂષની પાસે જતાં જ તેના પગ આગળ રૂપિયા સો મૂકવા પડશે; પછી તે તમારી સાથે હાથ મેળવી તમને સોગન લેવાના રૂમમાં લઇ જશે."

"ઠીક ત્યારે, હું બસો રૂપિઆના નોટ ખીસ્સામાં વાલી લઉંછું; પણ આજે છાંટા પાણી ઉડાવવાનું કેમ કરીશું ?"

"અરે ! ત્યાંતો જોઇએ એટલા બ્રાન્ડીના બાટલા હારબંધ ગોઠવેલા છે. આપણે ત્યાં દારૂના સાગરમાં જ જવાનું છે."

"એતો જાણે ઠીક; પણ મારે અગીઆર વાગતાં પહેલાં બંગલે આવવું પડશે."

"કેમ વારૂ."

"પેલી ઈડીઅટ આજે મકાને નથી. તે તેના ફાધરને ઘેર ગઇ છે અને અહિં બુઢ્ઢાને સખ્ત તાવ આવ્યો છે. તે અત્યારે ચાર ગોદડાં ઓઢી અંદરના રૂમમાં પડયો છે."

"તેમની પાસે હાલ કોઇ છે કે નહિ ?"

"મ્હેં મારા બૉય રામલાને ત્યાં બેસાડયો છે."

"ફિકર નહિ, હું તમને ત્યાંથી અગીઆર વાગ્યા પહેલાંજ છૂટા કરી દઇશ. ચાલો, કપડાં પહેરી લ્યો." શાન્તિએ કહ્યું. વાસુદેવ કોટ, પાટલુન, શર્ટ, કોલર, ટાઇ વગેરે કપડાંથી ફક્કડ બની ગયો. તેણે કેઇન હાથમાં પકડી માથે હેટકેપ મૂકી દીધી, બાદ બન્ને મિત્રો સીગાર સળગાવી નીચે ઉતર્યા. ભૈયાએ ઉભા થઇ શેઠને સલામ કરી. વાસુદેવે હાથમાંની કેઇનને ફેરવતાં કહ્યું, "ભૈયા ! મય ફિરનેકેલીયે બાહિર જાતાં હું, તુમ બંગલાકી ઓર બુઢ્ઢે શેઠકી બરાબર તપાસ રખના."

"અચ્છા સરકાર, આપ વાપસ કબ આઓગે ?"

"અગીઆરા બજે આઉંગા. તુમ જાગતે રહેના, સો મત જાના." કહી વાસુદેવ શાન્તિની સાથે ઝાંપા બહાર નીકળ્યો. બન્ને

મિત્રો ગાડીમાં બિરાજ્યા. ગાડીવાને પૂછ્યું, " શેઠજી ! ગાડી કઈ તરફ લઉં ? "

" દરવાજા બહાર." શાન્તિએ જવાબ આપ્યો. ઘોડાની પીઠપર ચાબુક પડી. અર્ધા કલાકે ગાડી શહેર બહાર નીકળી સીધી સડકે જવા લાગી. રાત્રિ પડી ચૂકી હતી. કૃષ્ણપક્ષ હોવાથી સઘળે અંધકાર પથારએલો હતો. રસ્તાપર બળતાં ઝાંખાં ફાનસો અંધકારમાં સ્હેજસાજ પ્રકાશ પાડતાં હતાં. લોકોનો અવરજવર બંધ થઇ ગયો હતો; ફક્ત ભીખારીઓ ભીખ માગીને તેમનાં ઝુંપડાં તરફ જતાં નજરે પડતાં હતાં. લગભગ એક કલાકે સિધરામ એક નિર્જન સ્થાનમાં આવ્યું. ત્યાં એક પડી ભાગેલું મોટું મકાન આવેલું હતું. આ પડી ભાંગેલા મકાનમાં જવાનો રસ્તો એક મોટા ડહેલામાં થઇને હતો. આ ડહેલામાં એક પારશીએ દેશી દારૂની દુકાન કરી હતી. આ વખતે ડહેલામાં પુસ્કળ ભીડ થઇ રહી હતી. હલકા લોકો અંદર બેશી દારૂ પીતા હતા. કોઇ ખાવાનું ખાતા હતા તો કોઈ નિસાથી બેફામ બની ફાવે એમ બકતા હતા. શાન્તિએ તે ડહેલાથી થોડેક દૂર ગાડી ઉભી રખાવી ગાડીવાનને કહ્યું, " તું આ જગાએ ઉભો રહેજે. આ શેઠ એક કલાક પછી પાછા આવશે, તેમને તું તેમના મકાને મૂકી ચાલ્યો જજે. શેઠ તને આજની મહેનતના બદલામાં ભાડુ સારૂં આપશે, સમજ્યો ? "

ગાડીવાળો શાન્તિ અને વાસુદેવને સારી રીતે ઓળખતો હતો. બન્ને મિત્રો ગાડીમાંથી ઉતરી ડહેલા તરફ ચાલ્યા. ગાડીવાળો ઘોડાંને ચાર નીરી તેમની સાથે ડહેલામાં ગયો. દારૂ વેચનાર એ બન્ને ગૃહસ્થોને ઓળખતો હોવાથી કંઇ પણ નહિ બોલતાં ફક્ત સલામ કરી. શાન્તિએ તેને કંઈક છૂપી ઇસારત કરી સાથે આવેલા ગાડીવાળાને દારૂ આપવાનું કહ્યું. તેણે તરત પ્યાલો ભરી આપ્યો. ગાડીવાળો પ્યાલો ગટગટાવી

ખુશખુશાલ ચ્હેરે બહાર નીકળી બીડી સળગાવી ગાડી પાસે આવી બેઠો. પેલી તરફ અંદર પ્રવેશેલા વાસુદેવ અને શાન્તિ ડહેલાની પાછળના ભાગ તરફ ગયા. ત્યાં ભીતની ઉપર એક કાળો પડદો લટકાવેલો હતો. શાન્તિએ દોરી ખેંચી તે પડદો ઉંચે ચઢાવી દીધો. દિવાલની અંદર એક નાની બારી આવેલી જણાઈ. શાન્તિએ તેનાં કમાડ ઉઘાડી નાખી અંદર પ્રવેશ કર્યો. વાસુદેવ પણ તેની પાછળ નીકળી આવ્યો. શાન્તિએ પુનઃ બારી બંધ કરી એક ઝીણી ખીલી દબાવી કે જેથી બહારની દિવાલપર ઉંચે ચઢી ગએલો કાળો પડદો નીચે પડી પ્રથમની માફક દિવાલપર ઢંકાયો. બાદ બન્ને મિત્રો ત્યાંથી આગળ વધવા લાગ્યા. તેઓની આગળ એક સાંકડી ચાલ આવેલી હતી. તે ચાલ પૂરી કરી બન્ને જણા એક લોખંડી દરવાજા આગળ આવીને ઉભા રહ્યા. આવું ભુલભુલામણીવાળું ગયબી સ્થળ જોઇ વાસુદેવના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેના મનમાં હજારો પ્રકારના વિચારો થવા લાગ્યા. તેને અરેબીયન નાઈટસમાં વાંચેલાં ભેદી સ્થળોનું સ્મરણ થઇ આવ્યું. તે પોતાના મિત્ર શાન્તિને ઘણો બાહોશ અને ચાલાક સમજવા લાગ્યો. લોખંડી દ્વાર આગળ થોડીવાર ઉભા રહી શાન્તિએ દરવાજાના એક ઝીણા છીદ્રમાંથી બહાર લટકતી રેશમની ગુંથેલી દોરી ખેંચી. તત્કાળ ઘંટડી વાગવાનો અવાજ સંભળાયો; અને પછી પાંચ મીનીટે બંધ દરવાજામાંથી પ્રશ્ન થયો, "કોણછે?"

"ફ્રેન્ડ." શાન્તિએ જવાબ આપ્યો. દરવાજાનાં દ્વાર ખુલ્લા થયાં. કાળાં વસ્ત્ર ધારણ કરેલો એક વિરૂપ દેખાવનો માણસ હાથમાં ફાનસ પકડી ઉભેલો જણાયો. તેણે આવનાર મિત્રોને સલામ કરી બારણાં વાસી આગળ ચાલવા માંડયું આગળ ચાલતો માણસ તેમને લઇ એક નીસરણી આગળ આવ્યો. તે સીઢી ઉપર થઇને નીચે

ઉતરવાનું હતું. સઘળા નીચે ઉતરી એક ભોંયરામાં આવી ઉભા. ફાનસવાળાએ પુનઃ આગળ ચાલવું શરૂ કર્યું. આશ્ચર્યના સાગરમાં ગોથાં ખાતો વાસુદેવ ભયાનક સ્થળ જોઇ ભયભીત થવા લાગ્યો. તેણે ગભરાએલા અવાજે પૂછ્યું, " શાન્તિ ! તું મને કયાં લઇ જાય છે ? હજી આપણે કેટલે દૂર જવાનું છે ? "

શાન્તિએ ધીમા અવાજે કહ્યું, " દોસ્ત ! ગભરાય છે શાને ? આ સ્થળે બીલકુલ ભય છે જ નહિ. આ સ્થાનતો આપણા ઘર જેવું છે. આપણે હવે નજીકમાં જ આવી પહોંચ્યા છીએ. જો, આ સામે જણાય તે ઓરડામાં આપણે જવાનું છે. "

વાસુદેવે તે ઓરડા સામે દ્રષ્ટિ કરી જોયું. આસપાસનો દેખાવ બીહામણો જણાતો હતો. ફાનસ પકડી ચાલતા માણસે ઓરડા નજીક આવી બારણાંને ધક્કો માર્યો અને મુખથી સંજ્ઞા દર્શક અવાજ કર્યો. તત્કાળ તે બારણાં પણ ઉઘડી ગયાં. આ ઓરડામાં એક મોટું ફાનસ ઝગઝગાટ પ્રકાશી રહ્યું હતું. ત્યાં કાળાં વસ્ત્રથી ઢંકાએલા બાર કદાવર માણસો પથારીપર પડયા હતા. વાસુદેવ સઘળું નિરીક્ષણ કરતો-કરતો મિત્રની સાથે આગળ ચાલ્યો. છેવટે તેઓ એક મોટા વિશાળ ઓરડામાં આવીને ઉભા રહ્યા. તે ઓરડામાં દીપકોનો પૂર્ણ પ્રકાશ વ્યાપી રહ્યો હતો. આ વખતે વીસ-પચીસ માણસો તે ઓરડામાં બેઠેલા હતા. તેઓની સામે પાથરેલી ગાદી ઉપર એક ભયંકર દેખાવનો અને ક્રૂર ચ્હેરાનો અલમસ્ત પુરૂષ ખુશમિજાજે બેઠો-બેઠો હુક્કો પીતો હતો. એ પ્રચંડ પુરૂષ અન્ય કોઈ નાહ પણ શાન્તિએ જણાવેલો ભયંકર શયતાન હતો. તે મલ્લરાજના નામથી ઓળખાતો હતો. તેના નામપરથી તે ગરાશીયો યાતો ભીલ્લ કોળી જાતનો હોય એમ અનુમાન થતું હતું. તેના શરીરનો દેખાવ તેના નામ પ્રમાણે જ હતો. એ ભીમકાય પુરૂષ

પર દષ્ટિ પડતાંજ વાસુદેવ ભયભીત થઈ ધ્રુજી ઉઠયો. તેણે શાન્તિની સાથે તેની ગાદી સમિપ જઇ નીચા નમી નમન કર્યું. મલ્લરાજે મુછોપર હાથ ફેરવી પૂછયું. " શાન્તિ ! તું કહેતો હતો તે ગૃહસ્થ આજ કે ?"

" હાજી, તે તમારી મિત્રતા સ્વિકારવાને અત્યંત આતુરછે અને તેથી જ તેઓ અત્યારે અહિં આવ્યા છે. " શાન્તિએ જણાવ્યું. ત્યાં બેઠેલા સઘળા માણસોએ વાસુદેવ સામે ધારીધારીને જોયું. મલ્લરાજે વાસુદેવ સામે દ્રષ્ટિ કરી ગંભીર અવાજે પૂછયું, " તમે મારી દોસ્તી બાંધવાને ખુશી છો ? "

" હા, હું તમારા જેવા મહાન્ પુરૂષની મિત્રાચારી બાંધી કૃતાર્થ થઇશ. " વાસુદેવે મંદ અવાજે કહ્યું. વળી પાછું મલ્લરાજે પૂછયું, " તમારે મારી સાથે નજીકના એક ઓરડામાં આવી દેવી આગળ સોગન ખાવા પડશે. "

" હું તમારા દરેક હુકમ ઉઠાવવા અને તમારા શબ્દો સાંભળવા તૈયાર છું. "

" અલ્યા બહેચર ! માતાજીનો પ્યાલો લાવ. " મલ્લરાજે આજ્ઞા આપી.

બહેચર પ્યાલો લેવા ગયો. શાન્તિએ મલ્લરાજના પગ આગળ રૂપિઆ મૂકવાની ઇસારત કરી. તરત વાસુદેવે ખીસ્સામાંથી બસોનાં નોટ કાઢી તેમાંથી સો નોટો મલ્લરાજના પગ પાસે મૂકતાં કહ્યું, "મારી અને તમારી મિત્ર[illegible]ની યાદમાં હું આ નજીવી રકમ આપને નજર કરી તેનો સ્વિકાર કરવાની વિનંતી ગુજારૂં છું અને આ બીજા પચાસ રૂપીઆ અત્રે નિવાસ કરતા આપણા વફાદાર માણસોને ખાવા-પીવાની અંદર વાપરવાને આપું છું." આટલું કહી વાસુદેવે બીજી પચાસ રૂપિઆની નોટો તેના હાથમાં આપી. ત્યાં બેઠેલા માણુસો આનંદ પામ્યા. મલ્લ

રાજે તેમને આજે યથેચ્છ દારૂ પીવાની આજ્ઞા આપી દીધી. સઘળા ત્યાંથી નાચતા કુદતા ચાલ્યા ગયા અને એક બીજા ઓરડામાં એકત્ર થયા. તે ઓરડામાં એક ઘંટ લટકાવેલો હતો. એક માણસે ઘંટ વગાડવો શરૂ કર્યો; કે તેના અવાજથી આડા અવળા સૂઇ ગએલા માણસો પણ જાગૃત થઇ તે ઓરડામાં એકઠા થવા લાગ્યા. સઘળા એકત્ર થયા પછી ત્યાં દારૂની રેલમછેલ થવા લાગી. મલ્લરાજના હુકમ મુજબ બહેચર દારૂથી ભરેલો એક પ્યાલો લઇ આવ્યો; તેની સાથે બીજા બે ખાલી પ્યાલા અને એક બ્રાન્ડીની સીલ-બંધ બાટલી લેતો આવ્યો. તેણે ભરેલો પ્યાલો મલ્લરાજના હુક્કા આગળ મૂકી બ્રાન્ડીની બોટલ ખોલી અને તેમાંથી ખાલી પ્યાલા સંપૂર્ણ ભર્યા. તે પછી બહેચર બાજુપર જઇને ઉભો. મલ્લરાજે હુક્કા આગળ મૂકેલો પ્યાલો સ્વહસ્તે ઉપાડી વાસુદેવના હાથમાં આપ્યો. વાસુદેવ પોતાને ભાગ્યવાન માની તે પ્યાલો ગટગટાવી ગયો. તે પછી શાન્તિએ અને તેણે પ્યાલા ઉપાડી ખાલી કર્યા. બાટલી અને ખાલી પ્યાલા બહેચર ઉપાડી ચાલતો થયો. મલ્લરાજ હુક્કો પીવા લાગ્યો. વાસુદેવ અને શાન્તિ સીગારો સળગાવી ફુંકવા લાગ્યા. ધીમે ધીમે વાતો ચાલવા લાગી. મલ્લરાજે વાસુદેવની તમામ વાતો તથા તેની ભવિષ્યની ઇચ્છાઓ યુક્તિ-સર જાણી લીધી. એવામાંજ શાન્તિએ તેને કંઇક છૂપી ઇસારત કરી; કે જેથી તે ભીમકાય મલ્લરાજે ઉભા થઈ વાસુદેવ પ્રત્યે કહ્યું, "દોસ્ત! તું મારી સાથે ચાલ્યો આવ; ગભરાઈશ નહિ હાંકે?" કહી મલ્લરાજે ત્યાં પડેલું એક ફાનસ ઉપાડી ચાલવા માંડ્યું.

વાસુદેવ તેની સાથે ચાલ્યો. તેઓ ત્યાંથી નીકળી એક બીજા ભોંયરામાં ઉતર્યા. આ ભોંયરૂં સમચોરસ આકારનું હતું. તેની અંદર એક ગોળાકાર પત્થરનો ઓરડો આવેલો હતો. મલ્લરાજે

આગળ વધી તે ઓરડો ઉઘાડી વાસુદેવને અંદર આવવાનું સૂચવ્યું. વાસુદેવ ઓરડામાં પગ મૂકતાંજ ભયભીત થઇ ગયો. તેના આખા શરીરે પરસેવો વળી આવ્યો. તેણે શું જોયું? તેણે તે ઓરડાની અંદર મૃત મનુષ્યોનાં મુડદાં હારબંધ ઉભાં કરેલાં જોયાં. તે જાણે તાજાં હોય એમ જણાતાં હતાં. આ ઉપરાંત એ હાડપિંજરો અને હાડકાં પડેલાં દૃષ્ટિગોચર થતાં હતાં. ઓરડાની સામી બાજુની દિવાલમાં એક ગોખલો આવેલો હતો. તે ગોખલામાં કાળા પત્થરની બનાવેલી ભવાની દેવીની મૂર્તિનું સ્થાપન કરેલું હતું. દેવીનો દેખાવ ભયાનક હતો. દેવીની જીભ બહાર નીકળેલી હતી. હાથમાં ખુલ્લી તરવાર દેખાતી હતી. દેવીની આગળ બે ઘીના દીપકો અહોરાત્રિ બળ્યા કરતા હતા. વાસુદેવ આ સઘળો દેખાવ જોઇ કંપવા લાગ્યો. મલ્લરાજે ફાનસ નીચે મૂકી દેવીને પ્રણામ કરી ગજવામાંથી દિવાસળીની પેટી કાઢી દિવાસળી સળગાવી અને એક મુડદાના માથાપર ચાંપી. દવા લગાવવાથી તાજું જણાતું; પણ સુકાઇને લાકડા જેવું બની ગએલું મુડદું તેનીપર છાંટેલા બીજા કોઈ પ્રવાહી પદાર્થની અસરથી મશાલની માફક ભડભડાટ સળગવા લાગ્યું. ઓરડો પ્રકાશમય થઈ ગયો. મલ્લરાજે વાસુદેવને દેવીની આગળ ઘુંટણીએ પડવાનું જણાવ્યું. વાસુદેવ તેની આજ્ઞા મુજબ દેવી સમક્ષ બેઠો. મલ્લરાજે તેને હાથ જોડાવી કહ્યું, "વાસુદેવ! તારે આ દેવીની સમક્ષ સોગન લેવાના છે; કે તારે સદાકાળ મારી સાથે વફાદારીથી વર્તવું; સંકટમાં સર્વસ્વ સમર્પણ કરવું અને આપણી વાતો તેમજ આ ભેદી સ્થળની વાત કોઇને પણ જણાવવી નહિ. જો આ પ્રમાણે સોગન લઈ વર્તીશ તો સુખી થઈશ અને વિરૂદ્ધ વર્તીશ તો આ મુડદાંના જેવી સ્થિતિ પ્રાપ્ત કરીશ. જો તને મારૂં આ કહેવું વ્યાજબી લાગતું હોય તો માતાજી સમક્ષ સોગન ખાઈ લે."

તેનું કહેવું ધ્યાન પૂર્વક શ્રવણ કરી વાસુદેવે દેવીને પ્રણામ કરી વફાદાર રહેવાના સોગન ખાધા. બસ તેજ ક્ષણે મહારાજે અપૂર્વ ઉત્સાહથી તેને આલિંગન આપી કહ્યું, “ વાસુદેવ ! તું આજથી મારો ભાઈ, સુખ દુઃખનો ભાગીદાર થયો છે. હું તારા શત્રુઓનો નાશ કરી તારી સઘળી ઇચ્છાઓ પૂર્ણ કરીશ. ચાલ દોસ્ત આપણે હવે અત્રેથી ચાલ્યા જઇએ.” મહારાજે જવાનું જણાવ્યું. મુડદું બળી રહ્યું હતું. વાસુદેવ પાછળ જોતો જોતો મહારાજની સાથે ત્યાંથી બહાર નીકળ્યો. મહારાજે તે ઓરડો બંધ કરી ચાલવા માંડયું. બન્ને જણા થોડીવારે શાન્તિની પાસે આવ્યા. વાસુદેવે ઘડીઆળ કાઢી જોયું તો સવાદસ વાગેલા જણાયા. તેણે જવાની ઇચ્છા દર્શાવી. શાન્તિ આજે ત્યાં જ રહેવાનો હોવાથી મહારાજે પેલા બહેચરને પાસે બોલાવી વાસુદેવને ડહેલા બહાર મૂકી આવવાનું જણાવ્યું. બહેચર ફાનસ પકડી આગળ ચાલ્યો. વાસુદેવ મહારાજની સાથે હાથ મિલાવી બહેચરની પાછળ જવા લાગ્યો. બહેચર તેને થોડીવારમાં એક ટુંકા રસ્તે થઇને ડહેલાની બહાર લાવ્યો. વાસુદેવ તેને પાછો જવાનું કહી ગાડી તરફ ચાલ્યો. બહેચર પાછો ફરી બેદી મકાનમાં અદૃશ્ય થયો. બહાર ભિષણ અંધકાર વ્યાપેલો હતો. સર્વત્ર શૂન્યકાર જણાતું હતું. વાસુદેવ તારાઓના ઝાંખા પ્રકાશમાં ઠોકરો ખાતો-ખાતો આખરે ગાડી પાસે આવ્યો. તેણે ઝોકાં મારતા ગાડીવાળાને જગાડયો. ગાડીવાળાએ જાગૃત થઈ પોતાની બેઠકપર સ્થાન લીધું. વાસુદેવ ગાડીમાં ચઢી બેઠો. ગાડી શહેર તરફ જવા લાગી.

૧૯

## પિશાચોની પાપલીલા.

યુવાનીમાં મદમસ્ત થઇ, દિલે દિવાનાં રાચતાં,
ફેશન તણા ફંદે ચઢી, બહુ બ્રાન્ડી બોટલ તોડતાં;
પૂન્ય પાપની પરવા નહિ, સમજે કે રસ્તો સાફ છે,
પણ સમજાય દુઃખે ડુબતાં, કે સત્ય અહિં ઇન્સાફ છે.

વાસુદેવપ્રસાદની ગાડી નગરમાં દાખલ થઇ તેના બંગલા તરફ જવા લાગી. તે વિચાર કરતો હતો કે, " આજે શાન્તિ તેના મકાને આવવાનો નથી; તો લાવ હું તેના મકાને જઈ સૌન્દર્યવતીને મારા બંગલે લઇ જાઉં; કારણકે આજે મારે ત્યાં પણ કોઇ નથી, એટલે અમારે આજની આખી રાત્રિ આનંદમાં પસાર થશે. સારૂં થયું કે આજે ઇન્દુ પણ તેના પિયર પધારી ગઇ છે. બંગલામાં બ્રાન્ડીની બે બોટલો પણ તૈયાર છે, ફક્ત એક દિલદારની ખામી છે; તે ખામી સૌન્દર્યવતીના આવવાથી દૂર થશે. ચાલ ત્યારે એ રસિલીને બંગલે ઉપાડી જાઉં; પણ તે ઉંઘી ગઈ હશે તો ?" તેના મનમાં વિચાર સ્ફુર્યો. તેણે ખીસ્સામાંથી વોચ કાઢી ગાડીના ફાનસના અજવાળે જોયું, તો સાડા અગીઆર વાગેલા જણાયા. ઘડીઆળને ગજવામાં મૂકીને તે આત્મગત બોલ્યો, " હજીતો સાડા અગીઆર વાગ્યા છે. તે હજી જાગતી હશે અને કદાચ દિલરૂબા બજાવી દિલને બ્હેલાવતી હશે. ચાલ ત્યારે ગાડીને એ તરફજ લેવરાવું." આમ નિશ્ચય કરી વાસુદેવે ગાડી બહાર ડોકીયું કરી જોયું તો જણાયું કે શાન્તિના ઘર તરફ જવાનો રસ્તો નજીક આવ્યો છે. તેણે કહ્યું, " ગાડીવાલા ?"

" જી, શું હુકમ છે ?"

" ગાડી જમણા હાથ તરફના રસ્તે લેજે. "

" સાહેબ ! આપનો બંગલો તો બીજી બાજુએ રહ્યો; અને ગાડી આ તરફ કેમ લેવરાવો છો ? "

" મારે એક ઓળખાણવાળી સ્ત્રીને અત્યારે બંગલે લઈ જવાની છે, સમજ્યો ? "

" સમજ્યો સાહેબ. " કહી ગાડીવાળાએ મનમાં હસી ગાડીને એ રસ્તે હાંકી. ગાડી થોડીવારે શાન્તિના મકાન આગળ આવીને ઉભી રહી. વાસુદેવે ગાડીમાંથી નીચે ઉતરી મકાન નજીક જઈ બૂમ મારી, " શાન્તિલાલ ! એ શાન્તિલાલ ? "

ઘરમાં કોઈ નહિ હોવાથી તેને કોણ જવાબ આપે ? જેવો પતિ એવી પત્ની. શાન્તિ આજે બીજે રહેવાનો હોવાથી તેમનાં સુંદરી પણ અન્ય સ્થળે સહેલગાહે નીકળી પડયાં હતાં. વાસુદેવે જવાબ નહિ મળવાથી ઘરની સાંકળ તપાસી તો તેને તાળું લગાવેલું જણાયું. દારૂડીયાની દિલગીરીનો પાર રહ્યો નહિ. તેણે આસપાસ જોયું; તો અંધકાર વિના કંઈ જણાયું નહિ. તે નિરાશ વદને ગાડી નજીક ગયો; અને જેવો અંદર બેસવા જાય છે; એવામાં જ એક બીજી ગાડી સામેથી આવતી જણાઈ. કામાંધના હૃદયમાં આશાનો સંચાર થયો. તે આશાતુર નયને આવતી ગાડી તરફ જોઈ રહ્યો. તે ગાડી પણ શાન્તિલાલના ઘર આગળ આવીને ઉભી રહી. ગાડીવાને નીચે ઉતરી ગાડીનું દ્વાર ઉઘાડયું. અંદરથી અપ ટુ ડેટ ફેશનમાં ફાંકડી બનેલી રસીકા બહાર નીકળી. તેને જોતાં જ વાસુદેવ આનંદ પામી મન સાથે બોલી ઉઠયો, " આવી, મારી મનહરણી ડીયર આવી પહોંચી. અહા ! ગાડીમાંથી તે કેવી લટક ચાલે નીચે ઉતરી હૃદયભેદક એકટીંગથી ચાલી દૂર ઉભી રહી ! વાહ, ગુલેગુલાબ વાહ. " આમ મનમાં બરબડી

વાસુદેવ તેની તરફ જોઇ રહ્યો. એવામાં જ તે ગાડીની અંદર બેઠેલા એક માણસે ગાડીવાનને ગાડી હાંકવાનું કહી સૌન્દર્યવતી પ્રત્યે કહ્યું, " વેલ લેડી ! ગુડનાઇટ. "

" ગુડનાઇટ. " જવાબ આપી સૌન્દર્યવતી જતી ગાડીને જોઇ રહી. તે ગાડી પસાર થઇ ગઈ.

સૌન્દર્યવતીએ બીજી ગાડી તરફ જોયું. વાસુદેવ ગૂપચૂપ ઉભો રહ્યો હતો. તેનીપર દૃષ્ટિ પડતાં સૌન્દર્યવતીએ રૂવાબથી પૂછ્યું. " અરે ત્યાં કોણ ઉભું છે ? "

" એક પ્રેમ ભિક્ષુક. " આમ બોલી વાસુદેવ તેની નજીક આવ્યો. સૌન્દર્યવતીએ તેને ઓળખી પૂછ્યું.

" ડીયર ! અત્યારે અંધકારમાં શાકારણથી આવવું પડયું છે ? "

" તારા પ્રેમે મને અહિં આવવાની ફરજ પાડી છે. તારા સ્નેહ સરોવરમાં ન્હાવાની ઇચ્છાથી હું અત્યારે અહિં આવ્યો છું. "

" એમ ! ત્યારે ચાલો હું તમને અત્યારે રસ સરિતામાં ખૂબ નવરાવું. " સૌન્દર્યવતીએ તેનો હાથ પકડયો. વાસુદેવે કહ્યું, " ડીયર ! તું અત્યારે મારા બંગલે ચાલ, ત્યાં ઠીક પડશે. "

" શું ત્યાં લઈ જઇને મારી ફજેતી કરાવવી છે કે ? "

" અરે આજે તો ત્યાં કોઇ નથી. "

" શું ઇન્દુ બંગલે નથી ? "

" ના, તે તો આજે તેના પિયર ગઈ છે. "

" પણ કદાચ તમારા નોકર ચાકરો તેને કહી દેશે તો ? "

" તેની ફિકર મારે માથે. ફક્ત પેલા રામલા સિવાય દરેક નોકરો મારી મારી મરજી પ્રમાણે જ વર્તનારા છે. "

" તો હું ઘણી જ ખુશીથી તમારી સાથે આવવાને તૈયાર છું. ચાલો ડીયર. " કહી સૌન્દર્યવતી તેનો હાથ પકડી ગાડી પાસે આવી. સર્વ પ્રકાર અવલોકી રહેલા ગાડીવાળાએ નીચે ઉતરી બારણું ઉઘાડી માર્ગ કરી આપ્યો. સૌન્દર્યવતી ગાડીમાં બિરાજી. પછી વાસુદેવે તેની જોડે સ્થાન લીધું. ગાડીવાન દ્વાર બંધ કરી તેની જગાએ બેઠો અને ઘોડાને ચાબુક લગાવી ગાડી પૂરપાટ દોડાવી મૂકી. ગાડીને થોડેક દૂર જવા દઇ વાસુદેવે પૂછયું, " વ્હાલી ! તું આજે કયાં ગઈ હતી ?"

" સીનેમા જોવા. આજે ઘણી જ મઝેની ફિલમ હતી. "

" એ તો જાણે ઠીક, પણ તને ગાડીમાં બેસાડી મકાને પહોં-ચાડવા આવનાર કોણ હતું ?"

" એ એક યુરેઝીયન જેન્ટલમેન હતા. મારે થોડાક દિવસથી તેમની સાથે ઓળખાણ થયું છે. તે ઘણા જ પ્રેમી માણસ છે, ઓમએમાં સારા હોદ્દાપર છે. તેમણે તમારા ફ્રેન્ડને કોઇ સારી સર્વી-સમાં જોઇન્ટ કરવાનું મને પ્રોમીશ આપ્યું છે. "

વાસુદેવનું મન ઇર્ષ્યાગ્નિથી બળી ઉઠયું. પુનઃ તેણે પૂછયું, " તેમની સાથે ઓળખાણ ક્યાંથી થઇ ?

" થીએટરમાંથી. હું તે દિવસે નાટક જોવાને ગઇ હતી; ત્યારે તે જેન્ટલમેન મારી જોડેની જ ખુરશીમાં બેઠા હતા. "

" તેમનું નામ શું છે ?"

" મી. જેમ્સ. "

" તે આ શહેરમાં કેમ આવ્યા છે. "

" તેની મને ખબર નથી; પણ હું એટલું તો જાણી શકી છું કે તે જેન્ટલમેનની લાગવગ પુષ્કળ છે. "

" તે અહિં ક્યાં સુધી રહેનાર છે ? "

" ફક્ત છ મહિના.

" સીનેમા જોવાને એ ગૃહસ્થ તને બોલાવવા આવ્યા હતા કે તું તેમને ત્યાં ગઇ હતી ? "

" તેઓ જાતે જ ગાડી લઇને મને લેવાને આવ્યા હતા. "

" તે ગુજરાતી જાણે છે કે ? "

" ઘણું જ મઝેનું. તેઓ મારી સાથે ગુજરાતીમાં જ વાતો કરેછે. "

વાસુદેવ મનમાં બડબડયો, " અને તેથી જ તે લુચ્ચો તેની પ્રપંચજાળમાં ફસાવવાને ફાવ્યો હશે. " આમ બડબડી પુનઃ તેણે પૂછ્યું, " એ મહાશય હાલ રહે છે ક્યાં ? "

" નદીપાર આવેલા તેમના એક ફ્રેન્ડના બંગલામાં. ડીયર ! વારંવાર આ બાબત શામાટે પૂછ્યા કરોછો ? "

" મારી મધુરી ! હું તો તને સ્હેજ પૂછુંછું. " કહી વાસુદેવે ગાડીમાં જ તેને ચુંબનથી વધાવી લીધી. બંગલો આવ્યો ગાડી ઉભી રહી. ગાડીવાને બારણું ઉઘાડયું. ફેશનેબલ જોડું બહાર નીકળ્યું. બંગલાનો ભૈયો ઝાંપો ઉઘાડી બહાર આવ્યો. વાસુદેવે ભૈયાને કહ્યું, " તુમ એ બાઈ સાબકુ ભીતર લે જાઓ; ને ઉનકુ ઉપરકા રૂમમાં બીઠાવ. "

" બહોત ખૂબ સરકાર. " કહી ભૈયો આગળ ચાલ્યો. સૌન્દર્યવતી તેની પાછળ ચાલી ઉપરના રૂમમાં દાખલ થઈ એક ઝુલતી ખુરશીમાં પડી ઝુલા ખાવા લાગી. વાસુદેવે ગાડીવાળાને ભાડા પેટે વીસ રૂપિઆનાં બે નોટ આપ્યાં; અને ઉપરથી પાંચ રૂપીઆ રોકડા ઇનામના આપ્યા. ગાડીવાળો પ્રસન્ન થઇ શેઠને સલામ કરી ચાલતો થયો. વાસુદેવે સીગાર સળગાવી અંદર ચાલવા માંડયું; પણ એવામાં એક

પુરૂષાકૃત્તિ તેની નજીકમાં થઇને ઝડપથી પસાર થઇ ગઇ. વાસુદેવ વિસ્મયતાથી જોઈ રહ્યો. ઝાંખાં બળતાં ફ્લાનસોમાં કંઇ જણાયું નહિ. મગજનો ખાલી ભ્રમ સમજી વાસુદેવ બંગલામાં આવ્યો. તેણે અંદર આવી ભૈયાને ડોસાના સમાચાર પૂછ્યા. ભૈયાએ મોટા શેઠના ઉંધી જવાના સમાચાર જણાવ્યા. વાસુદેવે તેને પિતાની પાસે જઈ સૂઇ રહેવાનું સૂચવી ઉપર ગમન કર્યું. ભૈયો ઝાંપો બંધ કરી રામપ્રસાદ શેઠના રૂમમાં જઇને સૂતો. ઝાંપા આગળના કમ્પાઉન્ડમાં નાનો નોકર રામલો બેન્ચપર ભરનિદ્રામાં પડયો હતો. વાસુદેવે ઉપર આવી કપડાં કાઢી નાઇટડ્રેસ ધારણ કર્યો; તે પછી કબાટમાંથી એક્સ ઓ નંબર વનની એક બોટલ કાઢી આરસના ટેબલપર ગોઠવી, તેની સાથે ચળકતા કાચના બે નાના પ્યાલા તથા સોડાવોટરની બે બાટલીઓ અને મશીનથી બનાવેલાં સ્વાદિષ્ટ બીસ્કીટ એક રકેબીમાં ભરી ત્યાં મૂકયાં. તેણે આનંદ અર્પનારી સઘળી વસ્તુઓ એકત્ર કરી શયનાલયનાં સઘળાં દ્વાર બંધ કર્યાં અને પછી ઝુલતી ખુરશીમાં પડેલી પ્રિયતમાને ત્યાંથી ખેંચી લાવી આરસના ટેબલ આગળ ગોઠવેલા સોફા પર બેસારી પોતે તેની સાથે બેઠો. અનીતિના અખાડાની શરૂઆત થઈ. શરાબના પાન સાથે હાસ્કથી રંગાએલાં પિશાચ–પિશાચિની આમોદ–પ્રમોદ કરવા લાગ્યાં, પ્રિય પાઠકો ! આ દુષ્ટોને અનીતિના ખાડામાં પડયાં રહેવા દઈ ચાલો આપણે બંગલામાંથી બહાર નીકળી વાસુદેવની નજીકમાં થઇને પસાર થઈ ગએલી વ્યક્તિની પાછળ જઈએ. તે વ્યક્તિ અન્ય કોઈ નહિ પણ વાસુદેવનો દોસ્ત કાન્તિલાલ હતો. ગુણવંતી પ્રત્યે ચલાવેલા ગેરવર્તનથી તે વાસુદેવની પર ચિડાયો હતો અને તેથી તેની ફજેતી કરી ચાતો તેની સ્ત્રી ઇન્દુમૂખીને સમજાવી–ફોસલાવી ચાતો બળાત્કારથી ભ્રષ્ટ કરી પોતાનું વૈર વાળવાનો લાગ તપાસતો

હતો. તે તેના મનમાં એમ સમજતો હતો કે જેવો વાસુદેવ હશે તેવી ઇન્દુ પણ હશે. તે મારા સમજાવ્યાથી તરત સમજી જશે અને મારી પ્રેમપાત્ર બની વાસુદેવ પૂર વૈર વાળવામાં મારી મદદગાર થઈ પડશે. આવા વિચારથી તે દરરોજ સાયંકાળે ઘેરથી નીકળી વાસુદેવની હિલ-ચાલ તપાસતો હતો. આજે જે વખતે વાસુદેવ શાન્તિની સાથે ગયો તે પછી થોડીવારે કાન્તિએ ત્યાં આવી વાસુદેવ તથા ઇન્દુમૂખીના સમાચાર મેળવી લીધા. બાદ તેણે શાન્તિના મકાને જઇ સૌન્દર્યવતીની તપાસ કરી; પણ તે મકાને હતી નહિ. આથી તેને વ્હેમ પડયો કે નક્કી વાસુદેવ જ સૌન્દર્યવતીને લઇ સહેલ કરવાને ઉપડી ગયો હશે. ત્યારે લાવ હવે હું ઇન્દુના પિયર જઇ તેને સઘળી વાત જણાવી દઉં અને લાગ ફાવે મારી સોગટી પણ અજમાવી જોઉં." આમ નિર્ણય કરી તે ઇન્દુમૂખીના પિયરને પંથે પળયો, અર્ધે રસ્તે જતાં તેને ઇન્દુની પડોશમાં રહેતો એક માણસ મળયો. તે જ્ઞાતિએ બ્રાહ્મણ હતો, તેનું નામ પ્રાણશંકર હતું; તે સ્વભાવે શાન્ત અને એકાન્ત વાસી હતો. કાન્તિએ તેને ઓળખી પાસે બોલાવ્યો અને ઇન્દુની ખબર પૂછવાના ઇરાદે તેને પૂછ્યું, "મી. પ્રાણશંકર! અત્યારે કઇ તરફ પધારો છો?"

"ભાઈ! આજે મારી પડોશમાં શ્રીસત્યનારાયણ ભગવાનની કથા છે; તેથી કેળનાં પાંદડાં લેવા જાઉં છું." પ્રાણશંકરે જણાવ્યું.

"તમારી જોડે તો ઇન્દુમૂખીના પિતાનું ઘર આવ્યું, શું તેમને ત્યાંજ કથા છે કે?"

"હાજી, લ્યો હવે રજા લઉં છું." પ્રાણશંકરે જવા માંડયું, કે તરત કાન્તિએ તેને અટકાવી કહ્યું. "અરે મીસ્તર! આમ એકદમ ચાલ્યા શું જાઓ છો? જવાય છે, ચાલો આજે તો આપણે સાથે બેશીને ચ્હા પીએ."

"માફ કરો. મ્હેં કેટલાએ દિવસથી ચ્હા પીવાની છોડી દીધી છે, આપ સુખેથી ચ્હા પીવાને પધારો." કહી પ્રાણશંકર તેના સામે જોયા સિવાય ચાલતો થયો. તેની પાછળ જોઇ રહેલો કાન્તિ બડબડયો, "સો ચુંવા મારકે બીલ્લીબાઈ પાટ બેઠાં; એવો ઘાટ એ પ્રાણીયાએ કર્યો. ખેર, તે ચ્હા પીવા ના આવ્યો તો મારા પૈસા બચ્યા." આમ બડબડી કાન્તિલાલે નજીકમાં આવેલી એક હોટેલમાં જઇ ચ્હાનું પાન કર્યું. તેણે ઇન્દુમુખીને ત્યાં કથા થઇ રહ્યા પછી જવાનો વિચાર કરી હોટેલમાંથી નીકળી પુનઃ વાસુદેવના બંગલા આગળ આવી આંટા મારવા માંડયા. નવ વાગ્યા, હજી વાસુદેવ આવ્યો નહિ, નક્કી કંઇક નવાજુની છે ખરી. આજે ઇન્દુને ત્યાં નહિ જવાય તો ફિકર નહિ; પણ વાસુદેવની હિલચાલ તો પૂરેપૂરી તપાસવી. આવી રીતે વળી પાછો વિચાર બદલી ત્યાં આવેલા એક મકાનના ઓટલાપર બેઠો, છેવટે રાત્રિના પોણા બાર વાગે વાસુદેવપ્રસાદ સૌન્દર્યવતી સાથે બંગલે પધાર્યા. કાન્તિએ તેમને જોયાં. તેના આનંદનો પાર રહ્યો નહિ. તેણે સૌન્દર્યવતીને બંગલામાં જતી જોઇ. કાન્તિ વાસુદેવના મનનો વિચાર જાણી ગયો. બસ, આજે હું વાસુદેવની પૂરેપૂરી ફજેતી કરીશ. ઇન્દુને ગમે એ પ્રકારે અહિં તેડી લાવી અંદરનો રંગ દેખાડીશ. બસ પછી જોઈ લ્યો મઝા. પતીપત્નીમાં ખુબ ચકમક ઝરશે. ચાલ જીવ હવે ઇન્દુના પિયર તરફ." વિચાર નક્કી કરી કાન્તિ વાસુદેવને ઉતારી ગએલી ગાડી પાછળ દોડી બુમો પાડી ગાડીને ઉભી રખાવી આં જતાં આવતાનો એક રૂપીઓ ભાડાનો ઠરાવી અંદર ચઢી બેઠો. ગાડી થોડીવારે ઇન્દુના પિતાના મકાન આગળ આવી ઉભી રહી. કાન્તિ ગાડીમાંથી ઉતરી અંદર ગયો અને બુટ કાઢી પ્રસાદ લેવાને એકત્ર થએલ માણસોની જોડે બેઠો. કથા ક્યારનીએ થઇ રહી હતી. પ્રસાદ વ્હેંચાતો

હતો, તેને પણ પ્રસાદ મળ્યો. એકત્ર થએલાં માણસો પ્રસાદ લઈ ચાલતાં થયાં; ફક્ત કાન્તિને મળેલો પ્રાણશંકર ત્યાં બેશી રહ્યો. કાન્તિએ તેને ઇન્દુમૂખીને બોલાવવાનું જણાવ્યું. પ્રાણશંકર મકાનની અંદરના ઓરડામાં જઇ ઇન્દુને બોલાવી લાવ્યો. ઈન્દુની દ્રષ્ટિ કાન્તિપર પડી. તેણે આશ્ચર્ય પામી પૂછ્યું, "કેમ કાન્તિલાલભાઇ! તમારે અત્યારે અત્રે આવવું પડયું છે?"

"તમને સમયસર ચેતાવવા; કારણ કે મ્હેં અત્યારે એવો પ્રસંગ નિહાળ્યો છે કે જેથી એક વફાદાર મિત્રનું દિલ દુખાયા સિવાય રહે જ નહિ; પણ તે વાત તમારી આગળ ઉચ્ચારતાં મારી જીભ ઉપડતી નથી. ઈન્દુ બ્હેન! તમે અત્યારે બંગલે ચાલો, ત્યાં અદ્‌ભુત લીલા થઈ રહી છે."

"પણ જણાવોતો ખરા કે એવું તે છે શું?" ઇન્દુએ ગભરાઇને પૂછ્યું.

"હાલ સઘળું જણાવવા જેટલો સમય નથી; તમે જલ્દીથી બંગલે ચાલો; ત્યાં આવ્યા પછી સઘળી બાબતની ખબર પડશે."

ઈન્દુને વ્હેમ પડયો કે રખેને કાન્તિ દારૂ પીને તો આવ્યો નહિ હોય. આથી પુનઃ તેણે પૂછ્યું,

"તમે છાકટા બનીને તો અહિં આવ્યા નથીને?"

"બ્હેન! મને એવું શામાટે કહોછો? મ્હેં આજે કેટલાએ દિવસથી તે દુષ્ટ વ્યસનનો ત્યાગ કરી વાસુદેવની મિત્રાચારી પણ ત્યાગી દીધી છે. આતો મારાથી જોવાયું નહિ એથી જ હું તમારી પાસે ગાડી બાડે કરીને આવ્યો છું."

"ત્યારે તમે સ્પષ્ટ જણાવી દયોને કે છે શું? બંગલામાં ચોરતો પેઠા નથીને?"

" અરે ચોરથી પણ વધારે ખરાબખસ્ત કરનારી એક ખૂબસૂરત બલા અત્યારે તમારા બંગલામાં પેઠી છે. ઇન્દુ બ્હેન ! તમે પ્રથમ ગાડીમાં બેસો, હું અંદર સવિસ્તર હકીકત જણાવીશ. "

ઇન્દુને પાકો વ્હેમ પડયો. તેણે પ્રાણશંકરને સાથે આવવાને તૈયાર થવાનું કહી માતાપિતાની રજા મેળવી. પ્રાણશંકર તૈયાર થઈ આવ્યો. ત્રણે જણાં ગાડીમાં બેશી બંગલા તરફ જવા લાગ્યાં.

કાન્તિએ ધીમે ધીમે સઘળી વાત ઇન્દુમૂખીને જણાવી. સુશિલ બાળાના સુકોમળ હૃદયમાં સખ્ત આઘાત થયો, તેના મુખમાંથી નિઃશ્વાસ ધ્વનિ નીકળ્યો. તેણે ત્યાંથી પાછાં ફરી પીયેર જવાનો વિચાર કર્યો. પણ વળી પાછો વિચાર સ્ફુર્યો કે લાવ આટલે સૂધી આવી છું તો હવે બંગલામાંજ જાઉં. મારૂં ભાગ્ય ભયાનકજ છે. જો તેમ ના હોત તો મારે આવા કુસંસ્કાર નજરે કયાંથી જોવા પડત." ઇન્દુ શોકસમુદ્રમાં પડી. ગાડી બંગલા આગળ આવી ઉભી. ત્રણે જણાં નીચે ઉતરી ઝાંપા પાસે આવ્યાં. ગાડીવાળો પૈસા લઇ ચાલ્યો ગયો. ઇન્દુએ ધીમે રહી ભૈયાને બે ચાર બૂમો મારી. રામલો ઝાંપા પાસે સૂતેલો હોવાથી જાગી ઉઠયો. તેણે ઇન્દુનો અવાજ ઓળખી ઝાંપો ઉઘાડી પૂછ્યું, " મ્હોટાં બ્હેન ! અત્યારે એકાએક કેમ આવ્યાં ? "

" ત્યાં કાંઈ ગમ્યું નહિ એટલે ચાલી આવી. રામા ! મોટા શેઠની તબિયત કેમ છે ? "

" સાંજનો તાવ ઓછો છે, સ્હેજ કાંજી પીધી છે. "

" વારૂ નાના શેઠ સૂઇ રહ્યા છે કે જાગે છે ? "

" એતો આજે અગીયાર વાગે બંગલે પાછા આવવાનું કહી પેલા શયતાન શાન્તિ સાથે બહાર નીકળી પડયા છે; પછી કદાચ

પાછા આવીને સૂઇ ગયા હોયતો મને ખબર નથી. હુંતો આજે નવ વાગ્યાથીજ ઉંઘી ગયો હતો."

"બહુ સારૂં, તું હવે આ ઝાંપો બંધ કરી સૂઇ જા." કહી ઇન્દુ ક્રાન્તિ તથા પ્રાણશંકરને લઇ ઉપર આવી અને તેમને ઉપરના એક ઓરડામાં સૂઇ રહેવાનું સૂચવી શયનભુવન આગળ આવી. ત્યાંનાં સઘળાં બારી બારણાં બંધ કરેલાં હતાં. તેણે બીજી બાજુએ જઇ એક નાના બાકામાંથી અંદર જોયું. તેનું લોહી ઉકળી આવ્યું. પોતાના શયનમંદિરમાં ભ્રષ્ટાચાર થતો જોઇ તેની આંખ્યોમાં જળ ભરાઇ આવ્યું. ઇન્દુ દુઃખી દિલે અંદરનો દેખાવ જોઇ રહી. શયનાલયમાં વાસુદેવ અને સૌન્દર્યવતી સૂરાપાનથી મદોન્મત્ત બની અરસ્પરસ નાટકનાં ભાષણો કરી એકબીજાને રીઝાવી રહ્યાં હતાં. આ વખતે રીસામણાં-મનામણાંનો પ્રવેશ ભજવાતો હોય એમ જણાતું હતું. સૌન્દર્યવતી રીસાઇને એક બાજુએ ઉભી રહી સૂરાપાનથી રકત થએલી આંખ્યો થનક થનક નચાવી દારૂડીયાનું કલેજું વિંધતી હતી. વાસુદેવ પ્રેમભર્યા મોહક ભાષણોથી તેને મનાવતો હતો, પગે પડતો હતો. છેવટે માનમાં ઉભેલાં માનુનીએ માન મૂકી વાસુદેવને આલિંગન આપ્યું. મનાએલી માશુકને વિશેષ રંગમાં રંગવા વાસુદેવે તેની બાથમાંથી વિમૂક્ત થઇ ટેબલપર તૈયાર ભરી મૂકેલી સૂરાની પ્યાલી ઉપાડી તે સુંદરીના અધરોષ્ટ આગળ ધરી કહેવા માંડયું,

"પીઓ આ પ્રેમની પ્યાલી, કે જે દુઃખ દિલનાં કાપતી,
સંસાર માંહિ સ્વર્ગ સુખ, બસ આ મદિરા આપતી.

પીઓ, પ્રેમસુંદરી! આ રસીકના હાથથી આ આનંદ પ્યાલી પીઓ." કહી તેણે સ્વહસ્તે તેને પ્યાલી પાઇ દઇ પુનઃ બોલવા માંડયું,

" પૂરાં જે ભાગ્યવાન હોએ, સૂરાનું પાન તે કરશે,
બની રસબસ સૂરાથી, અજબ આનંદ ભોગવશે.

સુંદરી ! તું સૂરાના પાનથી અત્યારે ત્રિભુવન મોહિની જેવી જણાય છે. આજે ત્હેં મને અધિકાધિક આનંદ આપી જીવતાં જ સ્વર્ગસદનમાં મોકલા આપ્યો છે. અહા !

ઉડાવી પ્રેમની પ્યાલી, બની મતવાલી તું પ્યારી,
ગુલાબી ગાલની લાલી, દીએછે દુઃખતો ભારી. "

આમ બોલતા તે કામોન્મત્ત પશુએ તે પિશાચિનીને તેના બન્ને હાથમાં ઉઠાવી હૃદય સાથે દાબી ચુંબન કર્યું. પાપની પરિસીમા આવી રહી.

---

२०

## ઇન્દુની મનોવ્યથા

સાકર પડી ગર્ધવ સમિપે, વાંદર કને પારમમણી,
સતીને પતિ પાપી મળે, આ શી લીલા કુદરત તણી ?

પાપી પતિનો પાપાચાર નિહાળી ઇન્દુમૂખીની આંખ્યોએ તમ્મર આવ્યા. તેનું માથુ ભમવા લાગ્યું. ઇન્દુ કપાળપર કર પ્રહાર કરી નીચે બેશી ગઇ; અને પછી થોડીવારે હૃદયને સ્વસ્થ કરી નિઃશ્વાસ નાખી આત્મગત્ બોલવા લાગી કે, " ઓ વિભુ ! મારા કર્મના આ શા તમાસા ? હું આ કષ્ટ કથા કોની આગળ જઇ રડું ? હા ! અફસોસ,

પવિત્ર આ પ્રાસાદમાં, કેવાં કુકર્મો થાય છે;
ભ્રષ્ટ થઇ ભર્તાર મારો, નર્ક માંહિ જાય છે.
આ શાન્તિ સદન પૂન્ય ભૂમિ, દેવ કેરો વાસ છે;
તો દેવ કેરા વાસમાં, હા ! આજ શો ઉત્પાત છે,

હાય ! દેવના વાસમાં દૈત્યનો નિવાસ થયો છે. તેમાં પિશાચોની પાપ લીલા થઈ રહી છે. ઓ પ્રભો ! હું શું કરૂં ? મારાથી સહન થતું નથી." આમ બોલતી ઈન્દુનું હૃદય ભરાઇ આવ્યું. તે ત્યાંથી ઉભી થઈ એક બીજા ઓરડામાં આવી અને ત્યાં બાંધેલા હિંચકાપર બેશી તેણે કરૂણ કલ્પાંત કરતાં બોલવા માંડયું.

"પતિ ! તમે આમ છેકજ શું પતિત થઈ ગયા ? શું મારા ફૂટેલા ભાગ્યને લીધેજ તમને આવી વિપરીત બુદ્ધિ ઉત્પન્ન થઇ છે ? શું આપણું જીવન આવી રીતેજ વ્યતિત થવાનું છે ? શું છાણના કીડા છાણમાંજ મરવાના ? શું કોઈ ઉદ્ધારક નહિ હોય ? હા ! પતિત પતિ ! યાદ રાખજો કે આખરે વિમાસવું પડશે. યુવાની ચળકતી ચાંદની જેવી છે, તેને જતાં વાર લાગશે નહિ. તમને મોંઘો મનુષ્ય જન્મ મળ્યો છે, તો તેને શા માટે અનીતિના ખાડામાં પડી નકામો કરી નાખો છો ? તમારા પાપાચારથી આ સ્થળની લક્ષ્મી પલકવારમાં પાયમાલ થઇ જશે, આ ભવ્ય મહાલય મશાણ જેવું બની જશે અને તમારૂં પ્રફુલ્લ બદન શૌર્યહીન બની આખરે કંગાલ–વિરૂપ બની જશે. તે વખતે તમારૂં કોઇ પણ નહિ થાય. પંખીયો પણ લીલા વૃક્ષનોજ આશ્રય કરે છે, જળચર પ્રાણીયો જળ જતાં અન્ય જળાશય તરફ ગમન કરે છે; તેવીજ રીતે તમારાં અત્યારનાં પ્રેમિ–પાપીજનો તમારૂં સર્વસ્વ નાશ થતાં ચાલ્યાં જશે. બસ હવે સમજવું હોય તો સમજજો; નહિ તો આખરે પશ્ચાતાપના પ્રચંડ અગ્નિ કુંડમાં પડી પોક મૂકી રડજો. હા ! અફસોસ ! આવું અનેક વખત કહેવા છતાં તેમને જ્ઞાન પ્રાપ્ત થતુંજ નથી. ખરેખર એથી સમજાય છે કે તેમનું ભાગ્ય ફુટેલું છે અને તેમની જોડે મારી પણ ભાગ્યદેવી રૂઠેલી છે." આવી રીતના મનોદ્દ્ગાર કાઢતી ઇન્દુ શોકમય મૂખે દિલગીરીમાં ગરકાવ થઇ હિંચકાપર બેશી

રહી. એ અરસ્સામાં તેને કોઇકનાં ચાલી આવવાનાં પગલાંનો અવાજ સંભળાયો. ઈન્દુએ ચમકીને એ તરફ દૃષ્ટિ કરી. કાન્તિ ત્યાં આવતો જણાયો. " તે અત્યારે મારી પાસે કેમ આવતો હશે ? " ઇન્દુને વિચાર સ્ફુર્યો. કાન્તિએ ઇન્દુના ઓરડામાં આવી એક ખુરશીપર બેશી પૂછ્યું, "શું હજી સુધી તમે જાગો છો કે ? મ્હેં તો જાણ્યું કે તમે ક્યારનાંએ ઉંઘી ગયાં હશો. વારૂ નવીન નાટક નજરે પડયું કે નહિ ? "

"ત્યાંનાં સઘળાં બારી બારણાં બંધ હોવાથી હું બરાબર કેવી રીતે જોઇ શકું ? તેમ હવે જોવાની પણ ઇચ્છા નથી. કાન્તિભાઇ ! એતો જે કરશે એ ભરશે. પાપનો ઘડો સંપૂર્ણ ભરાતાં આપોઆપ ફૂટી જશે. પણ વારૂ તમે અત્યારે મારી પાસે કેમ આવ્યા છો ? "

ઈન્દુમૂખીના ગંભીર શબ્દોએ અને તેની ભવ્ય મુખાકૃતિ પર ઝગઝગી રહેલા પવિત્ર તેજના પ્રભાવથી તે તેની દુષ્ટ ઇચ્છા એકદમ જાહેર કરવાનું સાહસ કરી શક્યો નહિ. તેનું મલીન મન ધડકવા લાગ્યું અને કહું કે ના કહું ના વિચાર વમળમાં ઘસડાવા લાગ્યું. એવામાં પુનઃ ઇન્દુએ પૂછ્યું, " કેમ મૌન રહ્યા ? જવાબ આપોને ? "

" ત...ત...તમને એક વાત કરવી છે. " કાન્તિએ ગભરાઇને જલ્દીથી કહી નાખ્યું.

" ભાઇ ! વિના સંકોચે જણાવો કે તમારે શું કહેવું છે ? " ઇન્દુ પ્રશ્ન કરી એકાએક વિચારમાં પડી ગઇ. તેનું ધ્યાન કાન્તિની વાત પર રહ્યું નહિ. કાન્તિએ હિમ્મત એકત્ર કરી પોઝીશન પાડવા દેડગૂજરાતી બોલવા માંડયું, " ઇન્દુમૂખી ! હું સારી રીતે જાણું છું કે તમે બુદ્ધિશાળી છો, ઇંગ્રેજી ભણેલાં છો, સુંદર છો. તમારા જેવી સુંદર સુંદરીને દારૂડીયો ભર્તાર મળ્યો છે એ ઘણી જ દિલગીરીની વાત છે. વળી તમે પણ સારી રીતે સમજતાં હશો કે આ વિસમી

સદીમાં અપ ટુ ડેટ ફેશન પ્રમાણે સીવીલાઇઝડ ( સુધરેલા ) દેશોમાં અને ખાસ કરીને એરીસ્ટોક્રેટીક ક્લાસેસ એટલે ભણેલા સુધારકજનોના વર્ગમાં જેમ એક સુંદરીને વધારે લવરો ( પ્યાર કરનાર ) હોય; તેમ તે વધુ બ્યુટીફુલ ( સુંદર ) લેખાય અને સુધારકોમાં તેણીનું માન પણ વિશેષ વધે; આવું ઘણીક સુધરેલી લેડીઓ સમજે છે અને નિરંતર આનંદ ભોગવે છે; ત્યારે તમે એક સારાં સુધરેલાં બાનુ થઈ હમેશાં શોક સંતાપથી તમારૂં સુકોમળ શરીર શામાટે કરમાવી નાખો છો ? માટે હવે એવા દુઃખદાયક વિચાર દુષ્મનોને દૂર હાંકી મૂકી ઉપર જણાવ્યા મુજબની સુંદરીઓની માફક સુધારક સમાજમાં તમારી વેલ્યુ એપ્રીશીએશન ( કીંમત અંકાવવા ) ને વાસ્તે તમે આ સેવકને તમારા ખાસ એક લવર તરીકે એક્સેપ્ટ (કબુલ) કરી મારી આજીજી સ્વિકારશો." આટલું કહી તે મૂર્ખનો સરદાર ખુરશીપરથી ઉભો થઇ ઇન્દુની આગળ ઘુંટણીએ પડ્યો. ઇન્દુ ઉંડા વિચારમાં પડી હતી. તેનું ધ્યાન કાન્તિના બોલવા તરફ નહોતું. તેની આંખ્યો પણ લગભગ બંધ સ્થિતિમાં હતી. પતિના અવિવેકથી તેના હૃદયમાં અસહ્ય દુઃખ ઉત્પન્ન થતું હતું. તે દુઃખ પ્રકટ તેનું મનજ જાણતું હતું. કાન્તિલાલ ઘણીવાર સુધી ઘુંટણીએ પડી ઇન્દુના સામે જોઇ રહ્યો; પણ તેને કંઈ જવાબ મળ્યો નહિ. આથી પુનઃ તેણે કહ્યું, " ઇન્દુમુખી ? " તેનો સ્વર કાનના ઉંડાણ ભાગમાં જવાથી ઇન્દુએ સાવધ થઈ પૂછ્યું, "કેમ ? શું કહો છો ?"

" તમે મારૂં કહેવું સાંભળ્યું કે નહિ ? " કાન્તિએ પૂછ્યું.

" ના, પણ તમે આવી રીતે કેમ બેઠા છો ? "

" તમારો પ્રેમ યાચવા ?" કાન્તિએ હિંમતથી ચોકખું કહી દીધું.

" હેં ! તમે આ શું બોલો છો ?" ઇન્દુએ બરાબર સાવધ થઇ રોષમય વદને તેના સામે જોઇ પૂછ્યું.

" હું ખરૂં કહું છું, સ્ત્રીયોનાં હૃદય દયાથી ભરપૂર ભરેલાં હોય છે. હું આશા રાખું છું કે તમે આ સેવકને ડીસપ્લીઝડ ( નાખુશ ) નહિં જ કરો. જો કે હું રીચમેન ( પૈસાદાર ) નથી; પરંતુ ગમે તેમ કરી પોઝીશનમાં ફ્રૂરં-ટ્રૂરં છું; અને તેથીજ એક સુધરેલી સુંદરી પોતાનો લવર મેળવવાને માટે જેવો જેન્ટલમેન ઇચ્છે; તેવો જ હું છું. તમે પણ......"

" મહેરબાની કરીને હવે તમારૂં બોલવું બંધ કરો." ઇન્દુએ તેને વધુ બોલતો અટકાવી આગળ કહેવા માંડયું. " તમારા જેવા તાલીમબાજોને લાખોવાર ધિક્કાર છે. તમે લોકો અંદરથી મલિન મનના રહી ઉપરથી સારાં કપડાં પહેરી ઉજળા ઠગ બની લોકોને રડાવો છો. તમારા જેવા અર્ધદગ્ધોએજ આર્ય સંસારનું નખ્ખોદ વાળ્યું છે; ધર્મને ઉંડા ધરામાં ડુબાવી દીધો છે; પણ યાદ રાખજો કે આખરે તમારી બુરી દશા થનારી છે. કાન્તિલાલ! મારી આગળ તમે જે અસભ્ય શબ્દો અત્યારે ઉચ્ચાર્યા છે; તે સઘળું હું સહન કરૂં છું; પણ આજથી આ મકાનમાં હવે કોઇ દિવસે આવશો નહિ. જાઓ, આ સ્થળ ત્યાગી ઝટપટ બહાર નીકળી જાઓ. "

" પણ મારા એ શબ્દો......"

" બસ, વિશેષ કંઇ નહિ. જલ્દીથી ઉભા થાઓ; નહિં તો અપમાન ખમવું પડશે. હું આ પળેજ મિયાને બોલાવી તમને ધક્કા મરાવી બહાર કઢાવીશ. "

" ઇન્દુ! તમે..." કાન્તિ આગળ બોલે એ પહેલાં જ તેની હિલચાલ અવલોકવાને તેની પાછળ ચાલી આવી એક ખૂણામાં અત્યાર સુધી છૂપાઈ ઉભેલા પ્રાણશંકરે એકાએક બહાર નીકળી આવી તેને ગરદનમાંથી પકડી ધક્કો મારી દૂર ફેંકતાં કહ્યું,

" સાલા ઘાસલેટીયા ! ક્યારનો ટક ટક શું કર્યા કરે છે ? બ્હેનનું કહેવું સાંભળતો નથી ? લુચ્ચા ! અહિં આવા ગઠીઆ વેડા કરવાને આવ્યો હતો કે ? જા, જલ્દીથી બંગલા બહાર નીકળી જા, નહિ તો અચ્છી તરેહથી મેથીપાક જમાડી તારાં હાડકાં પાંસળાં જુદાં કરી નાખીશ. ચાલ નીકળ અહિંથી. " કહી પ્રાણશંકર વળી પાછો નીચે પડેલા કાન્તિ પાસે જઇ તેનો હાથ પકડી નીચે ઘસડી ગયો; અને ઝાંપા આગળ લાવી એક ધક્કો લગાવી બહાર કાઢી મૂક્યો. બાદ પ્રાણશંકરે ઉપર આવી જોયું તો ઇન્દુની આંખ્યોમાંથી અશ્રુધારા વહેતી હતી. તેણે ઇન્દુને આશ્વાસન આપ્યું. બહાર બનેલા આવા બનાવથી શયનમંદિરમાંના આનંદ નાટકની સમાપ્તિ થઇ ગઇ. પિશાચો ગભરાયાં. વાસુદેવ ઇન્દુનો અવાજ સાંભળી ક્ષણભર સ્તબ્ધ બની ગયો. ઉભય એક બીજાનાં મુખ સામે જોઇ રહ્યાં; દેખાવ નાટકના ટેબ્લાની માફક થઇ રહ્યો. તે પછી વાસુદેવે સૌન્દર્યવતીને જલ્દીથી બહાર નીકળી જવાનું સૂચવ્યું. સુરાપાનથી ડોલતી સૌન્દર્યવતી વસ્ત્રોને ઠીકઠાક કરી ધીમેથી બારણું ઉઘાડી બહાર નીકળી દાદર ભણી જવા લાગી. પ્રાણશંકરે તેને જતી બતાવી. તેને જોતાં જ ઇન્દુનું ગૌરમુખ લાલચોળ થઇ ગયું. ક્રોધનાં અશ્રુ આવ્યાં. એક ક્ષણવારમાં કંઇક વિચાર કરી ઇન્દુ તેની પાછળ દોડી અને દાદરના પ્રથમ પગથીએ પગ મૂકતાં જ બાળાએ બલાને પકડી પાડી તેનું કાંડું પકડયું; પણ તેનાથી કંઈ બોલાઇ શકાયું નહિ. સૌન્દર્યવતીએ પણ શરમાઇને નીચું જોયું; પણ આખરે તેણે ત્યાંથી જવાને નિર્લજ્જતા ધારણ કરી કહ્યું, "મારો હાથ મૂકી દે; મને અહિંથી જવા દે."

" કેમ શામાટે જવું છે ? અહિં રહેને ? ધિક્કાર છે તારી જાતને કે તું કુકર્મો કરતાં લગીર પણ શરમાતી નથી. ઉચ્ચ વર્ણમાં અવતાર લઇ ત્હેં તારી જાત લજવી છે. " ઇન્દુએ કહી નાખ્યું.

" મ્હેં તો કંઇએ જાત લજાવી નથી. હું તો હમેશાં આનંદ કરૂં છું. દુઃખી તો તારા જેવી અદેખી અને બળેતરીને જ થવાનું છે." નકટીએ જવાબ આપ્યો.

" જા જા ચૂડેલ, તારી સાથે બોલવું પણ વ્યાજબી નથી. જા આજતો જવા દઉં છું; પણ જો ફરીથી આ બંગલામાં ભૂલ્યે-ચૂક્યે પણ પગ મૂક્યો છે; તો એમ જાણજે કે જીવવું ભારે થઇ પડશે."

" વારૂ હવે મને જવા દઇશ ?" છટકેલીએ રક્ત નેત્રે પૂછયું.

" સોગન ખા કે ફરીથી આ સ્થળે આવીશ નહિ."

" હું એવા સોગન ખાવાને લાચાર છું; મને વાસુદેવપ્રસાદ બોલાવશે તો ઘણી ખુશીથી આવીશ." આવી રીતના કુલટાના શબ્દોથી પ્રાણશંકર ગુસ્સે થઈ બોલી ઉઠયો.

" રાંડ ! શંખણી! બોલતાં શરમાતી નથી ? ઈન્દુ બ્હેન ! જવાદ્યો એ રાંડને, તેની સાથે શામાટે માથું ફોડોછો? જો આ કમજાત ફરીથી આ સ્થળે આવશે તો હું એક મજબુત ડંડાથી તેનાં હાડકાં જ રંગી નાખીશ. જા, તારૂં કાળું મુખ લઇ અહિંથી નીકળી જા." પ્રાણશંકરે ધક્કો માર્યો. સૌન્દર્યવતી પડતાં-પડતાં બચી. તે ઝડપથી નીચે ઉતરી બંગલા બહાર નીકળી. વાસુદેવ બીજા રસ્તેથી બંગલા બહાર નીકળી ક્યારનોએ રસ્તાપર ઉભો હતો; તે સૌન્દર્યવતીને તેના મકાને મૂકવા ચાલ્યો. કુટિલાના ગયા પછી ઈન્દુ શયનાલયમાં આવી. પતિ પસાર થએલો જણાયો. તેને બહુ લાગી આવ્યું. તેણે અકળાઇને ભોંયપર માથું પછાડયું. પ્રાણશંકરે ત્યાં દોડી આવી ઈન્દુને સમજાવવા માંડી. છેવટે મોડું પરોઢ થયું. ઇન્દુ પ્રાણશંકરને જવાની આજ્ઞા આપી સસરાની સારવાર કરવા ગઈ.

## ૨૧

## શયતાનનો સાક્ષાત્કાર.

ધારૂં તે કરૂં હું ધરા પર ઘણું એવું જનારા વદી,
જાણે જે જન જાત આપ બળને બોલે ન એવું કદી.
કો જાણે જગદિશ હું જ બનું ને આજ્ઞા વિસે સૌ વસે,
તો તે સર્વ મનોરથો જશે વૃથા ધાર્યું ધણીનું થશે.

પ્રભો ! તમારી માયા અગમ્ય છે. તમે પ્રતિપળે નવનવા રંગો બતાવી અજ્ઞાન જનોને મર્કટની માફક નચાવો છો. વિભો ! આપને મારા પ્રણામ છે." આવી રીતના મનોદ્‌ગાર કાઢતા સ્વામી રામાનંદ સાબરમતીની એક ઉંચી ભેખડપર બેઠેલા જણાતા હતા. રામાનંદ હાલમાં કુસુમકાન્તની સાથે શાન્તિ સ્થળમાં જ નિવાસ કરતા હતા. આજે તેમને પોતાનો પૂર્વાશ્રમ યાદ આવતાં હૃદયમાં ઉદ્વેગ ઉત્પન્ન થયો હતો. દિવસનો ઘણો ખરો સમય તેમણે આજે દિલગીરીમાં જ વ્યતિત કર્યો હતો. કુસુમકાન્તે સવિનય પ્રણામ કરી તેમને ઉદ્વેગ ઉત્પન્ન થવાનું કારણ પૂછ્યું હતું, પણ પ્રત્યુત્તરમાં સ્વામીજીએ ફક્ત એટલું જ જણાવ્યું હતું કે, " કુસુમકાન્ત ! માણસ માત્રનું મન અસ્થિર છે. મનુષ્યોને માર ખવરાવનાર પણ મન જ છે; અને તેજ આખરે સ્વર્ગ, નર્કને પણ પ્રાપ્ત કરાવનાર છે. એવા પ્રબળ મનને સ્થિર કરનારા ફક્ત મહાન્ યોગેન્દ્રજ હોય છે. હું હજી એ શક્તિ બરાબર પ્રાપ્ત કરી શક્યો નથી; અને એથી જ મારૂં અસ્થિર મન ચકડોળે ચઢી મને નવનવા રંગનું અવલોકન કરાવી રહ્યું છે. કુસુમકાન્ત ! મને આજે મારા પૂર્વાશ્રમની સ્મૃત્તિ થઇ આવી છે. તે સમયમાં બનેલી ભયાનક ઘટનાઓનું અત્યારે સ્મરણ થતાં; તે સઘળું જાણે આજે જ બન્યું હોય એમ

બુદ્ધ આવે છે. તે સઘળી વાત અત્યારે તને કહી શકાય એમ નથી. સમય આવે તને સઘળી વાત જણાવીશ; કે જે વાત સાંભળી તારૂં હૃદય પણ કંપી ઉઠશે અને કદાચ તારાં નેત્રોમાંથી અશ્રુધારા વહેશે. ભાઈ! તું હવે જા અને મારા મનને આજે ખૂબ ખેલવાદે. તેને આજે મારી તરફથી સંપૂર્ણ સ્વતંત્રતા મળી છે." આટલું કહી સ્વામીએ મનનું ઉપક્રમણ કર્યું. કુસુમકાન્ત અન્ય કાર્યાર્થે ચાલ્યો ગયો. છેવટે રાત્રિ પડી. જગતપર કાળી ચાદર પથરાઈ ગઈ. ચોર, લુચ્ચા, લફંગાઓ સાથે નિશાચર પક્ષીયોનું આનંદ સામ્રાજ્ય ફેલાયું. દ્વિતીય પ્રહરનો સમય થયો. આશ્રમમાં શાન્તિ છવાઈ રહી. આ વખતે સ્વામીજી અશાન્ત હૃદયે આશ્રમની બહાર નીકળી ગંગાના કિનારે ચાલતા–ચાલતા ઘણે દૂર નીકળી આવ્યા અને છેવટે એક ઉંચી ભેખડપર ચઢી ત્યાં સ્થાન લઈ તેમણે વિચારોને અંતે ઉપરોક્ત ઉદ્દગાર કાઢયા હતા. સ્વામીજીએ વિશ્વનિયંતાને નમન કર્યા બાદ આસપાસ જોઇ ભિષણ અંધકાર મયી રજનીદેવીનું અવલોકન કરી બોલવા માંડયું, "હા! મારાં પ્રિયજનો' તમે દૈવકોપથી આવા ભયાનક અંધકારમાં જ અદૃશ્ય થયાં છો. પણ તમે પરમાત્માપર તમારો અવિચળ વિશ્વાસ રાખજો; તે તમારૂં રક્ષણ કરી તમારો અંધકારમાંથી ઉદ્ધાર કરશે અને તેજ તમારા દુશ્મનને પાતાળમાં દબાવશે. માટે ડરશો નહિ, કષ્ટો તમારી કસોટી છે. સંસારમાં સુખ દુઃખની ઘટમાળ ચાલ્યા જ કરે છે. જે ક્રૂર દુશ્મને આપણને રસ્તાનાં રખડતાં ભીખારી બનાવ્યાં છે; અરે જેણે એક સુખી સંસારને સ્મશાનવત્ બનાવ્યો છે અને જેણે આ ભુમિપર જન્મ લઇ ભયાનક શયતાન સ્વરૂપ ધારણ કરી પાપાચારથી આ દુનિયાંને ડોલાવી છે; તે નરાધમને પણ આખરે કાળનો ગ્રાસ થઇ અત્યાચારનો જવાબ આપવાને ઇશ્વરની અદાલતમાં ઉભું રહેવું પડશે. હા!

તે ભયંકર ઉથલ પાથલને થઈ ગએ આજે ઘણાં વર્ષો વીતિ ગયાં છે; પણ તે સર્વ ઘટનાઓ જાણે આજેજ ના બની હોય એમ મને ભાસ થયા કરે છે. આ આંખ્યો આગળથી દૂર થએલાં મારાં પ્રિયજનોને ફરીથી મળવાને મારૂં મન પ્રબળ બન્યું છે. હું સંસારના શોક તાપથી વિમુક્ત થવાને ભગવાનના નામનો આ ભગવો અંચળો ધારણ કરી ઘણે દૂર નીકળી આવ્યો છું; છતાં મોહમયી માયા મારો પીછો છોડતી જ નથી. નિષ્ઠુર માયા મારા મનને ભમાવે છે; પ્રબળ મન શાન્તિને બદલે અશાન્તિ ઉત્પન્ન કરી મને વ્યાકુળ બનાવી રહ્યું છે. પ્રભો ! હું શું કરૂ ?" રામાનંદ વિચારમાં પડી થોડીવારે કંઈક નિશ્ચયપર આવી બોલ્યા, "હું મારાં દૂખીઆરાં જનોને અવસ્ય એકવાર મળીશ. તેઓ જો જીવતાં હશે તો ગમે ત્યાંથી ખોળી કાઢી તેમને સુખી કરવાના ભગિરથ પ્રયત્નો કરીશ. તેમને સુખી કરવાં એ મારી મુખ્ય ફરજ હતી; પણ તે ફરજ હું વિસરી ગયો અને કષ્ટથી કાયર થઈ ચાલી નીકળયો. સાધુજનોને ધર્મ છે કે હૃદયમાં દયા રાખી સૌનું કલ્યાણ કરવું. સાધુ વેશ નિરંતર મિષ્ટાન્ન જમવાને નથી; ફુલના હાર ગળામાં ધારણ કરી લોકોને પોતાના પગમાં પડાવવાને નથી; અને ગાડી, ઘોડા, સુખપાલમાં બિરાજી વૈભવ માણવાને નથી; પરંતુ પાપાચારમાં ડૂબેલાં જનોને ઉપદેશામૃત સીંચી સત્યપંથે ચઢાવવામાં, એક બીજા પ્રત્યે ભ્રાતૃ ભાવ રાખતાં શીખવાડવામાં, અને દેશનાં દીન દુઃખી જનોનું પરમ કલ્યાણ કરી તેમને સુખની પરિસીમાએ પહોંચાડવામાં જ સાધુ જીવનનું સત્ય સાર્થક સમાએલું છે. જે સાધુઓ જનસમાજનું શ્રેય કરવાને પૃથ્વી પર્યટન નહિ કરતાં નિશદિન વૈભવ વિલાસમાંજ પડયા રહે છે; તેઓ સાધુ નથી; પણ ભગવા રંગના વસ્ત્રમાં છૂપાએલા બગ સાધુ છે, ભગવાનને ઠગનારા છે." આવી રીતે બોલતા રામાનંદે મૌનધારી ગંગાના વહેતા જળ

પ્રવાહ તરફ જોયું. રાત્રિ સમસમાકાર અવાજે વ્યતિત થતી હતી, પવનના સુસવાટા સાથે સાબરમતીના જળના ગંભીર ઘુઘવાટ શાન્તિના સામ્રાજ્યમાં વિઘ્નરૂપ થઇ પડતા હતા. નિલાકાશમાં નક્ષત્રો મોતીનાં ઝુમખાંની માફક ઝગઝગી રહ્યાં હતાં. તારાનો આછો પ્રકાશ ભિષણ અંધકારને ભેદી પૃથ્વી પટપર પથરાએલો જણાતો હતો. દ્વિતીય પ્રહરના સમયની સમાપ્તિ થવા આવી હતી. જગત શાન્તિના સુખમાં વિલીન થયું હતું. રામાનંદ ઘણીવાર સુધી ઇશ્વરી લીલા અવલોકી રહ્યા. એવામાં સાબરમતીના કોતરોમાં ભટકતાં શીયાળવાંએ આર્તનાદ કરી શાન્તિના સામ્રાજ્યને વિખેરી નાખ્યું. સ્વામિજીએ આસપાસ જોવા માંડ્યું. એ અરસામાં એકાએક તેમની નજરે લાલપ્રકાશ જણાયો. સ્વામીજી વિસ્મયતાથી ઉભા થઇ એ તરફ જોઈ રહ્યા. થોડીકવારે તેમને એ લાલરંગના પ્રકાશમાં માલમ પડયું કે કોઇ એક કદાવર વ્યક્તિ આ તરફ ચાલી આવે છે. ત્યારે ત્યારે હું પણ આ નજીકના કોતરમાં છૂપાઇ રહી તેની હિલચાલ તપાસું. આવી રીતનો નિશ્ચય કરી રામાનંદ નજીકમાં આવેલા એક ઉંડા કોતરમાં ઉતરી છૂપાઈ રહ્યા. આગંતુક વ્યક્તિ થોડીવારે ત્યાં ચાલી આવી. તે એક ઉંચો પ્રચંડ પુરૂષ હતો. તેના હાથમાં લાલરંગનું ફાનસ પકડેલું હતું. માથાપર ગામડીઆના જેવું ફાળીયું બાંધેલું હતું. શરીર રૂષ્ટપુષ્ટ હતું. તેનું મુખ વિકાળ અને ઝનુની જણાતું હતું. તેણે ભેખડપરથી નીચે ઉતરી સરિતા તરફ જવા માંડયું. આ પ્રચંડ પુરૂષ અન્ય કોઇ નહિ પણ પેલો મલ્લરાજ હતો. કોતરમાં છૂપાઇ રહેલા રામાનંદને તે ભૈરવ મૂર્તિનું આ કાળી રાત્રે સરિતા તરફ જવું ભેદમય ભાસ્યું. સ્વામિજી કોતરમાંથી બહાર નીકળી ધીમે પગલે તેના પાછળ ગયા અને નદી કિનારે આવેલા એક વૃક્ષને ઓથે છૂપાઈ રહ્યા. મલ્લરાજે સરિતા કિનારે પડેલા એક પત્થરપર બેશી હાથમાં પકડેલા

ફાનસનો ચારે તરફ પ્રકાશ ફેંકી આસપાસ જોયું. બાદ ફાનસ નીચે મૂકી તે મૌનતાથી બેશી રહી સરીતાના જળ તરફ જોઇ રહ્યો. નદીમાં પૂર આવેલું હોવાથી પાણીનો ઘુઘવાટ થતો હતો. તે પછી લગભગ અર્ધો કલાકે સામી બાજુના કિનારાપર એક પ્રકાશમય ફાનસ હાલતું જણાયું. તત્કાળ મલ્લરાજે પણ નીચે મૂકેલું લાલ ફાનસ ઉપાડી હલાવ્યું. દૂરપાર ઉભેલા સ્વામિજીના કુતુહલમાં વૃદ્ધિ થઇ. તે મનમાં જ બોલી ઉઠયા, " ખરેખર ! કંઇક અજબ કારસ્થાન છે." રામાનંદ સામેના કિનારા તરફ જોઇ રહ્યા. એક નાનકડી હોડી તીરવેગે ચાલી આવતી જણાઇ. તેની અંદર ફાનસ પકડી એક બળીષ્ટકાય પુરૂષ ઉભેલો હતો અને એક માણુસ હલેસું હલાવી હોડીયું ચલાવતો હતો. થોડીકવારે તે હોડીયું મલ્લરાજ જ્યાં બેઠો હતો; ત્યાં આવીને ઉભુ રહ્યું. મલ્લરાજે ઉભા થઇ હોડીયામાં ઉભેલા પુરૂષને હાથ લાંબો કરી ટેકો આપ્યો. તે માણુસ તેનો હાથ પકડી કિનારે ઉતર્યો. હોડીવાળાને હોડી લઇ દૂર ઉભા રહેવાની આજ્ઞા થઇ. હોડીવાળો હોડીને કિનારે કિનારે દૂર સુધી ધસડી ગયો અને રામાનંદ જે વૃક્ષના ઓથે ઉભા હતા; તે વૃક્ષની નજીકના કિનારાપર હોડીને રાખી અંદર બેશી ગયો. પેલી તરફ હોડીમાંથી ઉતરેલા માણુસને પોતાની સામે બેસવાનું સૂચવી મલ્લરાજે પૂછ્યું, "કેમ તને જણાવ્યા મુજબ હું આવી પહોંચ્યો છું ને ? કહે હવે શું સમાચાર છે ? "

" સરકાર ! સમાચારમાં એજકે આપણે હવે ઘણું સાવધ રહેવાનું છે; કારણકે આપણે જે દુશ્મનથી ડરીએ છીએ; તે આ નગરમાં આવી પહોંચ્યો છે."

" શું જોનસન બનતે જ આવ્યો છે ? "

"હાજી; હું અને તે એક જ ટ્રેનમાં મુંબાઇથી આવ્યા છીએ અને તે જોનસન પોતે જ છે એવી ખરી ખાત્રી પણ મ્હેં કરી લીધી છે."

"તે ક્યાં ઉતર્યો છે તેની કંઇ તપાસ કરી છે કે ?"

"આ સેવક કંઈ બાકી રાખીને આવે એવો નથી: સ્ટેશન યાર્ડમાંથી તે આગળ અને હું પાછળ બહાર નીકળ્યા હતા. તે પછી જોનસન તેના એક મિત્રની ગાડીમાં બેશી રવાના થયો. હું પણ એક ગાડી ભાડે કરી અંદર ચઢી બેઠો અને તેની ગાડીની પાછળ મારી ગાડી દોડાવી મૂકી. જોત જોતામાં મારી ગાડીએ તેની ગાડીને પકડી પાડી. જોનસનની ગાડી છેવટે કેમ્પમાં આવેલા એક બંગલા આગળ આવીને ઉભી રહી. જોનસન ગાડીવાળાને પૈસા આપી તેની બેગ લઇ બંગલામાં ગયો. મ્હેં તે બંગલાને બરાબર જોઇ લીધો; અને પછી ગાડીવાળાને વ્હેમ પડે નહિ એને માટે સદર બજારમાં આવી નાસ્તો કર્યો. તે પછી ગાડીમાં બેશી હું પાછો સ્ટેશનપર આવ્યો અને ગાડી-વાળાનું બીલ ચૂકાવી પગે ચાલતો અહિં આવ્યો."

તેની વાત ધ્યાન પૂર્વક શ્રવણ કરી મલ્લરાજ બોલ્યો, "વિહારી! આ બાતમી ત્હેં ઘણી જ અગત્યની મેળવી છે. આ કામનું ઇનામ તને ભારે મળશે. આપણો ભયંકર શત્રુ જોનસન આ નગરમાંથી હવે કદાપિ જીવતો જઈ શકશે જ નહિ. હું તેને ગમે એ પ્રકારે થોડ દિવસની અંદર લોહીમાં તરબોળ કરી આ પૃથ્વી પરથી વિદાય કરી વારૂં પેલા છોકરાનો કંઈ પત્તો મળ્યો કે ?"

"હા, આપનું નશીબ હાલ તેજ છે. તે શયતાન દુષ્મન પણ આ નગરમાં જ છે."

"હેં! શું તું આ ખરૂં કહે છે? દોસ્ત! જલ્દી જણાવ કે તે સર્પનું સંતાન હાલ ક્યાં રહે છે?"

"તે હાલ ક્યાં રહે છે તેની માહિતી મ્હેં હજી બરાબર મેળવી નથી, પણ મને મારા એક માણસ તરફથી એવી ખબર મળી છે કે તે છોકરો તેની માતા સાથે નગરની બહાર એક એકાન્ત સ્થાનમાં આવેલી ઝુંપડીની અંદર રહે છે. હું થોડા રોજમાં જ તેના રહેવાના સ્થળનો પત્તો મેળવી આપને જણાવીશ."

મલ્લરાજ થોડીક ક્ષણ વિચારમાં પડયો. રામાનંદે બન્નેની વચ્ચે થએલી વાતો બરાબર સાંભળી. તેમની પૂર્ણ ખાત્રી થઇકે તેઓ કોઈક રાક્ષસી કૃત્યો કરનારા જ છે. તેમણે એક નિઃશ્વાસ નાખી મનસાથે બોલવા માંડયું, "હા! અલ્પાયુષ વાળાં મનુષ્યો પોતાના સ્વાર્થને માટે કેવાં ભયાનક કાર્યો કરી રહ્યાં છે! તેમનાં હૃદય એવાં વજ્રમય કોણે બનાવ્યા હશે? પ્રભો! તેમનીપર દયા કરો અને તેમને સુબુદ્ધિ પ્રકટાવી પ્રલય કુંડમાં પડતા બચાવો." રામાનંદે પુનઃ એ તરફ જોયું. એવામાં જ વિચાર વશ મલ્લરાજે વિકટ હાસ્ય કરી કહ્યું, "વિહારી! હવે ટુંક સમયમાં જ આપણો રસ્તો સાફ થઇ જશે. પ્રથમ તે છોકરો અને પછી જોનસન આ સંસારમાંથી હતા નહોતા થઇ જશે. પણ વારૂં ત્હેં આપણી કમળની કંઇ શોધ કરી હતી કે?"

"બ્હેનની શોધમાં હું ગામે ગામ અને શહેરે શહેર રખડયો હતો; પાંચ-પાંચ વર્ષની અનેક બાળકીઓના ચ્હેરા તપાસી પેલા માદળીયાની તપાસ કરી હતી; પણ મારી સઘળી તપાસ આખરે નિષ્ફળ નિવડી."

"વિહારી! મારી કમળને માટે મને ઘણું લાગી આવે છે;

તે મારા પ્રાણુ કરતાં પણ મને વિશેષ પ્રિય હતી. જો આપણે તેને તે દિવસે સાથે ના લઈ ગયા હોત તો ઘણું સારૂં થાત."

"સરદાર ! બનવાકાળ બને જાય છે. આપણને ખબર નહોતી કે તે આવી રીતે આગળ ચાલી એકાએક ગૂમ થઈ જશે, પણ બ્હેનના ગળામાં માદળીયું હોવાથી કોઈક દિવસે મળી આવવાનો સંભવ રહે છે ખરો."

"મારી કમળાના મુખનું દર્શન હવે સ્વપ્ને પણ થવાનું નથી. તે મારી પ્રાણાધિક પુત્રીને ભૂલી પડેલી જાણી કોઇક ઉપાડી ગયું હશે. અફસોસ ! તેને ગૂમ થઇ ગએ આજે ત્રણ ત્રણ વર્ષ વિતી ગયાં છે."

મલ્લરાજે નિઃશ્વાસ નાખ્યો. વિહારીએ તેને સમજાવી શાન્ત પાડયો. બાદ બન્નેમાં થોડીવાર સુધી કંઇક ધીમેથી વાતો ચાલી. તે પછી વિહારીએ હસ્તે વદને પૂછયું, "રૂપિઆ આવી ગયા છે ને ?"

"હા, શાન્તિલાલ જાતે જ રૂપિઆ લઇને આવ્યો હતો અને તે લીધા પછીથી જ મ્હેં તેને ઝેરની શીશી આપી હતી."

"ત્યારે તો હવે વાસુદેવના બાપના રામ બોલાશે. વારૂં તમારે ત્યાં જવું પડશે કે ?"

"વાસુદેવે મને હાજર રહેવાનું જણાવ્યું છે; તેમ મારો વિચાર પણ તેના બંગલાથી માહિતગાર થવાનો છે; એટલે હું જરૂર ત્યાં જઇશ. તે પૈસાદારનું પુતળું આપણા પંજામાં ઠીક સપડાયું છે."

"ત્યારે હવે મને જવાની રજા છે ?" છેવટે વિહારીએ પૂછ્યું.

"તારે અત્યારે કયાં જવું છે ?"

"પેલા કુસુમકાન્તના શાન્તિસ્થળમાં જઇ છૂપી તપાસ કરવી છે; કારણકે ત્યાં પેલો........રહેતો હોય એમ મને વ્હેમ પડયો છે." વિહારીએ ઘણા જ ધીમે અવાજે જણાવ્યું.

"જો એમ હોય તો ખાસ કરીને ત્યાં પહેલી તપાસ કરવાની જરૂર છે; વળી વિશેષમાં તને જણાવવાનું કે શાન્તિસ્થળનો સ્થાપનાર કુસુમકાન્ત ભવિષ્યમાં આપણો શિકાર થવાનો છે. તે આપણા મિત્ર..." બાઇના શબ્દો તેણે વિહારીના કાનમાં ધીરેથી જણાવી આગળ કહેવા માંડયું, "માટે તું આવતી કાલે પેલો વેશ ધારણ કરી ત્યાં જજે અને ત્યાંની તપાસમાં ખૂબ સાવધ રહેજે; કારણ કે કુસુમકાન્ત ઘણો જ ચાલાક માણસ છે. તેણે ભલભલા તાલીમબાજ જનોને શોધી કાઢી સરકારને સોંપ્યા છે; આથી સરકારે તેને ધન્યવાદ આપી 'વીરપુરૂષ' નો ઇલ્કાબ આપી તેને વગર પરવાને હથીઆર રાખવાની આજ્ઞા આપી છે. ટુંકામાં તે ગરીબોનો મદદગાર અને આપણા જેવાઓનો કટ્ટો દુષ્મન છે."

તેની સઘળી વાત શ્રવણ કરી વિહારી બોલ્યો, "આપ એ બાબતથી બે ફિકર રહેજો. તમારો ચેલો એવા સો કુસુમકાન્તને ખીસ્સામાં ઘાલીને ફરે એવો ઉસ્તાદ છે."

"તારી મને સંપૂર્ણ ખાત્રી છે. વિહારી! ચાલ હવે આપણે આપણા મુકામે જઇએ. તું લાંબી મુસાફરીથી થાકી ગયો હોઇશ; માટે આજની રાત્રિ સુખેથી નિદ્રાલે." આટલું બોલી મલ્લરાજ ઉભો થયો. પેલી તરફ ઉભા રહેલા રામાનંદને કાને જોનસનના સંહાર સિવાયની અન્ય વાતો બરાબર સંભળાઇ નહિ. તેમણે તે દુષ્ટોને શીખામણ દેવાને મન સાથે નિશ્ચય કરી હિંમતથી ધીમે પગલે તેઓની તરફ ચાલવા માંડયું. એવામાં જ વિહારીએ પોતાના સાથીને કહ્યું, "તમે થોડીક વાર અહિં ઉભા રહો; હું પેલા હોડીવાળાને ના કહી આવું: કે જેથી તે તેના ઝુંપડા તરફ જાય." વિહારી જવાને તત્પર થયો; પણ

એટલામાં જ તેને સ્વામિજીના ચાલી આવવાનાં ધીમાં પગલાં સંભળાયાં. તેણે નજીકમાં ઉભેલા પુરૂષને સાવધ કરી મોટેથી પૂછ્યું, " કોણ આવે છે ? "

" એક સાધુ. " રામાનંદે જવાબ આપ્યો.

" અત્યારે કઈ તરફથી આવે છે ? " પુનઃ પ્રશ્ન થયો.

" અહિંથી થોડેક દૂર આવેલા મારા આશ્રમમાંથી."

" આ કાળી રાત્રે આ તરફ આવવાનું શું કારણ છે ?'

" અમે રમતા રામ છીએ; રાત્રિ દિવસ અમારે મન સરખાં જ ગણીએ છીએ. જ્યારે ઈચ્છા થાય છે ત્યારે ભ્રમણ કરવાને નીકળી પડીએ છીએ; પણ તમે મને આવી રીતના પ્રશ્નો પૂછનારા મહાપુરૂપ કોણ છો અને આ ભયાનક રાત્રિએ આ ગંગાના કિનારે શા કારણથી આવ્યા છો ? " રામાનંદે તેમની નજીક આવી સ્હેજ દૂર ઉભા રહી પૂછ્યું. ફાનસમાં દીપક ઝગઝગાટ પ્રકાશી રહ્યો હતો. તે પ્રકાશમાં રામાનંદની નજર મલ્લરાજના મુખપર પડતાં જ જેમ તોપનો ગોળો ફાટે અને મનુષ્ય ચમકે એ પ્રમાણે રામાનંદ એકદમ ત્યાંથી પાંચ ડગલાં પાછળ ખશી જઈ ઘોર ગંભીર નાદે ગર્જી ઉઠયા, " ઓહ ! તું કોણ પેલો ભયંકર શયતાન......" સ્વામિજી બોલતાં અટકી ગયાં. મલ્લરાજ પણ તેમને ઓળખતાં જ આકળવિકળ થઇ આંખ્યોમાંથી આગના તનખા વરસાવતો વિકટસ્વરે એકદમ બોલી ઉઠયો, " અને તું કોણ મારો દુશ્મન ! મારો શિકાર ? હા ! તું આજ ઘણા દિવસે મારા પંજામાં ફરીથી સપડાયો છે. તારૂં કમનશીબ જ તને મ્હોતના મુખમાં અહિં ઘસડી લાવ્યું છે. તું જાણતો હોઇશ કે આ ભગવા વેશથી મને કોઈ ઓળખશે નહિ, પણ મ્હેં તમે બરાબર ઓળખી લીધો છે. તું મારો કટ્ટો શત્રુ....."

"બસ ચૂપ થા. હું હવે એ માણસ નથી." રામાનંદ તેને વધુ બોલતો અટકાવી કર્કશ સ્વરે બોલી ઉઠયા. આ વખતે તેમની મુખમુદ્રા ભયાનક ભાસતી હતી. આંખ્યો અગ્નિવર્ણી જણાતી હતી. તેમનું સમસ્ત શરીર શૌર્યાવેશથી કંપતું હતું. આ સમયે જ મલ્લરાજ તેમની નજીક આવી ક્રૂર કંઠે બોલ્યો, "હું આજ સુધી એમ સમજતો હતો કે તું મરણને શરણ થઇ ચૂક્યો હોઇશ; પણ ના, તે મારી ધારણામાં હું ઠગાવ્યો છું અને તે મારા જાની દુષ્મનને આ મધ્યરાત્રિએ સાબરમતીના કિનારે મારી સામે જ ઉભેલો જોઉં છું. એ ભગવાં ધારી બામટા !

ઉભો છે તુજ સામે જે, ભયાનક કાળ તારો છે,
ફસાયો ફંદમાં મારા, સમજ આ નાગ કાળો છે."

રામાનંદ તેના શબ્દોની દરકાર નહિ કરતાં કહેવા લાગ્યા, "જેને રાખનાર રામ છે; તેની આગળ તારા જેવા કુટિલ જનો લાચાર છે. એ દુષ્ટ ! ત્હેં, ત્હેંજ મારું સત્યાનાશ કાઢ્યું છે, ત્હેંજ મારો ખીલેલો બગીચો ઉજડ વેરાન કરી મૂકયો છે. એ દુષ્ટાત્મા ! હું તને આવો મનુષ્યના રૂપમાં છૂપાએલો રાક્ષસ ધારતો નહોતો; નહિ તો તારું રક્ષણ કરવાને બદલે હું તરતજ તારો સંહાર કરી નાખત. એ દૂધ પાઇ ઉછેરેલા સર્પ ! સમજ, ત્હેં બહુ કર્યું છે; હવે શાન્ત થા અને કરેલાં કર્મની પ્રભુ પાસે ક્ષમા માગ."

"કોણ હું પ્રભુ પાસે ક્ષમા માગું ? અરે પ્રભુ નામ ધારી આ વિશ્વમાં કોણ છે જ નહિ. જે દુનિયામાં બળવાન છે; જે પ્રપંચ વિદ્યામાં પ્રવિણ છે, જે આ દુનિયાંમાં દગાબાજ થઇ ફરે છે; બસ તે જ પ્રભુ છે; તેને લક્ષ્મી આપો આપ આવી વરે છે; પરંતુ તારા જેવા ધર્મની પૂંછડીઓ તો મહાદુખી થઇ અમારા શિકાર થાય છે; બસ તેની અફસોસી આ હૃદયમાં રહી જાય છે. જો તું પ્રથમથી જ મારા કહેવા

મુજબ ચાલ્યો હોત, તો આજે તારી આવી કંગાલ દશા થાત નહિ; પણ તું ઘણો જ કમભાગ્ય છે કે મારો મિત્ર બનવાને બદલે મારો શત્રુ થઇ પડયો છે.

બને જે શત્રુઓ મારા પલકમાં પ્રાણ કાઢું છું,
થઈ શયતાનનો સાથી ધરાતો આ ફુલાતું છું;
બિછાવીને પ્રપંચજાળો, શ્રીમંતોને રડાવું છું,
વહાવી લોહીની નદીયો, સદા આનંદ માનું છું.

બોલ હવે તું કંઇ કહેવાને માગે છે?"

રામાનંદે ગંભીર હાસ્ય કરી કહ્યું, "ઓ પત્થર હૃદયના પિશાચ! તારા અત્યાચારથી તારી જીવન દોરી ટુંકી થતી જાય છે. તારો અમૂલ્ય સમય નિરર્થક ચાલ્યો જાય છે, ભાવિની ભયંકરતા તારી આસપાસ ચક્કર લગાવી રહી છે. ચેત, ઓ મૂઢાત્મા! ચેત અને જો આમ ઉંચે નિહાળ. તારાં કુટિલ કર્મોથી આ ઉપર આવેલું આકાશ તારી પર પડું–પડું થઈ રહ્યું છે; આમ નીચે નિહાળી જો કે આ વસુંધરા બે ભાગમાં ફાટી જઇ તને અંદર સમાવી દેવાને તત્પર થઈ રહી છે; આ સરિતા સામે જો, કે કેટલું બધું પાણી ચડયું છે? તે પાણી ઘુઘવાટ કરીને જણાવે છે કે તૈયાર થઇજા; તને આ પળે જ આ પ્રચંડ પ્રવાહમાં ખેચી જઇ મહાસાગરમાં ડૂબાવી દેવામાં આવશે અને આસપાસ જો કે આ ભયંકર કાળરાત્રિ બિષણ અંધકારમયી થઇ તને અંધકારમાં અદશ્ય કરવાની ઇચ્છા રાખી રહી છે."

"મારૂં મ્હોત હજી દૂર છે; પણ તે પહેલાં તારે મરવાનું છે અને આ પળે જ તારા મુડદાને આ પાણીના પૂરમાં તણાઈ દરિયામાં માછલાં મઘરોના ભોગ થવા જવાનું છે. બસ ચાલ હવે તૈયાર થઇજા અને આ છૂરીનો શિકાર બનીજા." કહી મલ્લરાજે કમ્મરમાંથી એક

તિક્ષ્ણ લાંબી છૂરી બહાર ખેંચી કાઢી; પણ એ સાથે જ સ્વામિજીના ભગવા અંચળામાંથી એક ચળકતી કટાર બહાર નીકળી ફાનસના પ્રકાશમાં વિજળીની માફક ચમકી. કટારને હાથમાં પકડી રામાનંદ ક્રોધીત વદને બોલ્યા, " પિશાચરાજ ! તું એમ ના સમજતો કે તારી પાસે જ હથીઆર છે; પણ જો આ વિજળીની માફક ઝબકતી કટાર તારા પ્રાણ લેવાને માટે જ મ્હેં બહાર કાઢી છે. ચાલ, થઇજા સામે. "

મલ્લરાજે રક્ત નેત્રે પાસે ઉભેલા વિહારીને કહ્યું, " વિહારી ! પકડ એ બદમાસને, તેને આજે જીવતો જવા દેવાનો નથી. "

વિહારીએ રામાનંદપર આક્રમણ કર્યું; તેને નજીક આવવા દઈ સ્વામિજીએ જોરથી એક લાત લગાવી દૂર ફેંકી દીધો; આથી ત્યાં ઉભેલા શયતાનના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે સ્વામિજીપર ધસારો કરી છૂરી વાળો હાથ ઉંચો કર્યો; તત્કાળ રામાનંદે વાઘની માફક છલંગ મારી તેનો છૂરીવાળો હાથ કાંડામાંથી મજબુત પકડી લીધો. તે શયતાને પણ તેના બીજા હાથે રામાનંદનો કટાર વાળો હાથ પકડી વિહારીને મદદે દોડી આવવાની બૂમ પાડી. એક બીજાના હાથ છોડાવવાને જબરી ખેંચતાણ ચાલવા લાગી. નદીના રેતાળ મયદાનમાં કાળી રાત્રે ભયાનક પ્રસંગ ઉપસ્થિત થયો. પેલો હોડીવાળો અત્યાર સુધી ધ્યાન પૂર્વક સઘળું દ્રશ્ય અવલોકી રહ્યો હતો, તેણે એક સાધુ પર દુષ્ટોનો હુમલો થએલો જોઇ મદદે જવાનો નિશ્ચય કર્યો. તે હોડીવાળો સાધુ ભક્ત હતો, શરીરે મજબૂત હતો. પોતાની હોડીમાં એક પાપાત્માને બેસાડયો; તેનો તેને પશ્ચાતાપ થયો. તે તરત ઉભો થઈ હાથમાં હલેસું પકડી રામાનંદની મદદે દોડી આવ્યો અને સ્વામીપર પાછળથી ઘા કરવાને ઉંચા થયેલા વિહારીના હાથપર જોરથી હલેસાનો પ્રહાર કરી બોલી ઉઠયો. " હરામ

ખોર ! તું સાધુ પુરૂષનો શત્રુ છે એવી જો મને પ્રથમથી ખબર પડી હોત, તો હું તને હોડીયામાં બેસાડી નદીપાર ઉતારતજ નહિ.” આમ બોલી તેણે વળી પાછું હલેસું ઉંચું કરી મહારાજના શરીર પર જોરથી ઝાપટયું. બન્ને શયતાનો ક્ષણભર સ્તબ્ધ બની ગયા અને એક બીજાને કંઇક છૂપા શબ્દોમાં કહી વિધુતવેગે દોડવા લાગ્યા. હોડીવાળો તેઓની પાછળ દોડવાને ઉત્સુક થયો. પણ રામાનંદે તેને અટકાવી કહ્યું, “ ભાઇ ! એ નર્કના કીડાઓને જવા દે.” હોડીવાળાએ પૂછ્યું, “બાપજી ! શરીરે વાગ્યું તો નથી ને ? ”

“ ના, ભાઈ! ત્હેં મને ખરા સમયે મદદ કરી છે. પ્રભુ તારૂં ભલું કરો.” સ્વામીએ આશિર્વાદ આપ્યો. હોડીવાળાએ બે હાથ જોડી કહ્યું, “ બાપજી ! ચાલો, મારી હોડી પાવન કરો, હું આપને સામે કિનારે લઇ જાઉં.”

રામાનંદ તેની સાથે કિનારે આવી હોડીમાં બેઠા. હોડીને નદીમાં ધકેલી તે માણસ અંદર ચઢી બેઠો; અને હલેસું હલાવી હોડીને સામેના કિનારે લઇ જવા લાગ્યો. કિનારો આવ્યો. રામાનંદે નીચે ઉતરી આશ્રમપ્રતિ જવાની ઇચ્છા જણાવી. હોડીવાળો હોડીને બરાબર બાંધી સ્વામિજીને આશ્રમ સુધી મૂકી આવી પાછો આવ્યો. આશ્રમમાં સઘળે શાન્તિ છવાએલી હતી. નિદ્રાનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. રામાનંદ પોતાની કોટડીમાં આવી આસન પર સૂતા અને બનેલા બનાવના વિચાર કરતા પાછલી રાત્રે નિદ્રાધિન થઇ ગયા.

———

## ૨૨.

### પૈશાચિક કર્મ.

બેદાદ ભરા કત્લમેં દેરી નહીં કરતા,
દૌલતકે લીયે આદમી કયા કયા નહીં કરતા.

કવિનું આ કથન સત્ય છે. લક્ષ્મી ભયંકર ઉથલપાથલ કરનારી છે. તેને મેળવવાની તૃષ્ણાથી ભાઇ ભાઈનું, પુત્ર પિતાનું અનિષ્ટ કરે છે. લક્ષ્મીના લોભથી જ એક વખતની આ સુવર્ણભૂમિ હાલ વેરાન-જંગલ સમાન જણાય છે. લક્ષ્મીએજ વીરપુત્રોને પરસ્પરમાં લઢાવી મહાન્ રક્તપ્રવાહ રેલાવ્યો છે અને આ વીરવસુધાને વીરવિહીન કરી નાખી છે. મહામાયા લક્ષ્મી તારો ચમત્કાર અજબ છે !

શ્રીમાન રામપ્રસાદ ! માંદા પડ્યા હતા. તેમનું શરીર સૂકાઇને કાષ્ટવત્ બની ગયું હતું. તેમનાથી કાંજી સિવાય અન્ય ખોરાક ખાઈ શકાતો નથી. તેમણે પૈસા મેળવવાને માટે કરેલાં કુકર્મો આ વખતે તેમને યાદ આવી સંતાપી રહ્યાં હતાં. પોતાનાથી હેરાન થએલાં દુઃખીજનોની છાયાઓ બદલો લેવાને ઉભી રહેલી તેમને જણાતી હતી. તેમનું હૃદય રડતું હતું, પાપની ક્ષમાને માટે પ્રભુની પ્રાર્થના કરતું હતું. પોતે હવે વધુ જીવશે નહિ એવી તેમને ખાત્રી થઇ ગઈ હતી. વાસુદેવ દુષ્ટ નીકળી પૈસાની પાયમાલી કરે છે જાણીને તેમને દારૂણ દુઃખ ઉત્પન્ન થઇ રહ્યું હતું. તેમને બિચારી ઇન્દુની ઘણી લાગણી થતી હતી. મારા મરણ પછી એની શી દશા થશે ? દારૂડીયો વાસુદેવ તેને નક્કી કાઢી મૂકશે, આવા—આવા વિચારથી અકળાઇને રામપ્રસાદે એક દિવસ ઇન્દુને પાસે બોલાવી શિખામણ દીધી હતી અને છેવટે પોતાની આંગળીએ પહેરેલી એક હિરાજડીત વિંટી તેને આપતાં ક્ષીણ અવાજે કહ્યું હતું કે “ બેટા !

હું તારા માટે કંઈ પણ કરી શકયો નથી. મારો પુત્ર દુષ્ટ નીકળ્યો છે એ હું સારી રીતે જાણું છું. તે કર્મચંડાળ તારો પાલનકર્તા થવાને બદલે તને દુઃખ કર્તા થઈ પડશે. દિકરા! હેં મારી અમૂલ્ય સેવા કરી છે. દુઃખમાં પણ મને તારાથી શાન્તિ મળી છે. ઈન્દુ! આ વિંટી તું તારી પાસે રાખ, આ વિંટીની કિંમત પચાસ હજાર રૂપિયાની છે; ન કરે ને નારાયણ તું કદાચ દુઃખી થાય તો આ વિંટી વેચી તારો જીવન નિર્વાહ ચલાવજે. ભગવાન તને સુખી રાખો." આટલું કહી રામપ્રસાદે તેને એક વિંટી આપી હતી. રામપ્રસાદે મહામહેનતે એકઠા કરેલા દ્રવ્યનો મૂર્ખ વાસુદેવ કાંકરાની માફક વ્યંય કરતો હતો. હરામનું દ્રવ્ય ખરાબ રસ્તે વપરાઇ લૌકિક કહેવતને સત્ય કરવા લાગ્યું. જ્ઞાન-હિન મનુષ્યો પૈસા પ્રાપ્ત કરવાને અનેક કાળાં કર્મો કરે છે; અને આખરે શું પરીણામ આવે છે તે પણ અવલોકે છે: છતાં લક્ષ્મીની માયામય મોહજાળમાં જકડાઇ દ્રવ્યની તૃષ્ણાને માટે અધિકાધિક કુકર્મો કર્યાજ કરે છે.

ભાઇઓ! જે વખતે કાળરૂપી ઝેરી વિંછી તમને દંશ દેશે; તે વખતે તમારાથી કંઈ પણ બની શકશે નહિ. તે વખતે તો સારાં કર્ત્યોજ તમારાં મદદગાર થઇ સાથે આવશે. તમે સમજતા હશો કે ભવિષ્યમાં ઘણુંએ સારાં કામ કરીશું; પણ એમ ધારશો નહિ. જીંદગી પાણીના પૂરની માફક પલકવારમાં વહી જનાર છે. કાળ તો તમારી આસપાસ ફેરા મારી તમને લઈ જવાની રાહ જોઈ રહ્યો છે; તેને તમારા દ્રવ્યની કે તમારી કંઈ પણ પરવાહ છેજ નહિ. કાળ વિષે પણ એક કવિએ કથન કરેલું છે કે,

જમાનામાં જરી થાતી નથી કાંઇ કાળને પરવા,
સદા ચઢતી ક્ષતી બનતી નથી કાંઈ કાળને પરવા;

ભલે હો વ્હાલું કે વૈરી નથી કાંઇ કાળને પરવા,
અમીરોને ફકીરો એક નથી કાંઈ કાળને પરવા.

પ્રભુના દરબારમાં તમને પૈસાદાર ધારી કોઇ માન આપવાનું નથી. ત્યાંતો ગરીબ અને તવંગરનો સમાન ઈન્સાફ છે. રામપ્રસાદને આવી રીતનું સ્મરણ થઇ આવતાં પૂષ્કળ પશ્ચાતાપ થતો હતો. તેમના શરીરમાં તાવે ઘર કર્યું હતું. અનેક ડોકટરોની દવામાં વિપુલ દ્રવ્યનો ખર્ચ કર્યો; પણ તાવ ગયો નહિ. દિવસે દિવસે તાવે ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. પિતાના મંદવાડથી વાસુદેવ કંટાળીને વારંવાર મનમાં બોલતો હતો કે, "આ બુઢ્ઢો મરતોએ નથી અને માંચો મૂકતોએ નથી." ધિક્કાર છે આવા કુલાંગારોને કે જે પિતાની સેવા કરવાને બદલે આવા વિચારો ધરાવે છે. આજે રવીવારનો દિવસ હતો. દુષ્ટ પુત્રે પિતાને વિષપાન કરાવવાનો આજે નિશ્ચય કર્યો હતો. રામપ્રસાદને આજે સવારથી તાવ પણ પુષ્કળ ચઢયો હતો, છેવટે સાંજ પડી. ઇન્દુમૂખી બંગલાની અંદર રસોઇઆને સીધુ કાઢી આપવામાં રોકાએલી હતી. રામપ્રસાદ તાવની ગુમમાં વારંવાર ઝબકી ઉઠતા અને કરેલાં કર્મનો પસ્તાવો કરી પ્રભુની પ્રાર્થના કરતા તો ઘડીકમાં ભજનની કડીઓ ગાતા. આ વખતે વાસુદેવ પોતાના કુટિલ કર્મની પૂર્ણાહુતી કરવાના ઇરાદે પિતાના ખાટલાની પાસે પડેલી એક ખુરશીમાં બેશી રહ્યો હતો. અંદર બીજું કોઇ હતું નહિ. ભયાનક કર્મ કરવા જતાં પાપીનું હૃદય ધડકતુ હતું, હાથ ધ્રુજતા હતા. તેણે બે વાર ઝેરની શીશી બહાર કાઢી પાછી ખીસ્સામાં મૂકી દીધી હતી. છેવટે નિર્બળ મનને પ્રબળ કરવાને પાપી પુત્ર મદિરાપાન કરી આવી ત્યાં બેઠો અને ખીસ્સામાંથી ધીમે રહી શીશી બહાર કાઢી આસપાસ જોયું. એવામાં જ તંદ્રામાં પડેલા રામપ્રસાદ એકાએક ઝબકી ઉઠ્યા. તેમણે બેઠા થવાનો યત્ન કર્યો; પણ અશક્તિને લીધે તેમ બની

શક્યું નહિ. વાસુદેવે પુનઃ શીશીને ગજવામાં મૂકી દીધી. રામપ્રસાદ મનની મુંઝવણને લીધે ગદ્દગદ કંઠે બોલવા લાગ્યા, "ક્ષમા, દેવાધિદેવ! મને ક્ષમા કરો. માયાની પ્રાપંચિક જાળમાં ફસાઇ મ્હેં મારો જન્મ નિરર્થક કરી નાખ્યો છે. મ્હેં તમારી સાથે વિશ્વાસઘાત કર્યો છે. પૈસા એકઠા કરવાને ગરીબોની ગરદનો કાપી છે. હું દુનિયામાં દગાબાજ કહેવાયો છુ. પ્રભુ! સર્વ કુકર્મો આ સમયે મારી સમક્ષ તરી આવે છે. મારા શરીરમાં અપાર વેદના થાય છે. યમદૂતો કાળપાસ લઇ ઉભેલા મારી દ્રષ્ટિએ જણાય છે. તેઓના બીજા હાથમાં લાંબા ભાલા પકડેલા છે.તેઓ મને ભાલા ઉંચા કરી શરીરમાં ઘોચવાની તૈયારી કરે છે.

પરમાત્મન્! હવે મારો કે ઉગારો, તારો કે ડુબાવો; આ દીનદુઃખી આપના શરણે છે." રામપ્રસાદે સૂતાં–સૂતાં પ્રભુને બે હાથ જોડી પ્રણામ કરી આંખ્યો મીંચી ધ્યાન ધર્યું. પિતાનું આવું બોલવું સાંભળી દારૂડીયો મનમાં વિચારવા લાગ્યો કે, "નક્કી બુઢ્ઢાને હવે સન્નિપાત લાગુ પડ્યો હોય એમ સમજાય છે. જો તે હવે વધારે વખત જીવશે તો જરૂર તોફાન કરી સઘળાંને હેરાન કરી મૂકશે. સાળા બુઢ્ઢાને આખી જીંદગી તો રામનું નામ લેવાનું સુઝયું નહિ; અને હવે મરણ કિનારે; તેમજ ભમી ગએલા મગજે ભગવાનને પોકાર પાડે છે. બુઢ્ઢા! ભલેને તું પોકાર પાડીને મરી જા, પણ તારો બાપ ભગવાન તને હવે જીવાડવાનો નથી. ખરો ભગવાન તો અત્યારે તારી આગળજ બેઠો છે. તેના હાથમાંજ તારૂં જીવન–મરણ છે. હું આ પળેજ તને લેવાને આવેલા યમદૂતોને તાબે તને સોંપી દઉં છું. બસ તે પછી તારી એકઠી કરેલી મિલ્કતથી હું મોજમજાહ ઉડાવનાર છું. સાલો ખવીસ! મરવાને પડ્યો છે; પણ કુંચીયોનું ઝુમખું તો હજી કમ્મરે જ લટકાવી રાખ્યું છે. બસ હવે થઇ જા તૈયાર અને આ ઝેર પી તરીજા સંસાર." આમ

આત્મગત્ બોલતો પાપી પુત્ર ઝેરની શીશી બહાર કાઢી ધીમે રહી ઉભો થયો અને આંખ્યો બંધ કરી પડેલા પિતાની છેક નજીક ગયો. શ્વાસ ચઢેલો હોવાથી રામપ્રસાદનું મુખ પહોળું રહેલું હતું. વાસુદેવે આસ્તે રહીને ઝેરની નાનકડી શીશીમાંથી ચાર ટીંપાં મુખમાં પાડ્યાં. ઝેર ગળામાં ઉતરી ગયું. વાસુદેવ ઝડપથી શીશીને ખીસ્સામાં મૂકી ખુરશીપર બેઠો. મુખમાં કંઇક પડવાથી રામપ્રસાદે આંખ્યો ઉઘાડી. તેમની નજર વાસુદેવ પર પડી. તેને જોતાંજ તેમને ક્રોધ ચઢ્યો, કપાળપર ક્રોધની કરચલીયો પડી. તે મોટેથી બોલી ઉઠ્યા, "ઓ પિશાચ! તું આજે અહિં કેમ બેઠો છે? હું છેલ્લી વખતે તારૂં પાપી મુખ જોવાને ઇચ્છતો નથી. ઓ દુષ્ટ! બોલ, ત્હેં હમણાં મારા મુખમાં શું રેડ્યું? શું દારૂનાં ટીંપાં નાખી મારી દેહ તો ભ્રષ્ટ કરી નથી ને?" આમ કહી રામપ્રસાદ ફાટી આંખે તેની સામે જોઇ રહ્યા. વાસુદેવ હસીને બોલ્યો, "ફાધર! તમે બીલકુલ વ્હેમ રાખ્યા વિના હવે છાનામાના પડયા રહી ગોડનું નામ લીધા કરો."

રામપ્રસાદને વ્હેમ પડયો. તેમણે મોટેથી બૂમ મારી, "ઓ બેટા ઇન્દુ! આમ આવ, આ અક્કરમીએ મને કંઇક પીવરાવી દીધું."

સસરાનો અવાજ સાંભળી ઇન્દુ ત્યાં દોડી આવી. તરત વાસુદેવ ત્યાંથી ઉભો થઇ બહાર નીકળ્યો; એવામાં જ મલ્લરાજ અને શાન્તિ અંદર આવેલા તેની નજરે પડયા. શાન્તિએ વાસુદેવને જોઇ પૂછ્યું, "કેમ દોસ્ત! કામ પૂરૂં થયું કે નહિ?"

"સઘળું ખલાસ." ટુંકો ઉત્તર આપી વાસુદેવ તેમને લઇ ઉપરના દિવાનખાનામાં ગયો; અને સ્નેહિયો સાથે વાતો કરતો પિતાના મરણની રાહ જોઈ રહ્યો. પેલી તરફ સસરાની સારવાર કરતી ઈન્દુના કાનપર ખલાસ શબ્દ પડવાથી તેના વ્હેમમાં વૃદ્ધિ થઇ. ઈન્દુએ જળ

લાવી સસરાનું મુખ સાફ કરાવ્યું. તે પછી લગભગ અર્ધા કલાકે રામપ્રસાદની આંખ્યો ઘેરાવા લાગી. ઈન્દુ સસરાને ઉંઘતા જોઈ રામાને ત્યાં બેસાડી ભોજન કરી પાછી આવી ત્યાં બેઠી. આ વખતે પ્રાણશંકર પણ ત્યાં આવી રામપ્રસાદના ખાટલા પાસે બેઠો. રામપ્રસાદ ઘસઘસાટ ઉંઘતા જણાયા. છેવટે રાત્રિના દસ વાગ્યા, બહાર શાન્તિ પથરાઈ રહી હતી. બંગલાની ઉપરના ભાગમાં સુરાપાન ચાલી રહ્યું હતું. રામપ્રસાદને કોઈ દિવસ નહિ ને આજે આટલા બધા ઉંઘતા નિહાળી ઇન્દુએ ધીમે અવાજે પ્રાણશંકરને પૂછ્યું, "ભાઇ ! આજે પિતાજી ઘોર નિદ્રામાં પડયા હોય એમ જણાય છે. આવી રીતે તેઓ કદાપિ ઉંઘ્યા નથી. તેમને બોલાવી જોઇશું ?"

"હા, આપણે ખાત્રી તો કરવી જોઇએ." પ્રાણશંકરે જણાવ્યું.

ઇન્દુએ ખાટલાની છેક નિકટ જઇ કહ્યું, "પિતાજી ?"

જવાબ ન મળ્યો. પુનઃ તેણે કાન નજીક જઈ કહ્યું, "પિતાજી ! ઓ પિતાજી ?"

કોમળ અવાજ રામપ્રસાદના કાનના ઉંડાણ ભાગમાં પહોંચ્યો. તેમણે આંખ્યો ઉઘાડી ઈન્દુ સામે દૃષ્ટિ કરી. તરત સ્નેહમયી બાળાએ પૂછ્યું, "પિતાજી ! શરીરે આરામ તો છેને ?"

રામપ્રસાદ ક્ષીણ સ્વરે બોલ્યા, "બેટા ! આજે મને મારા શરીરની કંઇ સમજ પડતી નથી. મારો જીવ વારંવાર ઉંડાણમાં ઉતરી પડે છે; મારા પેટમાંના આંતરડાં કપાતાં હોય એમ વેદના થાય છે. આહ ! રામ..." આટલું બોલી તેમની જીભ એકાએક અટકી ગઇ, આંખ્યો ઉંચે ચઢી ગઇ; મુખ પહોળું થઈ ગયું. શ્વાસ જોરથી ચાલવા લાગ્યો. રામજીની વિચિત્ર અવસ્થા થઇ રહી. ઈન્દુમુખી ગભરાઇને રડી

પડી. પ્રાણશંકરે તેને શાન્તિ સૂચવી રામલા પાસે પાણી મંગાવી રામપ્રસાદના શિરપર છાંટવું શરૂ કર્યું. લગભગ અર્ધા કલાકે રામપ્રસાદે સાવધ થઇ આંખ્યો ઉઘાડી આસપાસ જોવા માંડયું. આથી તત્કાળ ઇન્દુએ પૂછ્યું, "પિતાજી ! દાક્તરને બોલાવરાવું ?"

રામપ્રસાદ તૂટતા સ્વરે બોલ્યા, "બેટા ! દાક્તરનું હવે કંઇ કામ નથી. જે થવાનું હતું તે થઈ ગયું છે. દૂધ પાએલા સર્પે શત્રુની ગરજ સારી છે, પાપી પુત્રે મને વિષ દીધું છે. હા ! તેથી જ મારી નાડીયો તૂટે છે, આંતરડાં કપાય છે, જીભ સુકાઇને તાળવે ચોંટે છે; મને અતિશય ગભરામણ થયા કરે છે." આમ બોલતા રામપ્રસાદે કપાળ પર હાથ પછાડયો. ઇન્દુના શોકની સીમા રહી નહિ. તે એક બાળકની માફક રડતે અવાજે પ્રાણશંકરને કહેવા લાગી, "ભાઈ! તમે જલ્દીથી આપણી ગાડી લઇ દાક્તર સુધાકરને અહિં બોલાવી લાવો. હાય ! પાપી પતિએ આવું કાળું કામ કરી કયા જન્મનું વેર વાળ્યું હશે ?" ઇન્દુ ડસકાં ભરી રડવા લાગી. પ્રાણશંકર ગાડી જોડાવી સુધાકરના મકાન તરફ રવાને થયો. એવામાંજ પુનઃ રામપ્રસાદ એકદમ ખાટલામાં બેઠા થઈ બોલી ઉઠયા, "ઇન્દુ ! મારા દિકરા ! હું જાઉં છું; તું રડીશ નહિ. ઓ ! આહ ! પ્રાણ જાય છે; અસહ્ય દર્દ દેહને દમે છે. ઓ રામ, પ્રભો." આટલું લડથડતી જીભે બોલી રામપ્રસાદ પગ લાંબા કરી સૂઇ ગયા.

ઇન્દુ તેમના શરીરપર હાથ ફેરવી કહેવા લાગી, "બાપાજી ! ગભરાશો નહિ હાં, હમણાં પ્રભુ મટાડી દેશે. મ્હેં સુધાકરને બોલાવવા આપણા માણસને ગાડી લઇ મોકલ્યો છે."

"ઇન્દુ ! ત્હેં દાક્તરને નકામો બોલાવ્યો છે. મારી દવા હવે શ્રીકૃષ્ણના હાથમાં છે. તું સુખી થજે. હું તને દુઃખમાં મૂકીને જાઉં છું.

દારૂડીયો તને સુખી નહિ કરે. બેટા! તે દુષ્ટ અત્યારે ક્યાં મુવો છે?" રામપ્રસાદે પૂછ્યું.

"ઉપર બેઠા હશે. તમે મારી કંઈ પણ ચિંતા કરશો નહિ. મારા ભાગ્યમાં હશે તે બનશે. પિતાજી! તેમને અહિં બોલાવું?" ઇન્દુએ કહ્યું.

"ના, હું તે પ્રેતનું મુખ જોવાને ખુશી નથી, હું તો તારૂં પવિત્ર મુખ જોઇ કાળને સ્વાધીન થઇશ. દિકરા! ત્હેં મારે માટે ઘણું દુઃખ વેઠયું છે. પ્રભુ તને સેવાનું ફળ આપશે. હું તો તને હવે તે સર્વેશ્વરના શરણમાં સોંપીને જાઉંશું. તારૂં કલ્યાણ થ...થ...થાઓ." રામપ્રસાદની જીભ ટુંકી થઇ ગઈ. તેમણે પાણી માગ્યું. ઇન્દુએ સસરાને ગંગાજળનું પાન કરાવ્યું. રામપ્રસાદ બેશુદ્ધ થઇ ગયા. આ અરસામાં પ્રાણશંકર સુધાકરની સાથે ત્યાં આવ્યો. સુધાકરે રામપ્રસાદના શરીરની તપાસ કરી અંતે જણાવ્યું કે આમને વિષપાન કરાવવામાં આવ્યું છે. ઝેર રગે રગે વ્યાપી ગયું છે, જીવનની આશા નકામી છે; તે હવે લગભગ પા કલાકમાંજ પ્રાણ ત્યાગશે." સુધાકરના શબ્દો હજી મુખમાંજ છે એટલામાંજ રામપ્રસાદે એકાએક કારમી ચીસ નાખી. "ઇન્દુ! હું જ...જ...જાઉં છું. ર...ર...મ." થઇ ચૂકયું. પ્રાણ નીકળી ગયો. જીવન દીપક બુઝાઈ ગયો. ઇન્દુએ આર્તનાદે પોક મૂકી સુધાકર તથા પ્રાણશંકરની મદદ લઇ સસરાને ખાટલામાંથી નીચે ઉતારી કામળાપર સૂવાર્યા. રામાએ પણ કારમું કલ્પાંત કરી મૂકયું. નોકર—ચાકરો ત્યાં દોડી આવી રડવા લાગ્યા. કરૂણ કલ્પાંત સાંભળી વાસુદેવ તેના મિત્રો સાથે ત્યાં દોડી આવ્યો અને પિતાનું મરણ થએલું જોઇ કૃત્રિમ કલ્પાંત કરી માથું કુટવા લાગ્યો. ઇન્દુ તેનું કૃત્રિમ કલ્પાંત નિહાળી ધિક્કારમય નજર ફેંકી પુષ્કળ રડવા લાગી. વાસુદેવને તેના મિત્રો સમજાવી શાન્ત કરવા

લાગ્યા; પણ તે ઢોંગી વધારે ને વધારે ઢોંગ કરવા લાગ્યો. મલ્લરાજ અને શાન્તિ તેને બહાર ખેંચી ગયા. છેવટે તેણે શાન્ત થઈ પિતાની અંતિમ્ ક્રિયા કરી સગાં સ્નેહિયોને સમાચાર જણાવવાને નોકરોને દોડાવ્યા. ઈન્દુની અકળામણનો પાર નહોતો. તે છાતીફાટ રૂદન કરતી હતી. સુધાકરને પ્રાણશંકર તેને સમજાવી શાન્ત કરવાના પ્રયત્નો કરી રહ્યા હતા. પાપી મલ્લરાજ આ વખતે એક બાજુએ ઉભો રહી આડી નજરે ઈન્દુના મુખ સામે વિકારમય નેત્ર નિહાળી રહ્યો હતો. છેવટે સગાં–સ્નેહિયો આવી પહોંચ્યાં. વિબુધરાય, વામનરાય, કુસુમકાન્ત, નવનીત વગેરે પણ આવી પહોંચ્યા. પ્રાતઃકાળ થતાં શબને સ્મશાનમાં લઇ જવામાં આવ્યું. પુત્રે પિતાને અગ્નિ સંસ્કાર કર્યો. અગ્નિએ જોતજોતામાં શબને ભષ્મ કર્યું. રાખોડીને ગંગામાં વહેવરાવી સઘળા સ્નાન કરી પાછા આવ્યા અને વાસુદેવને દિલાસો દઈ પોતપોતાને ઘેર ચાલતા થયા. મલ્લરાજ અને શાન્તિ એકાદ કલાક મિત્રની પાસે બેશી તેને કેટલીક ખાનગી સૂચનાઓ આપી ત્યાંથી રવાને થયા. રસ્તે ચાલતાં મલ્લરાજ કઇક વિચાર કરતો જણાયો, એથી શાન્તિએ તેને પૂછ્યું; "સરદાર! શું વિચાર કરો છો?"

મલ્લરાજે વિચારનો ત્યાગ કરી કહ્યું, "દોસ્ત! ઈન્દુમૂખીના દેદારનાં દર્શન કરવાથી આ દિલ ચકડોળે ચઢ્યું છે. તે ગુલબદન ગુલજારે મારૂં ચિત્ત ચોરી લીધું છે."

"ઓહ! તમે આ શું બોલો છો? વિચાર તો કરો કે તે તો આપણા મિત્રની પત્ની છે." શાન્તિએ ઉપદેશ આપ્યો.

"હા, તે મિત્રે મને સર્વસ્વ અર્પણ કરવાના સોગન ખાધા છે. હું તેની પત્નિની માગણી કરી તેની પરીક્ષા કરી જોઇશ. શાન્તિ! ઇન્દુને મેળવવામાં તું મદદગાર થઇ પડીશ તો હું તને એક હજાર રૂપિયા આપી ખુશી કરીશ."

"આ સેવક આપને દરેક પ્રકારની મદદ કરવાને તૈયાર છે." કહી શાન્તિ હવાઈ આશાઓ બાંધતો તેની સાથે આગળ ચાલ્યો. બાદ બજારમાં આવી ભાડાની ગાડી કરી બન્ને જણા અંદર બિરાજી વિદાય થયા. મિત્રોના ગયા પછી વાસુદેવે ઈન્દુને આશ્વાસન આપ્યું. ઇન્દુ કંઈ પણ બોલ્યા ચાલ્યા વિના ઉપર ચાલી ગઇ. દિવસો જવા લાગ્યા. વાસુદેવે લોક લાજને વશ થઇ પિતાની ઉતર ક્રિયા કરી અને વામનરાયની સલાહનુસાર પિતાની પાછળ મોટો જમણવાર કરી વાહવાહ કહેવરાવી. સઘળું ખર્ચ પચીસ હજાર રૂપિયાનું થયું. વામનરાયે ખર્ચનો હિસાબ ગણી આપ્યો. આ ખર્ચમાં દગાબાજ વામનરાય હાથ મારવાનું ભૂલ્યો નહોતો. તેણે પાંચ હજાર રૂપિયા ક્યારનાએ પોતાના મકાને મોકલાવી દીધા હતા. આ પછી વાસુદેવે તેનું તમામ દેવું ચૂકાવી દીધું. તે હવે સ્વતંત્રતા પ્રાપ્ત થવાથી અદ્ધર ઉડવા લાગ્યો. બીચારી ઇન્દુના શોકનો પાર નહોતો. તે મનમાં બળતી-ઝળતી હવે ભવિષ્યમાં શું થાય છે એ જોવાને તૈયાર થઇ રહી.

---

## ૨૩.

## સંપત્તિનો સેવક કે ગરીબ-હીત ઉચ્છેદક ?

આવી ઉભી રહેછ *વ્યાઘ્ર સરખી વૃદ્ધ સ્થિતિ §ડારતી,
રોગો શત્રુ સમા પ્રહાર કરતા આવી રહે છે અતી;
ફુટેલા +ઘટમાંથી ×વારી ત્યમ આ આયુષ્ય ઓછું થશે,
લોકો તોય અહીત અન્યનું ચહે, આશ્ચર્યની વાત છે.

સંપત્તિ ક્ષણીક છે; શરીર ક્ષણભંગુર છે; આવું સમજવા છતાં પણ

* વાઘ. § ડરાવતી. + ઘડામાંથી. × પાણી.

મનુષ્યો દ્રવ્યની તૃષ્ણાને લીધે દોડાદોડ કરી રહ્યા છે. શ્રીમંતો કે જેમની પાસે પૂરતી સંપત્તિ છે; પણ વધુ મેળવવાની ઈચ્છાથી પાપમાં પ્રવૃત્ત થતાં અટકતા નથી. અહા! દુનિયાંના વિચિત્ર રંગોમાં રંગાએલાં મનુષ્યો કેવી પ્રવૃત્તિઓ કરી રહ્યાં છે! ઓ જગતનાં અંધ પ્રાણીયો! જુઓ, હૃદયમાં જ્ઞાન દીપક પ્રકટાવી સત્યના માર્ગને અવલોકો, તમારો જન્મ શા માટે છે એ વિચારો. શ્રીમંતો! ઓ દોલતના કીડાઓ! તમારો ધર્મ સંભાળો, તમારા દેશબંધુઓ અન્ન વિના, વસ્ત્ર વિના અને જ્ઞાન વિના અધોગતીને તળીયે પહોંચતા જાય છે; તેમની તરફ દયાની દૃષ્ટે જુઓ. આજે તેમનો તો કાલે તમારો વારો અવશ્ય આવવાનો એ સ્મરણમાં રાખજો. તમે ગરીઓની મહેનતથીજ લક્ષ્મીવાન બનેલા છો; તો શા માટે ગરીબ જનો પ્રત્યે દયા દર્શાવવાને આંખ્યો આડા કાન કરો છો? તમે જો ગરીબોને ઉન્નત બનાવવાને દ્રવ્ય ખરચશો તો પરમાત્મા તમારા દ્રવ્યમાં દસઘણો વધારો કરશે અને જો ગરીઓની દરકાર નહિ કરતાં ગાડી, વાડી તથા લાડીના સુખથી પ્રમાદી બનશો તો જરૂર તમારી લક્ષ્મીનો લય થઇ જશે. તમે ખોટાં માન મેળવવાને પુષ્કળ પૈસા ખરચો છો; ન્યાત, વરઘોડામાં વિપુલ દ્રવ્યનો ભોગ આપી વાહ વાહ કહેવરાવો છો અને મોટાં મંદિરોમાં કે જ્યાં અક્ષય દ્રવ્ય ભરેલું છે; ત્યાં ભરતામાં ભરો છો. પણ જ્યાં સૂધી તમે તમારા દેશબંધુઓનું શ્રેય કરવામાં કંઈ પણ દ્રવ્ય ખરચ્યું નથી ત્યાં સુધી તમારૂં એ કર્યું કારવ્યું સઘળું વ્યર્થજ છે.

આ પૂર્વકાળની વૈભવી ભૂમિ હાલ ચઢતી પડતીના ચમત્કારે નિર્ધન બની ગઈ છે. હા! એક સમય એવો હતો કે આ આર્યદેશ આખી પૃથ્વીનું પોષણ કરતો હતો, હા! આ તેજ દેશ હાલ પારકાના આધારે પોષણની ઈચ્છા ધરાવી રહ્યો છે. જે દેશના લોકો દયા ધર્મથી દેવ સ્વરૂપ ગણાઈ

અન્ય દેશોના ગરીબોના રક્ષક બનતા હતા. પણ આજે તેજ દેશના લોકો દયા ધર્મ ત્યાગી દૈત્ય સ્વરૂપ ધારણ કરી પોતાના દેશનાંજ ગરીબોનાં ગળાપર છુરીઓ ફેરવી રહ્યા છે, તેમને અન્ન-વસ્ત્ર વિના ટળવળી મરતાં નજરે જુએ છે. એ આર્ય પુત્રો ! આ ઓછા કલંકની વાત નથી.

સ્વદેશી શ્રીમંતો ક્યમ મતી અતિશે જડ કરી,
રહ્યા છાના બેશી બહુ કૃપણતાની બથ ભરી;
દુખી દેશી દેખી કંઈકજ દયા તો દિલ ધરો,
કળા કૌશલ્યાર્થે જરૂર જન સૌ સ્હાયજ કરો.
નહિ લક્ષ્મી જાણો જરૂર સ્વર્ગે સાથજ થશે,
વળી તેથી મિત્રો ! અધિક નહિ આયુષ્ય વધશે;
મળી છે લક્ષ્મી તો ઝટ દીન જનોનાં દુઃખ હરો,
કળા કૌશલ્યાર્થે જરૂર જન સૌ સ્હાયજ કરો.
ચઢે વર્ષાકાળે ગગનમહિં જોતાં ધન ઘણો,
વિખેરે છે વાયુ ઝટ લઈ જવો તે જ્યમ તણો.
ભરૂંસો તે માટે ધન તન વિષે ના દિલ ધરો;
કળા કૌશલ્યાર્થે જરૂર જન સૌ સાહ્યજ. કરો.

ભાઈઓ ! તમારી સ્વાર્થ પરાયણુતા જોઈ અન્ય વિદેશીઓ તમારી પ્રત્યે ધિક્કારની વૃષ્ટિ વરસાવી રહ્યા છે, માટે હવે જાગૃત થાઓ અને તમારો દયા ધર્મ સંભાળી દીન બંધુઓને ઉન્નતિના શિખરે ચઢાવો. જેમના સંસ્કાર સારા હોય છે; તેમનુંજ દ્રવ્ય ગરીબોના કલ્યાણમાં વપરાય છે. પરંતુ જેઓ કૃપણ છે અને ગરીબો પ્રત્યે તિરસ્કાર દર્શાવનારા છે; તેઓ આ દુનિયાંના વેતરા છે; તેઓ કોઈક બીજાને માટે જ દ્રવ્ય સંભાળી રાખે છે. આખરે તેનો વાપરનાર એ દ્રવ્યને

કુમાર્ગેજ વાપરે છે. આવી કૃપણુતાનો ગુણુ ધરાવનારો ઇંદિરાનો પિતા વામનરાય હતો. તેણે અનેક ગરીબોની ગરદનપર છરીયો ફેરવી પૈસા એકત્ર કર્યા હતા. તેની પાસે સારી સંપત્તિ એકઠી થએલી હતી. તે ખોટું માન મેળવવાને પૈસા ખરચતો અને એ વાપરેલા પૈસાનો ખાડો પૂરવાને વળી પાછો કોઇની ગરદન કાપતો. તે બહાર નીકળતાં કોટ પાટલુન વગેરે ધારણુ કરતો. સારા શ્રીમંતોને અને અમલદારોને પોતાને મકાને બોલાવી ટી પાર્ટીઓ–ડીનર પાર્ટીઓ આપી માન મેળવવાને ખુશામત કરતો.કેટલાક સરકારી અમલદારોની ખુશામતથી તેને જતે દહાડે રાવબહાદુરનો ચાંદ મળ્યો. વામનરાય ફૂલાઈ ગયો. તેના સ્નેહિયો તરફથી તેને માનપત્રો મળવા લાગ્યાં. તેણે આ શુભ સમાચાર મુંબાઇ શશીકાન્તના પિતાને લખ્યા. ઇંદિરાને શશીકાન્તની સાથે પરણાવવામાં પણુ તેનો મૂળ ઉદ્દેશ દ્રવ્ય પ્રાપ્તિનો હતો. તેનો વિચાર ગમે એમ કરીને કરોડાધિપતિ બનવાનો હતો. તે રાત્રિ દિવસ એના એજ વિચારો કર્યા કરતો. તેણે લોકોને સાચું જુઠું સમજાવી શેર ભરાવી એક નાની મીલ સ્થાપી હતી. તેની મીલમાં કામ કરનારા મજુરોને મહિને દહાડે પૂરતો પગાર પણુ મળતો નહિ. પગાર પૂરો નહિ આપવાની ઇચ્છાથી વામનરાય દરરોજ મીલમાં જઈ મજુરોની તથા કારકુનોની કંઇ કંઇ ભૂલ્યો કાઢી દંડ કરતો. આથી વારંવાર મીલમાં હુલ્લડ થતું. ઇંદિરાને પણુ પિતા તરફથી ઘણું સહન કરવું પડતું હતું. સ્નેહાળ બાલિકા શશીકાન્તને વારંવાર પત્રો લખી પોતાને દુઃખ મૂક્ત કરવાની વિનંતિ કરતી. શશીકાન્ત તેને આશ્વાસન યુક્ત પત્રો લખી ધીરજથી સઘળું સહન કરવાનું સૂચવતો. આવી રીતનો કાર્ય ક્રમ ચાલી રહ્યો હતો. એક દિવસે મધ્યાહ્નકાળના સમયે વામનરાય ભોજન કાર્યથી નિવૃત્ત થઈ ઉપરના દિવાનખાનામાં એક વિરામાસનપર પડી નાકની

ડાંડીપર ચસમાં ગોઠવી ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ વાંચી રહ્યા હતા.

આ અરસામાં એક ગરીબ યુવાન શરીરપર ધોએલાં પણ થીગડાં મારેલાં કપડાં પહેરી વામનરાયના મકાનના દ્વાર આગળ આવી ઉભો. તે યુવાનની ઉમ્મર સોળેક વર્ષની જણાતી હતી. તેના ગૌર મુખપર છવાએલી ગરીબીની છાયામાં અપૂર્વ તેજ પ્રકાશી રહ્યું હતું; અને એથી અનુમાન થતું હતું કે આ ગરીબ યુવક પહેલાં કોઇક શ્રીમંતનો પુત્ર હશે. તેનું નામ ચૈતન્યકુમાર હતું. તે બહાર ગામનો વતની હતો અને લગભગ એકાદ વર્ષથી આ શહેરમાં આવી વામનરાયને ત્યાં કારકુનની નોકરી કરતો હતો. વામનરાયે મહિને દહાડે પંદર રૂપિયાનો પગાર ઠરાવ્યો હતો. આટલા ટુંક પગારમાં ચૈતન્ય મહિનો થતાં શેઠની પાસેથી આઠ રૂપિયા લેતો અને બાકીના સાત રૂપિયા તેમને ત્યાં જમે રાખતો. એ આઠ રૂપિયામાંથી તે પોતાનું અને પોતાની માનું ગૂજરાન ચલાવતો. શહેર બહાર ઝુંપડું બાંધીને રહેતો હોવાથી તેને ભાડુ ભરવું પડતું નહોતું. આ યુવક વફાદારીથી વામનરાયની નોકરી કરતો. વામનરાય તેની પાસે હદ ઉપરાંત કામ કરાવતો હતો; છતાં ગરીબીના ગંભીર સંકટમાં સપડાએલો યુવાન ધિરજથી શેઠનું તમામ કામ પૂર્ણ કરતો. આવી રીતે તેણે એક વર્ષ સુધી તનતોડ મહેનત કરી રૂપિયા પચાસેક શેઠને ત્યાં એકઠા કર્યા. એક દિવસે ચૈતન્ય શેઠને ત્યાં નોકરીએ આવતાં એક સ્થળે ભાષણ થતું જોઇ થોડીવાર રોકાયો. ભાષણ સ્વદેશ વિષે હતું. ગરીબ યુવક ભાષણ સાંભળવામાં લીન્ન થયો અને દોઢ કલાકે ભાષણ પૂર્ણ થતાં શેઠને ત્યાં આવ્યો. તેને મોડો આવેલો જાણી વામનરાયે વાઘ સ્વરૂપ ધારણ કરી તેને ખૂબ ધમકાવી બે ચાર ગાળો ભાંડી તેનો અર્ધો પગાર દંડ કર્યો. ચૈતન્યે સઘળું સહન કરી ભાષણમાં જવાથી મોડું થયું જણાવી પોતાની

થએલી ભૂલ ક્ષમા કરવાની વિનંતી કરી. સ્વદેશીઓનો દ્વેશી વામનરાય ભાષણનું નામ સાંભળી વધારે છેડાયો અને સ્વદેશી વિચાર વાળો નોકર મારે જોઇએ નહિ, કહી તેને તત્કાળ રજા આપી. ચૈતન્યે ઘણી આજીજી કરી પણ પત્થર હૃદય પીગળ્યું નહિ. આથી તેણે પોતાના પગારના એકઠા થએલા રૂપિયાની માગણી કરી. રૂપિઆનું નામ સાંભળતાંજ વામનરાયે રૌદ્ર સ્વરૂપ ધારણ કરી જણાવ્યું કે અહિં તારા બાપે કંઈ થાપણ મૂકી નથી. તારા રૂપિયા અહિં છેજ ક્યાં ? કહી તેને બીજા નોકરો પાસે ધક્કા મરાવી બહાર કઢાવ્યો. ગરીબ ચૈતન્ય પોતાના ભાગ્યને દોષ દેતો ઝુંપડીએ આવ્યો અને સજળ નયને પોતાની વિતક વાર્તા માતાને કહી સંભળાવી. માતાએ પુત્રને ધિરજ આપી જણાવ્યું કે, " ગરીબની પાસે વૈતરૂ કરાવી પૈસા નહિ આપનાર શેઠને જરૂર પરમાત્મા બદલો આપશે. "

બીચારા ચૈતન્ય પાસે ફક્ત ચાર રૂપિયા સિલીકમાં હતા. તેમાંથી ત્રણ રૂપિયા પંદર દિવસ થતાંમાં તો પૂરા થયા. તે બીજી નોકરીની શોધમાં હતો, એવામાં એકાએક તેની માતાને તાવ આવ્યો. ગરીબ યુવક ગભરાયો. પૈસા વિના માતાની દવા કેવી રીતે કરે? બે ત્રણ દિવસમાં તો તાવે ગંભીર રૂપ પકડયું. એક રૂપીયો ક્યારનોએ પૂરો થઇ ગયો હતો. પોતાને બે દિવસ ચણા ખાઇને ચલાવવું પડયું. છેવટે તેણે અત્યંત કંટાળી વામનરાય પાસે ફરીથી જવાનો નિશ્ચય કરી માતાની રજા લઈ નીકળ્યો અને ઉપર જણાવ્યા પ્રમાણે મકાન આગળ આવીને ઉભો. વામનરાયના એક વૃદ્ધ નોકરે તેને પાસે બોલાવી આવવાનું કારણ પૂછ્યું. ચૈતન્યે તેને પોતાની સઘળી કર્મ કથા કહી સંભળાવી શેઠની પાસે આવવાનું કારણ જણાવ્યું. નોકરે તેને ત્યાં બેસાડી ઉપર જઇ

વામનરાયને જણાવ્યું કે, " શેઠજી ! પેલો ચૈતન્ય આપની પાસે આવવાની આજ્ઞા માગે છે ? "

પેપરમાંથી માથું ઉંચુ કરી ચસ્માં કપાળપર ચઢાવી શેઠે કહ્યું, " તેનું અહિં કંઈ કામ નથી? તેને વિદાય કરી દે. મને એવા ગરીબડાઓ સાથે વાત કરવાનો ટાઇમ નથી. "

" શેઠ સાહેબ ! ગરીબ પ્રત્યે દયા ભાવ રાખવો એ આપનો ધર્મ છે. તે ગરીબ છે પણ આપણા દેશનો છે; તેમજ વળી હિંદુ બાઈ છે, માટે તેની પર કૃપા કરી તેની વાત સાંભળો. " સેવકનું કહેતું સાંભળી વામનરાયે ખડખડાટ હસી પડી કહ્યું, " અરે મૂર્ખા ! તું વળી ક્યાં ગરીબોની અને જંગલી હિન્દુઓની તરફદારી કરવા મંડયો ? શું તને ખબર નથી કે આજકાલનાં હિન્દુઓ તો ઘણા મૂર્ખ હોય છે ? અરે તેમાં વળી જુના વિચાર વાળા પોતીયાદાસો અને પાગડીદાસો તો કેવળ અક્કલશૂન્યજ હોય છે. જેણે ઇંગ્રેજી અભ્યાસ કરી શરીરને ફેશનથી શોભાવ્યું છે, જેણે હિન્દુઓના ધર્મઘેલાં ધતીંગોમાંથી નીકળી જઈ સાચો સુધારો સ્વિકાર્યો છે; અને જેણે પોતાની પત્નીને સંપૂર્ણ સ્વતંત્રતા બક્ષી સંસારના મયદાનમાં વિચરવાની રજા આપી છે; તેજ ખરેખરો વિદ્વાન સુધરેલો ઇન્ડીઅન કહેવાય અને બાકીના બધા જંગલી હમ્બગ ગણાય. સમજ્યો ? માટે જા હવે અને એ ગરીબદાસને જલ્દીથી હાંકી મૂક. "

નોકરે ચૈતન્યની વાત સાંભળવાને શેઠને અત્યંત આજીજી કરી; આથી વામનરાયે તેને અંદર મોકલવાની આજ્ઞા આપી. આ વખતે નીચે એક સ્વદેશી પોશાક ધારણ કરેલો યુવક ચૈતન્યની પાસે આવીને ઉભો રહ્યો હતો. વૃદ્ધ નોકર બન્નેને શેઠની પાસે ઉપર લઈ આવ્યો. બીચારો ચૈતન્ય શેઠને પ્રણામ કરી એક બાજુએ ઉભો રહ્યો.

વામનરાયે તેની તરફ કટાક્ષમય નેત્ર જોઇ બીજા યુવક સામે જોઈ પૂછ્યું, "તમારૂં કેમ આવવું થયું છે?"

તે યુવક કે જે કુસુમકાન્તની સ્થાપેલી સમાજનું કામ કરતો હતો. હાલમાં કુસુમકાન્ત અન્ય કાર્યના વ્યવસાયમાં લાગેલો હોવાથી સમાજનું દરેક કાર્ય સુધાકર મનહર અને અમૃત ચલાવતા હતા. અમૃત દરેક શ્રીમંતોને ત્યાંથી સમાજને અર્થે દ્રવ્યની મદદ મેળવી છેવટે વામનરાયને ત્યાં આવેલો હતો. તેણે વામનરાયનો પ્રશ્ન સાંભળી કહ્યું, "હું આપને એક વિજ્ઞપ્તિ કરવાને આવ્યો છું."

વામનઃ—"તમારે જે કહેવું હોય તે જલ્દીથી કહી નાખો; કારણ કે મને વધુ ટાઇમ નથી."

અમૃતઃ—"શેઠજી! હું આપનો વધુ વખત વ્યર્થ કરવાને ઇચ્છતો નથી. મારી આપ પ્રત્યે એટલીજ વિનંતિ છે કે આપ અમારી સમાજને આપની યથાશક્તિ દ્રવ્યની મદદ કરો. અમારો ઉદ્દેશ દ્રવ્ય એકત્ર કરી દરેક જીલ્લે લાયબ્રેરીયો, રાત્રિશાળાઓ સ્થાપી અજ્ઞાન ગરીબ જનોને જ્ઞાનવાન બનાવવાનો છે; વળી કેટલાંક ઉંચ વર્ણનાં એવાં કુટુંબો છે કે જેમની સ્થિતિ ઘણીજ દયાજનક થઇ પડી છે. તેઓ પોતાની આબરૂને ખાતર પોતાનું દુઃખ કોઇની આગળ જણાવી શકતાં નથી. કુટુંબોમાં દ્રવ્યના અભાવે કેટલાંકને ઉપવાસ કરવા પડે છે, કેટલાંકને ન કરવાનું કાર્ય કરવું પડે છે. તેમાં જો સ્ત્રીઓ સદ્દગુણવાળી હોય છે; તો દળવા–ખાંડવા–શીવવા વગેરેનું કામ કરી નિર્વાહ ચલાવે છે; અને અજ્ઞાન અબળાઓ દ્રવ્ય વિહીન ભર્તારને ક્લેશ કંકાશમાં ડુબાવી આખરે ભ્રષ્ટ થાય છે. આપણા પવિત્ર દેશમાં આવું બનવું એ શોકપ્રદ છે; અને તેથીજ અમે આપના જેવા શ્રીમંતો પાસેથી દ્રવ્ય મેળવી સામાન્ય કુટુંબોમાં ગુપ્તદાન મોકલવાની ઇચ્છા ધરાવીયે છીએ.

આ ઉપરાંત અનેક સ્વયં સેવકોને ગામેગામ મોકલી અજ્ઞાન જનોને ઉપદેશ આપી બાળલગ્ન, કન્યા વિક્રય, ખોટાં ખર્ચ અને ધર્મને નામે ચાલતી અંધશ્રદ્ધા વગેરે અહીત કરતા રીવાજોને દૂર કરાવી સત્ય માર્ગનું અવલંબન કરાવવાની ઈચ્છા રાખીએ છીએ. આવા શુભ કાર્યમાં અત્રેના અનેક સદ્‌ગૃહસ્થોએ મદદ આપી છે; તો આપ પણ આપની શક્તિ મુજબ મદદ કરશો એવી મારી સંપૂર્ણ આશા છે."

વામનરાય તેનું લંબાણ વિવેચન સાંભળી ગંભીર મુખે કહેવા લાગ્યા, "ભાઇ! તમારો ઉદ્દેશ જો કે સારો છે; પરંતુ આપણી હિન્દુ કોમ પ્રતિ તો મને તિરસ્કાર છે, કારણ કે હિંદુઓ હજી ઘણા પછાત છે. તેઓ સાચા સુધારકોના દુશ્મનો છે. તેમના અવગુણોમાં પ્રથમ તો વ્હેમીપણું, ઢીંગલા ઢીંગલીઓની માફક નાનાં નાનાં છોકરાંઓને પરણાવવાં, પત્થરાની મૂર્તિઓ પ્રત્યે અંધ શ્રદ્ધા, અજ્ઞાન સાધુઓને માલતાલ ખવરાવી માતેલા સાંઢ જેવા બનાવવા અને સ્ત્રીઓ પ્રત્યે કસાઇનું વર્તન ચલાવવું; આવા અનેક દુર્ગુણો ફક્ત તેમની અધોગતીજ સૂચવે છે. જો તમે એ જંગલીયોને સુધારવા ઈચ્છતા હો, તો તેમનામાંથી મ્હેં જણાવેલા દુર્ગુણો પ્રથમ દૂર કરાવો. હું તો જે ચાલુ જમાનાના સુધારા તરફ માન ધરાવે છે, તેનેજ મદદ આપુંછું. મને તમારા ઉદ્દેશોમાં કંઇ એવું જણાતું નથી; એ કારણથી તમને મદદ આપવાને હું દિલગીરી સાથે સ્પષ્ટ ના પાડું છું."

અમૃતઃ—"શેઠજી! જ્ઞાન પામતાં સૌ કોઈ સુધરશે, પરંતુ મારે આપને કહેવું પડશે કે આપ સ્વદેશી કહેવાઇ સ્વાત્મ બંધુઓ પ્રત્યે તિરસ્કારની લાગણી દર્શાવો છો, અરે એટલુંજ નહિ પણ અસત્ય સુધારામાં પુષ્કળ દ્રવ્યની પાયમાલી કરો છો. પોતાના દેશ બંધુઓની ઉન્નતિ કરવી એ તમારા જેવા શ્રીમાનની ખાસ ફરજ છે. લક્ષ્મી તો આજે છે અને કાલે નથી.

દેશ બંધુઓના ઉદ્ધારને અર્થે જેની સંપત્તિનો ઉદારતાથી વ્યય થાય છે; તેજ ખરેખરો શ્રીમાન કહેવાય છે; અને બાકીના પૈસાના પૂજારી તથા દોલતના કીડા લેખાય છે. શેઠ ! ચડતી પડતી સૌની થયાજ કરે છે."

વામનઃ—" એ સઘળું અમે સારી રીતે સમજીએ છીએ; માટે હવે વધારે દોઢ ડાહ્યા થયા વિના અહિંથી પધારી જાઓ. તમારા જેવા સ્વદેશાભિમાનીઓએજ આ દેશનું ઉંચું માર્યું છે; તેમજ લાંબાં જુસ્સાદાર લેકચરો કરી લોક લાગણી ઉશ્કેરી સરકારને પણ ભડકાવી છે. બસ આ કારણથીજ સરકારને તમારા જેવા અજ્ઞાન ઉદ્ધત સ્વદેશાભિમાનીઓને નિરૂપાયે જેલમાં પૂરવાની જરૂર પડી છે. વળી પાછા હાલમાં સ્વરાજ્ય મેળવી સ્વતંત્ર થવાની મોટી બૂમો પાડવા મંડયા છો ! એ એક જાતનો મેનીયા નહિ તો બીજું શું ? બચ્ચાઓ ! યાદ રાખજો કે તમને રાગડા તાણે અથવા મોટાં લેકચરો કરે સ્વરાજ મળવાનું નથી. માટે હવે તમારા સ્વદેશાભિમાનને ઝંડીયા કુવામાં પધરાવી દઈ બે હાથે પાઘડી પકડી નોકરી ધંધો કરો કે જેથી તમારાં પાછળનાંએ બિચારાં સુખી થાય."

વામનરાયના શબ્દો સાંભળી અમૃતનું મુખ ગુસ્સાથી લાલચોળ થઇ ગયું; પણ તેણે ગુસ્સો દબાવી રક્તનેત્રે કહેવા માંડ્યું, " શેઠ ! મને લાગે છે કે તમારી બુદ્ધિ ઉમ્મર વધવાથી બ્હેર મારી ગઈ છે ? અરે જરીક મન સાથે ખ્યાલ તો કરી જુઓ કે આપણી સરકાર તેમના દેશ પ્રત્યે કેટલી મમતા અને અભિમાન ધરાવે છે ? તેમણે પોતાના દેશને ઉન્નતિના શિખરે ચઢાવવાને કેટલા ભગીરથ પ્રયત્નો કર્યા છે અને કરે છે ? તે સ્વદેશ ભક્ત અને સ્વતંત્રતા પૂજક સરકાર સમય આવે અવશ્ય અમારી દાદ સાંભળશે અને અમારી સત્ય માગણી સ્વિકારશે. આમ છતાં જો કદાચ તમારા કહેવા મુજબ સ્વદેશાભિમાન ધરાવના-

રાઓને કારાગૃહમાં મોકલશે તો ભારત ભક્તો દેશના કલ્યાણને અર્થે પોતાની સરકારની આજ્ઞા વગર વિલંબે અંગિકાર કરી કારાગૃહમાં સિધાવશે અને તે સ્થળને સ્વર્ગભુવન સમાન સમજશે. જો ન્યાયી સરકાર પોતાની પ્રજાને એવી રીતે દુઃખ દઈ સ્વતંત્રતાથી વિમૂક્ત રાખશે; તો તે કલંક પણ તેમનેજ છે. કારણ કે અમે તો અમારૂં સર્વસ્વ તેમના ચરણમાં સમર્પણ કરેલું છે; અરે એથી પણ નહિ વિરામતાં અમારી ભાગ્યદોરી કેટલાંએ વર્ષોથી ન્યાયી સરકારના હાથમાં સોંપી છે. વામનરાયશેઠ ! સ્વદેશાભિમાન એ કંઇ અપરાધ કે ગુન્હો નથી. પોતાની જન્મભૂમિ પ્રત્યે પ્રેમ–ભાવવૃત્તિ દરેક દેશનાં મનુષ્યોમાં સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થએલી હોય છે. આ વૃત્તિ નૈસર્ગિક છે, તેને દબાવવી અને જડમૂળથી ઉખેડી નાખવી એ એક જાતનું ખૂન છે, મહાપાપ છે. માતૃભૂમિ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરાવી તેની સેવા કરવાને યોગ્ય દરેક ઉછરતાં સંતાનોને બનાવવાં એ પ્રત્યેક માબાપ–સરકાર શ્રીમંતો અને શિક્ષકોનું મુખ્ય કર્તવ્ય છે. આપણા મહેલ્લાના એક શ્વાનને પણ પોતાના મહેલ્લાનું અભિમાન હોય છે, તો મનુષ્યને પોતાની જન્મભૂમિ માટે અભિમાન શામાટે ના હોવું જોઇએ ? જેઓ સત્યાગ્રહી થઇ પોતાની સરકાર પાસે સ્વતંત્રતાનો વ્યાજબી ન્યાય માગે છે; તેઓ કંઇ રાજદ્રોહ નથી કરતા; પણ ન્યાયી સરકારની કીર્તિને ઉજ્વળ કરવાની ઉચ્ચ ભાવના રાખી રહ્યા છે. સ્વરાજ્ય મેળવી સ્વતંત્રતા પ્રાપ્ત કરવી એ દરેક મનુષ્યનો જન્મ સિદ્ધ હક્ક છે, તે આપણી સરકારનો પણ મુદ્રા લેખ છે. વળી તમે વિશેષમાં જણાવ્યું કે તમે અંગ્રેજ અમલદારોને ભડકાવો છો; પણ ના; અમે તો નિરંતર સત્યને જ વળગી રહેનારા છીએ; પણ તે ભલા અંગ્રેજોને ભડકાવનારા તથા ખોટું સમજાવનારા ફક્ત તમારા જેવા ખુશામતીઆઓ જ હોય છે. આ દેશમાં અમલ

ચલાવવાને આવનારા અંગ્રેજ અમલદારો જે વખતે તેમની પૂજ્યભૂમિ ઇંગ્લંડમાં હોય છે, ત્યારે કેવા પવિત્ર–પ્રમાણિક વિચારોવાળા હોય છે! પરંતુ અત્રે આવ્યા પછી અને તમારા જેવા દાંભીક દેશદ્રોહીઓના સંગદોષથી સમય જતાં તેમાંના કેટલાક પવિત્ર પ્રમાણિક જનોમાં પણ કળીયુગનો પ્રવેશ થાય છે. આનો દોષ તેમને નહિ પણ તમારા જેવા મિથ્યાભિમાનીઓને શિરે રહેલો છે. જે પવિત્ર દેશનાં અન્નજળે તમારાં હાડચામ બંધાયાં છે; તે દેશની લાગણી તમારામાં નથી તો તેમનામાં તો ક્યાંથી હોય? કહેવત છે કે લક્ષ્મી દેખી મોટા મુનીવર ચળે, લક્ષ્મીને લાત મારનારા તો ફક્ત મહાજ્ઞાનીઓ જ હોય છે. તમે દોલતના કીડાઓ જ તે પવિત્ર વીરોને લક્ષ્મીની મોહમયી માયામાં ફસાવો છો અને તેમની સમક્ષ સ્વદેશનું અસત્ય વદી તેમના નિર્મળ હૃદયમાં આ દેશ પ્રત્યે દ્વેશ ઉત્પન્ન કરાવો છો. પરંતુ એમાંએ ઘણાક શુદ્ધ અંગ્રેજો હોય છે કે જેવો તમારા જેવા મસ્કાબાજોની લાલચોથી લલચાઇ નીતિ ભ્રષ્ટ નહિ થતાં પોતાનો સત્ય ધર્મ સંભાળી રાખે છે અને જેટલું જાણવાનું હોય તેટલું જાણી લઇ અધર્મીઓને દૂર કરે છે. તેઓ પોતાનો વિશ્વાસ કોઇની પર નહિ મૂકતાં પોતે જ સત્યાસત્યનો નિર્ણય કરી સત્ય પંથે ચાલી આખરે આ દેશમાંથી જ દ્રવ્યવાન બની ઇંગ્લંડ જાય છે; અને જે ભૂમિના પ્રતાપે પોતે ઐશ્વર્યવાન બન્યા છે; તે ભૂમિનાં ત્યાં જઇ યશોગાન ગાઇ તેના હિતાર્થે પ્રયાસ કરે છે. ખરા પ્રમાણિક અંગ્રેજો તો આવી રીતે જ વર્તે છે; પરંતુ જેઓ ફક્ત નામધારીજ અંગ્રેજ હોય છે: તેઓ તો ફક્ત આ દેશનું ખાઇ આ દેશ પ્રત્યે જ દ્વેશ ધરાવે છે અને પૈસાદાર થઇ ઇંગ્લંડ ગયા પછી પણ આ દેશના અહિતને અર્થે પ્રયત્નો કરી નિમકહરામ નીવડે છે. આવા નિમકહરામીઓને ઇશ્વરના

દરબારમાં એક વખત અવશ્ય જવાબ આપવા પડશે. શેઠ ! મારે હવે તમને કહેવાનું એજ કે સ્વદેશાભિમાન કેવું છે, દેશ સેવા કેવી રીતે થઇ શકે છે; એવું જ્ઞાન બહાદુર બ્રિટનોને સારૂં હોય છે. જેણે પોતાના દેશનાં ગરીબ બાંધવોની ઉન્નતિ કરી છે, જેમણે દેશ પર ચઢી આવેલા દુષ્મનો સામે યુદ્ધ કરી પોતાની સ્વતંત્રતાની રક્ષા કરી છે અને જેમણે દેશવિદેશ જઈ વિદ્યા હુન્નર શીખી લાવી પોતાના દેશના હુન્નર ઉદ્યોગો સજીવન કરવાને ભગિરથ પ્રયત્નો આરંભ્યા છે; તેજ ખરેખરી દેશ સેવના છે. આવો ઉપદેશ આપવામાં તથા રાજા પ્રજાની પરસ્પર પ્રત્યે શું ફરજો છે, તે જનસમાજને સમજાવવામાં અને આપણી ભગિનીયો કે જેઓ હાલ અજ્ઞાનતાના ઘોર તિમીરમાં અથડાય છે; જેઓ ઘરમાં પાળેલાં પોપટ ગાય કે કુતરાં કરતાં પણ અધમ દશા ભોગવે છે, તેમની ઉન્નતિ કરવામાં તેમજ મૃત્યુ પછીના ભોજનમાં, નાચપાર્ટીઓમાં વગેરે અનહદ્ દ્રવ્યનો ગેરઉપયોગ કરે છે, તેમને સમજાવી સત્ય પંથે ચઢાવવાના ઉપદેશો આપવામાં સરકારનો ભય રાખવા જેવું બીલકુલ છેજ નહિ. પરમાત્મા સર્વને શુભ બુદ્ધિ આપો એવી અમારી નિરંતર પ્રાર્થના છે.”

અમૃતના લંબાણ વિવેચનથી વામનરાય કંટાળીને નસકોરાં ફુલાવતા બોલી ઉઠયા, “એ સ્વદેશના હિમાયતી ! તું હવે એકદમ અહિંથી પસાર થઇ જા. તારા ભાષણે મારૂં માથું ફેરવી નાખ્યું છે. કેમ જાય છે કે નહિ ?” વામનરાય રોષમય મૂખે તેના સામે જોઇ રહ્યા. એવામાં જ શાન્ત ઉભેલો ચેતન્ય બોલી ઉઠયો “શેઠ સાહેબ ! આવી રીતે અકળાઈ જવું આપને યોગ્ય નથી; આપને તો સઘળાની પર દયા રાખવી જોઇએ.”

વામનરાય તેના સામે જોઇ અટ્ટહાષ્ય કરી બોલ્યા, “અલ્યા

કોણ ગરીબદાસ કે ? શું તને પણ પાંખો આવી ? અલ્યા તું વળી સ્વદેશી ક્યારનો થયો ?"

"સાહેબ ! હું તો જન્મથી જ સ્વદેશી છું અને આપ પણ સ્વદેશી જ છો. આપનો જન્મ કાંઈ અન્યદેશમાં થયો નથી કે જેથી આપને વિદેશી કહી શકાય. આપને પ્રભુએ પુષ્કળ પૈસા આપ્યા છે. આપ ગરીબોના દાતા કહેવાઓ છો. આપના હૃદયમાં ગરીબો પ્રત્યે નિરંતર દયાભાવ હોવો જોઇએ; સ્વદેશાભિમાન રગે રગે વ્યાપેલું હોવું જોઇએ; છતાં આજે આ શું ? એક આર્યપુત્રના મુખમાંથી દેશ દેશના શબ્દો સાંભળી આશ્ચર્યતા ઉત્પન્ન થાય છે. આપના પવિત્ર હૃદયમાં શું કોઈ પિશાચે પ્રવેશ કર્યો હશે કે આ કળીકાળનું જ પરીવર્તન થયું હશે ? મને તો એમજ સમજાય છે. શેઠજી ! સ્મરણમાં રાખજો કે જ્યાં સુધી દીપકના કોડીયામાં દિવેલ પૂરેલું હશે; ત્યાં સુધી જ દીપક પ્રકાશી રહેશે. દીવેટ સંકેલનાર ઘણા મળશે; પરંતુ દિવેલ પૂરનાર તો કોઈ નહિ મળે. આપની ઉપર મારા જેવા અનાથોનો લક્ષ છે. તમે અમારી દાદ નહિ સાંભળો, અમારો ઉદ્ધાર નહિ કરો તો અમારી ઉન્નતિ કોણ કરશે ? શું કોઇ યુરોપિયન, અમેરીકન અગર જાપાની આવીને કરશે ? શેઠજી ! જે શ્રીમંતો પોતાના દેશબંધુઓ તરફ તિરસ્કાર યુક્ત વદને જુએ છે; તેઓ દેશદ્રોહી કહેવાય પરમાત્માના અપરાધી ગણાય છે અને અંતે રૌરવ નર્કના અધિકારી થાય છે." આટલું બોલી ચૈતન્યે ધોતીયાના છેડાવડે મુખપર વળેલો પસીનો લુછી વામનરાય સામે નિહાળ્યું. પાષાણપ્રતિમાને તેના શબ્દોની કંઇ પણ અસર થઇ નહિ; ઉલટો તે નસકોરાં ફુલાવી કહેવા લાગ્યો, "અલ્યા ભુખડી બારશ ! તું વળી આવું બોલતાં ક્યાંથી શીખ્યો ? મને લાગે છે કે તને પણ સ્વદેશાભિમાનનું ભૂત વળગી પડ્યું છે. બચ્ચાઓ ! તમે

મારા પૈસાની અદેખાઇ કરો છો, પણ એ પૈસા કંઇ પરસેવા વગર વિના પેદા નથી થયા. તમારા શબ્દોથી મને કંઇ પણ અસર થનાર નથી; તેમ તમારા વ્હેમી પુરાણોનાં અષ્ટપાષ્ટક હું ખરાં માનતો જ નથી. તેથી પાપપૂણ્ય શી વસ્તુઓ છે તે હું ઓળખતો જ નથી. મ્હેં એક ગુજરાતી લખનારાની જ ચોપડીમાંથી વાંચ્યું છે કે,

આ પાપ પૂણ્ય તથા નરકને સ્વર્ગ મિથ્યાવાદ છે,
કોણે નિહાળ્યું સ્વર્ગ નજરે વ્યર્થ એ ઉન્માદ છે.
વૈભવ વિલાસો સ્વર્ગ છે, ને નરક ચિત્ત વિષાદ છે,
સુખ ભોગવો કોઇ ઉપાયે, બસ એજ જીવન સ્વાદ છે.

માટે હવે તમારૂં ભાગવત બંધ કરી અહિંથી જતા રહો. તમારાં ટાયલાંથી મારૂં બ્રેઇન બગડી ગયું છે. અલ્યા ચેતનડા ! બોલ, તું શું કહેવાને અહિં આવ્યો છે ?"

"મ્હેં સમય આવે ઉપયોગમાં આવે એ ઇચ્છાથી મારા પગારના જે રૂપિયા બચાવી આપના પાસે રહેવા દીધા છે; તે કૃપા કરીને મને પાછા આપો. મારી માતાને આજે કેટલાક દિવસથી સખ્ત તાવ આવે છે. મારી પાસે એક રાતી પાઇ પણ નથી. અમો મા દિકરાને અન્ન પ્રાસન કરે પણ આજે ત્રણ દિવસ થયા છે. માટે જો આપના હૃદયમાં પરમાત્મા ઉતરે તો મારી મહેનતના રહેવા દીધેલા રૂપિયા આપી અમારા સંકટના સ્હાયક થાઓ. હું આ ઇચ્છાથી જ અત્યારે આપની પાસે આવ્યો છું." ચૈતન્યે દાનવદને જણાવ્યું.

"અલ્યા ! રૂપિઆ શું ને વાત શી ? મ્હેં તો તને ક્યારનાએ તારા રૂપિઆ આપી દીધા છે. મ્હેં તને પ્રથમ પણ જણાવ્યું હતું કે હવે તારૂં કંઇપણ નીકળતું નથી; છતાં વળી પાછો અહિં શામાટે મારૂં માથું પકવવા આવ્યો છે ? સાલા આ ગરીબડાઓથી તો પ્રભુ

તોબાહ !" વામનરાયે બીજી બાજુએ જોયું. ચૈતન્ય ગળગળો થઇ બોલ્યો, " શેઠ ! આ અનાથના રૂપિયા ના ડુબાવો. હાલ હું ઘણી દુઃખદ અવસ્થામાં છું. મારીપર દયા કરો અને આવું અસત્ય વદી મને ગરદન ના મારો. ભગવાન તમારૂં ભલું કરશે. "

" હવે અહિંથી જાય છે કે નહિ ? તારો ભગવાન ભલે મારૂં ભલું ના કરે; હું ભલાની ઇચ્છા રાખતો જ નથી. જા, ચાલ્યો જા અહિંથી. " વામનરાયે ડોળા ધુરકાવી કહ્યું.

ચૈતન્યની આંખોમાં જળ ભરાઇ આવ્યું. તે વ્યાકુળ હૃદયે બોલી ઉઠ્યો. " શેઠ ! યાદ રાખજો કે ગરીબોના પેસા તમને પચવાના નથી. મારી મહેનતના પૈસા ભલે તમે ના આપી વધારે તવંગર બનો. અમારૂં રક્ષણ ભગવાન કરશે; પરંતુ આ વખતે મારા હૃદયમાં કેટલું કષ્ટ ઉત્પન્ન થાય છે, તે મારૂં મનજ જાણે છે. મારી ગરીબડી માતા ભૂખે પીડાય છે એ જાણી આ હૃદય ઉથલપાથલ થઈ જાય છે. વામનરાય શેઠ ! આ ગરીબના અંતઃકરણના ઉષ્ણ નિઃશ્વાસની જ્વાળા તમને આખરે બાળીને ભષ્મ કરશે; હરામના પડાવેલા પૈસા પાયમાલ થશે અને તમારે અમારી માફક પારકાની પાસે ભીખ માગવી પડશે એ સ્મરણમાં રાખજો. "

" એ ભીખારડા ! શું મારે ભીખ માગવી પડશે ? અલ્યા તું મને ભીખારી કહેનાર કોણ ? " વામનરાય ઉશ્કેરાઇ ચૈતન્યને મારવા દોડ્યા; કે તરત અમૃતે વચ્ચે આવી તેમને અટકાવી ક્રોધમય વદને કહ્યું, " ઓ અધમ શેઠ ! એટલે જ રહો. આ મરેલાને મારવાથી તમારી બહાદુરી વધવાની નથી. હા ! તમારા જેવા પિશાચવૃત્તિના શ્રીમંતોથી જ આ આર્યાવર્તની અધોગતી થઈ રહી છે.

નહિ અન્ય વસ્તુને કદાપિ, કોઇ પણ કાપી શકે,
પણ કાચની હિરાકણી, પોતાતણું પોતે હણે,
નહિ અન્ય ધાતુ કાષ્ટકે, પાષાણ કાપે લોહને,
પણ લોહની ઝીણી છરી, પોતાતણું પોતે હણે.

આ સિદ્ધાંત સર્વથા તમારા જેવાને યોગ્ય જ છે.”

“ઓ ઉદ્ધત છોકરાઓ! તમે આજે મારૂં સખ્ત અપમાન કર્યું છે. ઉભા રહો, હું તેનો બદલો તમને આ ક્ષણેજ અપાવું છું.” વામનરાય ગર્જી ઉઠયા.

“અને તમને પણ આ ગરીબના પેસા ડૂબાવી તેના પેટપર લાત મારવાના અન્યાયનો બદલો તો જરૂર ઇશ્વર આપ્યા વિના નહિ જ રહે. આ ગરીબના નિશાસાથી તમારો વૈભવ વિલાસ એક પલક વારમાં પાયમાલ થઈ જશે અને કુદરતના કોપથી તમારે પણ આખરે ભીખારી બની આ ગરીબના જ ચરણમાં શિર ઝુકાવવું પડશે. વામનરાય! મારા આ શબ્દોને ગયબી સૂચન તરીકે તમારા પત્થર હૃદયમાં કોતરી રાખજો. ભાઇ ચૈતન્ય! ગભરાઇશ નહિ, જેનો મદદગાર કોઈ નથી તેનો રક્ષક રામ છે. હું તને અત્યારે એક એવા સ્થળમાં લઇ જઇશ કે જ્યાં દુઃખ શોકનું તો નામ જ નથી. ત્યાં એક દેવ મૂર્તિ નિવાસ કરે છે. તે તને અને તારી માતાને સુખી કરશે. ભાઇ! ચાલ આપણે આ પિશાચ સદનમાંથી નીકળી ત્યાં જઇએ.” અમૃતે ચૈતન્યનો હાથ પકડી ચાલવા માંડયું; કે તરત વામનરાય ઉભો થઈ વાઘના માફક ગર્જી ઉઠયો, “એ હરામખોરો! ઉભા રહો, હવે જાઓ છો ક્યાં ?” કહી વામનરાયે જોરથી ખૂમ મારી “અલ્યા! નીચે બંગલાપર કોણ છે?”

" જી સાહેબ, આ સેવક હાજર છે, શો હુકમ છે ? " એક નોકરે ઉપર દોડી આવી પૂછ્યું.

" તું આ ઉધ્ધત છોકરાઓને એકદમ પોલીસ ગેટપર લઇજા. આ વખતે ત્યાં મારા મિત્ર મહમદખાન પોલીસ ઇન્સ્પેક્ટર હાજર હશે; તેમને મારૂં નામ દઈ સલામ કરી હું લખી આપું તે ચિઠ્ઠી આપજે. " કહી વામનરાય ચિઠ્ઠી લખવા નજીકના ટેબલ તરફ જવા લાગ્યા, પણ એવામાં ઇંદિરા પિતાના શબ્દો સાંભળી અંદરનાં એક ઓરડામાંથી ત્યાં આવી બોલી.

" પિતાજી ! કોને પોલીસ ગેટપર મોકલાવો છો ? "

" આ હરામખોર છોકરાઓને; તેમણે આજે મારૂં સખ્ત ઇન-સલ્ટ કર્યું છે. હું તેમને જેલમાં પૂરાવી અપમાનનો બદલો લઇશ. " વામનરાયે તપી જઈ જણાવ્યું.

અમૃત બોલવા ઉત્સુક થયો; કે તરત ઇંદિરાએ તેને બોલતો બંધ રહેવાની સંજ્ઞા કરી પિતા પ્રત્યે કહેવા માંડ્યું, " બાપુ ! ક્રોધ શત્રુને તમારા હૃદયમાંથી દૂર કરો મારી વાત સાંભળો. તમારા જેવા પ્રતિષ્ઠીત જનને આવા ગરીબ માણસો પ્રત્યે બદલો લેવાનો વિચાર કદાપિ કાળે પણ ઉત્પન્ન થવો જોઇએ નહિ. તેને બદલે તેમને યથા શક્તિ દ્રવ્યનો બદલો આપવો તેમાં જ શ્રમંતોનું ભૂષણ છે. મ્હેં આ બાઇઓની સાથે થએલો સંવાદ પૂરેપૂરો સાંભળ્યો છે. આમાંના એક પણ બાઇએ તમને અપમાન લાગે એવું કહ્યું નથી; પણ તેમણે સત્ય સમજાવ્યું છે. પિતાજી ! મારે અને તમારે પણ વારંવાર આવી જ બાબતોમાં રકઝક થયા કરે છે. પરંતુ એટલું ખચીત યાદ રાખવાનું છે કે, દેશના કલ્યાણને અર્થે જે પોતાનું સર્વસ્વ અર્પણ કરે છે અને ગરીબો પ્રત્યે અપૂર્વ પ્રેમ ધરાવે છે; તે જ ખરેખરો શ્રીમંત છે, દેવ

છે. બાકીના દેશના દુશ્મન, અનાથોના અરી દૈત્ય સ્વરૂપ ગણાય છે. દ્રવ્ય તો આજે છે અને કાલે નથી. તેને મેળવવાની સત્તા દરેક મનુષ્યોમાં છે. આવું સમજીને તમે આ આવનાર ભાઈઓને તમારાથી બની શકિત મદદ કરી તેમની ઈચ્છા પરીપૂર્ણ કરો. બાપુ! મારી હૃદયની પણ એજ ઈચ્છા છે. ”

વામનરાયે તિવ્ર નેત્રે ઇંદિરા સામે જોઈ કહ્યું, “ તું ગમે એમ સમજતી હોય અને તારા હૃદયની ગમે એ ઇચ્છા હોય પણ તેની સાથે મારે લેવા દેવા કાંઇ નથી. હું સારી રીતે સમજું છું કે તુ મારૂં કહેતું નહિ માનતાં જયારથી પેલા કુસુમડાના આશ્રમમાં આવ જા કરે છે; ત્યારથી જ તારી પણ ડાગળી ખશી ગઇ છે. હું આ છોકરાઓને કે જેમણે મારૂં સખ્ત ઇનસલ્ટ કર્યું છે, તેમને તો આ પ્રાણ ગયે પણ એક રાતી પાઇ આપનાર નથી. હું પૈસાદાર છું એ જાણીને આ લોકો મારી અદેખાઇ કરે છે; પણ તેમની મને બીલકુલ દરકાર નથી. ”

તત્કાળ અમૃત બોલી ઉઠયો, “ મહાશય! અમે આપનું કંઈ પણ અપમાન કર્યું નથી, તેમજ આપના ઐશ્વર્યની અદેખાઈ કરવાની પણ ઇચ્છા ધરાવી નથી; પરંતુ અમે તો ‘આપની ફરજ છે કે અમને મદદ કરો’ એવા ભાવાર્થની વિનંતી કરી હતી. છતાં શામાટે અસત્ય વદી આયુષ્યદોરી ટુંકી કરી નાખો છો ? શેઠ ! આ વિદ્વન વાક્ય સાંભળો.

જુવાની તો જશે ચાલી, જશે વૈભવ અને માયા,
પડશે માટી માંહિ કોઇ દિન, તમારી આ કનક કાયા;
નથી વિશ્વાસભાજન વસ્તુઓ, એ કોઇએ ધારી,
નથી થઈ કોઇની કે કોઈની છે, એ ન થાનારી. ”

વામનરાય છેક છેડાઇ પડી ગર્જી ઉઠયા, “ એ પહેરાવાલા ! ચલાવ, એકદમ આ લોકોને ગેટપર લઈ જા.”

પહેરાવાળો નોકર આગળ વધ્યો, કે તરત ઇંદિરા લાલચોળ મૂખે તેના સામે જોઇ હાથ લાંબો કરી બોલી ઉઠી, "ખબરદાર ! તું આ ભારતભક્તોને હાથ લગાડવાને લાયક નથી. તું આમને ઓળખે છે ? આતો આપણા હિંદના હિરા છે."

પહેરાવાળો સ્તબ્ધ બની ઉભો રહ્યો. વામનરાય ક્રોધ મિશ્રીત સ્વરે બોલ્યો, "અરે ગાંડી છોકરી ! તું આ પત્થરાઓને હિરાનું ઉપનામ આપે છે એથીજ સમજાય છે કે તારૂં મગજ વળી પાછું ખસ્યું છે. તું ડાહી થઇ અંદર ચાલી જા, મારા કામમાં અડચણ કર્તા થઇ પડીશ તો તું પણ દુઃખી થઇશ. મારો સ્વભાવ કેવો છે એ તું જાણે છે ?"

"હું મારા દૈત્ય સ્વભાવના પિતાનું પત્થર હૃદય કેવું છે એ સારી રીતે જાણું છું; પણ એ પત્થર હૃદય પ્રભુના કોપથી વજ્રવડે કોઇ વખતે ચૂર્ણ-વિચૂર્ણ ના થાય તેને માટે જ એક પુત્રી તરીકેના ફરજ સમજી તમારા અઘટિત કાર્યોમાં અડચણ કર્તા થઇ પડું છું. જે પોતાની સત્ય ફરજ સમજે છે; તે દુનિયાંના દુઃખની લગીર પણ દરકાર રાખનાર નથી; તેમને દરકારમાં દરકાર ફક્ત ઇશ્વરના દરબારનીજ હોય છે." ઇંદિરાએ જણાવ્યું.

વામનરાય આંખ્યો વિકાશી પુનઃ પુત્રી પ્રત્યે કહેવા લાગ્યો, "ઇંદિરા ! તું હજી બાળક છે-નાદાન છે, તારી બુદ્ધિ મારા કાર્યમાં નહિ ચાલે."

"હું બાળક છું-નાદાન છું, આપ મારાથી મોટા છો-વિદ્વાન છો, પરંતુ જે સત્ય સમજી શકતા નથી; તે ભલે વૃદ્ધ હોય, વિદ્વાન હોય, શ્રીમંત હોય પણ તેજ અજ્ઞાન અને નાદાન ગણાય છે. પિતાજી ! આ એક મહાપુરૂષનું વાક્ય સાંભળો.

નિષ્પક્ષપાત વિશાળ દર્પણ, વિશ્વ આ કહેવાય છે;
આકાર એમાં હોય તેવો, આબેહુબ દેખાય છે;
જોઇ વિચારી ચાલવું, એમાં સહુ કલ્યાણ છે,
સત્કર્મથી વખણાય જન, દુષ્કર્મથી નિન્દાય છે.

બાપા! હું સત્યને ચાહું છું. સત્યના સંરક્ષણમાં મારૂં ભાવિ કદાપિ ભયંકર થશે, તો હું હસ્તે મુખડે તેની ભયંકરતા અંગિકાર કરીશ; પરંતુ અસત્યનો આશ્રય કદી પણ કરીશ નહિ. સત્યના સંરક્ષણમાં અને દેશના કલ્યાણમાં મને આ પ્રાણની પણ પરવાહ નથી."

વામનરાય અકળાઇને બોલી ઉઠયો, "ચૂપ રહે, અતિશય પંડિતા ન બની જા. તારી ફરજ છે કે મારી આજ્ઞા પ્રમાણે વર્તવું. હું તને આજથી ચેતવણી આપું છું કે; તું જો તારી વર્તણુંક નહિ સુધારે તો હું તને મારી મિલ્કતમાંથી કંઇ પણ નહિ આપતાં ભીખારી બનાવીશ અને બહુ કરીશ તો આ મકાનમાંથી પણ કાઢી મૂકીશ, સમજી?"

ઇંદિરા:—"જે સત્યને ચાહે છે, જે પ્રભુ પ્રત્યે અવિચળ શ્રદ્ધા ધરાવે છે; તેને શામાટે કોઇની દરકાર રાખવી જોઇએ? પિતાજી! ભલે તમે મને ભીખારી બનાવશો, આ મકાનમાંથી કાઢી મૂકશો; પણ ચૌદ ભૂવનનો તાત મને તેના શરણમાંથી કદાપિ દૂર નહિ કરે. તમે અન્યાયથી વર્તશો; પણ તે તો ન્યાયથીજ વર્તશે. સાંભળો, ઘોર અંધકાર નિહાળી રહેલા પિતાજી! આ જ્ઞાનીનું જ્ઞાન વાક્ય સાંભળો,

અહિં ફાવશો કો દાવમાં, પણ ત્યાં કદી ના માફ છે,
અહિંયા ભલે અન્યાય છે, પણ સાફ ત્યાં ઇન્સાફ છે.

કળીયુગમાં કળથી કરેલાં, પાપ પૂણ્યો અહિં ભરો,
મળશે નતિજો કર્મનો, નિડર રહો ચાહે ડરો.

બાપુ! આ વાક્ય સ્મરણમાં રાખી સત્યનું શરણ સ્વિકારી દેશદાઝ હ્રદયમાં ધારણ કરો, ગરીબ દીનબંધુઓને દ્રવ્યની સહાયતાથી

વિદ્વાન બનાવી તેઓની આશિષ ગ્રહણ કરો; તેથી તમારી સંપત્તિ અને કીર્તિમાં દસ ઘણો વધારો થશે. ”

“ બસ હવે બહુ થયું, તું હવે મહેરબાની કરીને ચાલીજા. મારે મારા સંપત્તિમાં અને કીર્તિમાં કંઇ પણ વધારો કરવો જ નથી. ” વામનરાયે જણાવ્યું.

“ જેવી તમારી ઇચ્છા. જેની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે; તેનું ભવિષ્ય પણ ધીમે ધીમે ભયંકર બનતું જાય છે. ભવિષ્યનો ભેદ જાણવાને કોઇ પણ શક્તિમાન નથી. ” આટલું બોલી ઇંદિરાએ અમૃત અને ચૈતન્ય સામે જોઇ કહ્યું, “ ભાઇઓ ! તમે હવે અત્રેથી ચાલ્યા જાઓ; અને મ્હેં ટોપીઓ તથા ભરત ભરી એકત્ર કરેલા પૈસામાંથી મારી તરફની આ થોડીક મદદ લેતા જાઓ.” કહી ઇંદિરાએ પોતાની પાસેના રૂમાલેથી પાંચ રૂપિઆ છોડી અમૃતના હાથમાં આપ્યા. અમૃત તેનો ઉપકાર માની ચૈતન્ય સાથે ત્યાંથી ચાલતો થઇ બહાર નીકળ્યો. વામનરાયે તિરસ્કારમય વદને ઇંદિરા સામે જોયું. ઇંદિરા અંદર ચાલી ગઇ. વામનરાય સળગતા અંતઃકરણે ખુરશીમાં પડી ટેબલપર મૂકેલું પેપર લઇ વાંચવા મંડયો. અમૃત ઇંદિરાની પ્રશંસા કરતો ચૈતન્યને લઇ શાન્તિ સ્થળમાં આવ્યો. આ વખતે ત્યાં કુસુમકાન્ત, સુધાકર, નવનિત મનહર વગેરે એકત્ર થઇ વાર્તા—વિનોદ ચલાવી રહ્યા હતા. ચૈતન્ય એક બાજુએ ઓશીયાળાની માફક ઉભો રહ્યો. અમૃતરાયે સર્વની સમક્ષ વામનરાયના વર્તનની વાત વિદીત કરી છેવટે ચૈતન્યની દુષ્ટ કથા જણાવી. તત્કાળ કુસુમકાન્ત ઉભો થઇ તેની પાસે જઇ મૃદુસ્વરે બોલ્યો, “ ભાઇ ! તારા હૃદયનું દુઃખ દૂર કર. આ આશ્રમ દુઃખીઆઓનું વિશ્રામ સ્થાન છે, તું અને તારી માતા આ સ્થળે સુખેથી આવી નિવાસ કરજો અને બની શકતાં દેશ કાર્યોમાં ધ્યાન આપજો. આજથી તું મારો ભાઇ છે. બંધુ ! જા, હું તારી સાથે

મારા એક મિત્રને ગાડી લઇને મોકલું છું; તેની અંદર તારી દુખી-આરી માતાને અહિં લઇ આવ." કુસુમકાન્તના માયાળુ શબ્દો સાંભળી ચૈતન્યનું હૃદય ભરાઈ આવ્યું. તેનાથી બોલાઈ શકાયું નહિ. તે ઉપકારના ભારથી દબાઇ કુસુમકાન્તના પગે પડયો; તરત કુસુમકાન્ત તેને સ્વહસ્તે ઉભો કરી આશ્વાસન આપી મિત્ર મંડળમાં લઈ આવ્યો; અને પછી મનહરને ગાડી લઇ તેની માતાને લઇ આવવાનું સુચવ્યું. મનહરે ચૈતન્ય સાથે ગાડીમાં બેશી ગમન કર્યું. તેઓ થોડીવારે એક નાનકડા ઝુંપડા આગળ આવી ગાડીમાંથી નીચે ઉતર્યા. ચૈતન્ય ઉલટભેર માતાની પાસે દોડી જઈ બોલ્યો, "માતા !"

"કોણ બેટા ચૈતન્ય ? તું આવ્યો બાપુ ?"

"હા, તારા શરીરને કેમ છે બા ?"

"મારા શરીરને ઠીક છે; દુઃખીયાંને દુઃખની શી નવાઇ છે ચૈતન્ય ! શેઠે રૂપિયા આપ્યા કે ?"

ચૈતન્યે માતાને સઘળી વાત કહી સંભળાવી. દુખીઆરી અબળાના અંતરનો શ્રાપ વામનરાય તરફ વળ્યો; અને ગરીબના બેલી કુસુમકાન્ત પ્રત્યે શુભાશિર્વાદનો આંતર ધ્વનિ નીકળ્યો. તે પછી ચૈતન્યે માતાને ટેકો આપી પ્રથમ ગાડીમાં બેસાડી અને પછી થોડાક સામાનનું પોટલું બાંધી ઝુંપડીનું વિસર્જન કરી મનહર સાથે ગાડીમાં સ્થાન લઈ આશ્રમ પ્રતિ પ્રયાણ કર્યું. ગાડી શાન્તિસ્થળમાં આવી ઉભી રહી. કુસુમકાન્તે ચૈતન્યની માતાને હાથનો ટેકો આપી નીચે ઉતારી અને અગાઉથી તૈયાર કરાવેલી એક કોટડીમાં લાવી પાથરેલા બિછાના પર સુવારી. તે પછી કુસુમકાન્તે માતા પુત્રને શાન્તિ સૂચક શબ્દો સંભળાવી સુધાકરને દવા કરવાનું સૂચવ્યું. બાદ કુસુમકાન્ત અને તેના મિત્રો અન્ય કાર્યાર્થે ચાલ્યા ગયા. માતા–પુત્ર આનંદથી ત્યાં રહેવા લાગ્યાં.

---

૨૪

## તાલીમબાજ ટોળી.

કદી કર્મ કુડાં કરો ગુપ્ત કોટી, પ્રભુથી છુપી ના રહે વાત ખોટી,
ખતા ખાયને આખરે કાળ ખુટે, ભરાયે ઘડો પાપનો તર્ત ફુટે;
રૂડું થાય રૂડે ભુંડું થાય ભુંડે, નહિ જાણજો ફાવશો કર્મ કુડે,
ફળો વાવણી જેવી તેવાં જ લુંટે, ભરાયે ઘડો પાપનો તર્ત ફુટે.

રાજનગરની બહાર એકાન્ત સ્થાનમાં એક નાનું મકાન આવેલું હતું. એ મકાન વાસુદેવનું હતું. એક બુઢ્ઢો માણસ રાત્રિ દિવસ ત્યાં પડી રહી મકાનની સંભાળ રાખતો હતો. આ મકાનનો ઉપયોગ છૂપી સલાહ કરવામાં, દારૂપીવામાં અને જુગાર આદી દુષ્કર્મો કરવામાં થતો હતો. સાયંકાળનો સમય થયો હતો. ધીમે ધીમે અંધકાર વિરાટ સ્વરૂપ ધારણ કરી જગતને કાળા સાલ્લામાં છૂપાવી રહ્યો હતો. આ સમયે વાસુદેવના દોસ્તો શાન્તિલાલ તથા કાન્તિલાલ તે મકાનના ઉપરના ભાગમાં બેશી મિત્રોના આગમનની આતુરતા ધરાવી રહ્યા હતા. શાન્તિલાલે વાસુદેવ પાસેથી પાંચસો રૂપિયા લઈ તેમાંથી અઢીસો કાન્તિને આપી વાસુદેવ પ્રત્યેની વૈર ભાવના તેના મનમાંથી દૂર કરાવી હતી; અને બાકીના રૂપિયા પોતાના ખીસ્સામાં મૂકી કાન્તિને આડુ અવળું સમજાવી વાસુદેવની સમક્ષ માફી મગાવી હતી. વાસુદેવે તેને ક્ષમા આપી જણાવ્યું હતું કે જો તું તારી સ્ત્રી ગુણવંતીને કાઢી મૂકીશ તો હું તને બીજા ચારસો રૂપીઆ આપીશ. કડકા કાન્તિએ રૂપિયાની લાલચે પોતાની પત્નીને દૂર કરવાનું તેને વચન આપ્યું હતું. તે પછી શાન્તિએ તેને મલ્લરાજનો પરિચય કરાવી ભયાનક ગુપ્ત ગૃહમાં લઈ જઈ વફાદારીના સોગન લેવરાવ્યા હતા. આ સઘળું થયાને દસ દિવસ થઈ

ગયા હતા. આજે કંઇક છૂપી સલાહ કરવાને મિત્ર મંડળ એકત્ર થનાર હતું. થોડીવાર આડી અવળી વાતો કરી શાન્તિએ કાન્તિને પૂછ્યું, " કેમ હવે ગુણવંતીને માટે શો વિચાર નક્કી કર્યો ? "

કાન્તિ ગમગીન ચ્હેરે બોલ્યો, " દોસ્ત ! મને કંઈ પણ સમજ પડતી નથી. હું હાલ નાણાં વિના ગભરાઇ ગયો છું. મારૂં ઘર પણ દેવામાં ડુલ થયું છે. આઠ દિવસમાં ઘર ખાલી કરી કબ્જો સોંપવાની નોટીશ મળી ચૂકી છે. ઘર અને બૈરી સાથે જવાનો વખત આવ્યો છે. પૈસા હશે તો ઘરતો ઘણાંએ મળશે; પણ બીજી બૈરી મળવી મૂશ્કેલ થઇ પડશે. શાન્તિ ! હવે તો તું જે સલાહ આપે તે ખરી. "

" અલ્યા ! તું આવો મુર્ખાનંદ ક્યાં સુધી રહીશ ? પુરૂષોને તે વળી બૈરીઓની ખોટશી ? તેમાં વળી તું હાલ છેક જ કડક બની ગયો છે. તેને માટે મને ઘણું લાગી આવી છે. પોઝીશન વાળાઓને કડકાપણું એતો ખાસ મરવા જેવું છે.

જ્યારે તારી એવી મરવા જેવી સ્થિતિ થઈ છે ત્યારે બહેતર છે કે તારે તારી વ્હાલામાં વ્હાલી વસ્તુનો પણ ભોગ આપી અધમ દશા દૂર કરવી. માટે પ્રથમ તારી સ્થિતિ સુધારવાને તારી બૈરીને દૂર કરવી જ જોઇએ; કારણકે તે ખરાબ પગલાંની હોય એમ મને સમજાય છે. જો તું તેને દૂર કરીશ, તો ચારસો રૂપિયા મેળવી વાસુદેવ પ્રસાદનો ખાસ પ્રીતિપાત્ર થઈ પડીશ. કાન્તિ ! હું પણ મારી વાઇફથી પૂરેપૂરો કંટાળ્યો છું. તે રાંડ જાણે ખાસ મડમ બની ગઇ હોય એવી રીતે વર્તે છે; લખલુટ ખર્ચ કરે છે, નવનવા હિંદુ–પારસી યુરોપિયનો મારા મકાને આવી તેની મુલાકાતો લે છે; તેમજ તે રાંડ પણ તેઓના બંગલે જઇ રાતોનીરાતો પડી રહે છે અને હું કંઈ કહેવા જાઉં છું કે તરત ઝેરી નાગણની માફક ફુંફવાડા મારી મને ન કહેવાના શબ્દો

સંભળાવે છે. તે રાંડ જશે એટલે આપણા બન્નેની સ્થિતિ સરખી થશે. બાદ આપણે કોઈ ફેશનેબલ શોકડી સ્ત્રીઓ ખોળી કાઢી પરણીશું અગર કોઇ વિધવાઓની સાથે પુનર્લગ્ન કરીશું. મારા આ વિચારને આપણા મિત્રો મલ્લરાજ અને વાસુદેવનો સંપૂર્ણ ટેકો છે. બોલ હવે તારો નક્કી વિચાર જણાવી દે ?" શાન્તિએ પૂછ્યું. કાન્તિ થોડીવાર વિચારમાં પડી બોલ્યો, " જોકે તારૂં કહેવું આપણને ભવિષ્યમાં સુખ મળે એવું છે. પણ હું મારી સ્ત્રીને દૂર કેવી રીતે કરૂં ? તેનાં માબાપ મરી ગયાં છે, તેનું સગું વ્હાલું કોઇ નથી; એટલે એને વિદાય ક્યાં કરવી ? ભાઈ ! આ બાબતમાં તું કંઈક સલાહ આપે તો સારૂં ? " મૂર્ખાનંદે અક્કલવાન મિત્રની સલાહ પૂછી. શાન્તિ મહાન્ વિચારનો ડોળ કરી બોલ્યો, " જો તને મારો વિચાર પસંદ હોય તો તને ઘણો જ ફાયદો થવાનો સંભવ છે. જો સાંભળ. મોટાં શહેરોમાં એવા અનેક શ્રીમંતો અને સામાન્ય વર્ગના માણસો રહે છે કે જેમને પોતાની જ્ઞાતીની કન્યાઓની અછતને લીધે આખી જીંદગી કુંવારાવસ્થામાં ગુજારવી પડે છે. તેથી તે લોકો બૈરીઓ લાવી આપનારા દલાલોને સારી સ્ત્રીઓ લાવી આપવાની વાત કરે છે. આથી બૈરીઓ વેચી જીવન ગુજારનારા દલાલો તેમને માટે કોઈ વિધવા તો કોઇ કુંવારી, ગમેએ જાતીની સ્ત્રીઓ ખોળી કાઢી તેમની પાસે લઇ જાય છે; અને તેના બદલામાં પુષ્કળ નાણાં મેળવે છે. તે પછી તે સ્ત્રીઓમાંની કેટલીકને ગૃહ પત્નીનું તો કેટલીકને ઉપપત્નિનું સ્થાન મળે છે. માટે જો તારો વિચાર હોય તો તું પણ તારી બૈરીને કોઇ સારે ઠેકાણે વેચી નાખ. તેના બદલામાં તને ઓછામાં ઓછા રૂપિઆ બે હજાર મળશે. તેમાંથી તારે દલાલને ફક્ત સેંકડે પચીસ ટકા ટાળી આપવા પડશે. " શાન્તિલાલે સલાહ આપી.

" જો તારા કહેવા પ્રમાણે થતું હોય તો હું એમ કરવાને ઘણો

જ ખુશીછું. પણ એવા દલાલો કયાં રહે છે તે હું જાણતો નથી?"

"અરે એવા છૈરીઓને વેચનારાઓતો ઘણાએ છે. આપણા મહારાજને વાત કરીશું કે તરત તે એવા દલાલપર ચિઠ્ઠી લખી આપી તારૂં ચોકઠું બેસાડી આપશે, સમજ્યો ભાઈ?" શાન્તિલાલે જણાવ્યું. કમભાગ્ય કાન્તિએ મિત્રની સલાહ સ્વિકારી ગરીબ ગાય જેવી બાળાને વેચી મારવાનો નિશ્ચય કર્યો. એવામાં જ એક બંધ સિગરામ ત્યાં આવીને ઉભું રહ્યું. તેની અંદરથી મલ્લરાજ અને વાસુદેવ નીચે ઉતર્યા. મલ્લરાજે અને વાસુદેવે આ વખતે સાહેબશાહી પોશાક ધારણ કર્યો હતો. તેમણે મદિરાપાન કરેલું જણાતું હતું. તેઓએ મકાનમાં દાખલ થઈ શાન્તિ-કાન્તિ સાથે હાથ મેળવ્યા. મલ્લરાજે માથે પહેરેલી હેટકેપ નીચે મૂકી ગાદીપર સ્થાન લીધું. વાસુદેવ પણ ટોપી ઉતારી તેની સાથે બેઠો. ભોળો પણ પાપમય હૃદયનો વાસુદેવ એક ઘણા જ ભયંકર માણસની પ્રપંચ જાળમાં ફસાઇ ભાગ્યદેવીની ભયંકરતા સ્વિકારવાને તત્પર બની રહ્યો હતો. થોડીક્ષણ મૌન પ્રવર્તાઈ રહ્યું. છેવટે મલ્લરાજે વાસુદેવ સામે જોઇ પૂછ્યું, "કાં શેઠ! કુસુમાવતીનો પ્રેમ મેળવવાને ભાગ્યશાળી થયા કે નહિ?"

વાસુદેવ ખુંખારો કરી બોલ્યો, "તમારી સ્હાયતા વિના કુસુમાવતીનો પ્રેમ મેળવવાને હું શક્તિવાન નથી. મ્હેં બે પ્રેમ પત્રો લખી તેને મારા હૃદયની ઇચ્છા જણાવી હતી; પણ મને કંઇએ જવાબ મળ્યો નહિ. છેવટે મ્હેં તેના બંગલે જાતે જઇ એકાન્ત સમય મેળવી તેની વિનંતિ કરી, પણ વિનંતીના બદલામાં મને ધિક્કાર—તિરસ્કારની પ્રાપ્તિ થઇ. તેણે ગુસ્સે થઇને મારી આપેલી અમૂલ્ય વસ્તુઓને પણ પેલા કુસુમડાના આશ્રમમાં રહેતાં ગરીબોને આપી દીધી. અરે આથી પણ તેણે નહિ વિરામતાં તેના બાપને સઘળી વાત કહી. તેનો બાપ સઘળી વાત જાણી પ્રથમ તો કુસુમાવતીની માતાને ખુબ

લઢયો, કારણ કે તે મારા ભલામાં રાજી હતી. તે પછી મારા બંગલે આવી મને ધમકાવી ચાલ્યો ગયો. તમારા જેવા મિત્રના આશ્રયે રહી મારે આવી રીતે સહન કરવું પડે તે ઘણી દિલગીરીની વાત છે. મહારાજ ! મારો સઘળો આધાર હવે આપના ઉપર જ છે. તમે હવે કરો એ ખરૂં ?"

"વાસુદેવ ! મ્હેં આ દેહ તારા જેવા મિત્રનું ભલું કરવાને અર્થે જ ધારણ કરેલો છે. હું તને કુસુમાવતીનો પ્રેમભોક્તા એક પલક વારમાં બનાવું; પણ તેમાં તારી પત્ની ઇન્દુનું લાકડું આડે આવે છે. વાસુદેવ ! હું તને ખરેખરૂં જણાવું છું કે કુસુમાવતીના પ્રસંગમાં તારી સ્ત્રીનો ખાનગી હાથ છે. તારી તે સ્ત્રી જો કે વધારે બોલતી નથી; પણ મહાભયંકર છે. વખત વિતતાં તે તારૂં ખરાબ કરશે. માટે જો તારે કુસુમાવતીને મેળવવી હોય, તો પ્રથમ તેને દૂર કર." મહારાજે હૃદયની વાત જણાવી.

"બંધુ ! હું તો તેનાથી પૂરેપૂરો કંટાળેલો છું. તે મેંઢી ધો મારા આનંદમાં વિઘ્ન પાડવાને અર્થે જ મારી સાથે પરણેલી છે. કહો હવે મારે શું કરવું ? તેના ભયંકર ત્રાસમાંથી મારે શી રીતે છૂટવું ?"

"તું તેની પરથી તારો હક્ક ઉઠાવી લઇ મને સોંપી દે હું તને તેના બદલામાં કુસુમાવતી મેળવી આપીશ અને તારી ઇન્દુને દુઃખ નહિ દેતાં મારા મકાનની અંદર દેખરેખ રાખવાનું કામ સોંપી સુખી કરીશ."

"હું તમારી ઇચ્છા મુજબ વર્તવાને તૈયાર છું."

"બસ ત્યારે હવે જોયા કરજે કે કુસુમાવતી થોડાક દિવસમાં તારા બંગલાની અંદર આવે છે કે નહિ. હું તેને પ્રથમ તારે સ્વાધિન કરી પછી ઇન્દુને લઈ જઇશ. દોસ્ત ! મ્હેં તારા માટે અગમચેતી

વાપરીનેજ મારા એક વિશ્વાસુ માણુસને કેટલાએ દિવસથી કુસુમાવતીની પર છૂપી દેખરેખ રાખવાનું ફરમાવ્યું છે.”

“ આપનો ઘણો જ ઉપકાર થયો.” વાસુદેવે ઉપકાર માન્યો. બાદ શાન્તિએ કાન્તિની વાત જણાવી. તરત મલ્લરાજે મુંબાઇમાં રહેતા પોતાના એક મિત્રની પર તેને ભલામણ પત્ર પેનશીલથી લખી આપ્યો. આ પછી થોડી અન્ય વાતો ચાલી. આ અરસામાં એક ગામડીયા જેવા માણુસે ત્યાં પ્રવેશ કર્યો; કે તરત તેની પાછળ ઓવરકોટથી ઢંકાએલી એક નાની વ્યક્તિ અંદર પ્રવેશ કરી એક ખૂણામાં છૂપાઇ રહી. પેલા ગામડીયા જેવા જણાતા માણુસે હાથમાંની લાંબી લાકડી નીચે મૂકી ત્યાં બેઠેલા મંડળને સલામ કરી. તેને જોતાંજ મલ્લરાજે હશીને પૂછ્યું, “બહેચર! શું સમાચાર લાવ્યો છે?” જવાબમાં બહેચરે કહેવા માંડયું, “સરકાર! હું આજે ઘણા અગત્યના સમાચાર લાવ્યો છું. પેલો ચૈતન્ય કેટલાક વખતથી તેની મા સાથે પેલા કુસુમ-કાન્તના આશ્રમમાં રહે છે. કુસુમકાન્ત તેને સગાભાઇની માફક ચાહેછે. બન્નેમાં ગાઢ સ્નેહ બંધાયો છે. જો તે છોકરાને અત્યારે આપણા પંજામાં સપડાવવો હોય તો હું સઘળો બંદોબસ્ત કરીને આવ્યો છું. મ્હેં આપણા એક માણુસને ગરીબનો વેશ ધારણ કરાવી આશ્રમમાં રવાને કર્યો છે, તે આજની આખી રાત આશ્રમના ઝાંપા આગળ સાઇ રહેશે. તમે જશો ને પેલો છૂપો શબ્દ સંભળાવશો કે તરત તે ઝાંપો ઉઘાડી તમને મદદકર્તા થઇ પડશે. સરદાર દુષ્મનને સપડાવવાનો આજે અમૂલ્ય સમય છે.”

“જો એમ છે તો હું જરૂર આજ મધ્યરાત્રે ત્યાં જઇશ અને એ સર્પના બાળકને ત્યાંથી ઉપાડી લાવીશ. વારૂ પેલા સાધુના અને જેન-સનના કંઇ સમાચાર મેળવ્યા કે?” મલ્લરાજે પૂછ્યું.

"હા, તે સાધુ આઠ દિવસથી આ નગરમાં નથી. તે એકાએક ગૂમ થઇ ગયો છે. તેના જવાથી આશ્રમનાં તમામ માણુસો દિલગીર થઇ ગયાં છે. બીજું જોનસન આવતી તારીખ દસમીને રવિવારે કુસુમકાન્તના આશ્રમની મુલાકાત લેનાર છે." બહેચરે જણાવ્યું.

"બસ, તે દિવસે જોનસન ત્યાંથી તેના મુકામે જીવતો જઇ શકશે નહિ. અંદરથી બહાર નીકળતાં જ તેનું ખૂન થશે. તે પછી પેલા ગૂમ થએલા સાધુરામને ગમે ત્યાંથી ખોળી કાઢી ઠાર કરવો પડશે. જ્યાં સુધી એ ભયંકર શત્રુ જીવતો છે; ત્યાં સુધી આપણા માથે મ્હોતનો ઘંટ વાગી રહેલો છે. બહેચર! તારે હવે વિશેષમાં કંઇ કહેવાનું છે કે?" મલ્લરાજે પૂછ્યું.

"હા, પેલી કુસુમાવતી તેની સખી ઇંદિરા સાથે કાલે સવારમાં આ નગરથી પાંચ માઇલ દૂર આવેલી મહાકાળી માતાનાં દર્શને જઇ ત્યાં આવેલાં બાદશાહિ ખંડીએરો જોવા જનાર છે. સરદાર! જો વાસુદેવ શેઠને માટે તેને ઉપાડવા હોય તો સમય અનુકુળ છે; કારણ કે તે સ્થાન નિર્જન છે; ગાઢી ઝાડીથી ભરપુર છે." બહેચરે વિશેષ સમાચાર જણાવ્યા.

"ખરેખર આપણા કામમાં કોઇક દૈવી શક્તિનો જ હાથ છે; નહિ તો આવી અનુકુળતા કદાપિ પ્રાપ્ત થાય નહિ. વાસુદેવ! તમે આપણા દસ માણુસો સાથે વ્હેલા ઉઠી ત્યાં પહોંચી જજો; અને તેઓને ઝાડીમાં છૂપાવી તમારી પ્રિયતમાને સમજાવજો- મનાવજો, તેમ છતાં જો તે ના માને તો આપણાં માણસોની મદદથી તેને ઉપાડી ગાડીમાં નાખી બેદી મકાને લઇ આવજો. તેની સાથે આ પણ યાદ રાખજો કે ગાડીમાં નાખ્યા પછી તેને ક્લેરાફોર્મ છાંટેલો રૂમાલ સુંઘાડી બેશુદ્ધ બનાવી દેજો, કે જેથી તે બુમ પાડી કોઇને વ્હેમ ઉત્પન્ન કરે નહિ." મલ્લરાજે સૂચના આપી.

વાસુદેવના આનંદનો પાર રહ્યો નહિ. તે પછી બીજી કેટલીક ખાનગી વાતો કરી તેઓ મકાનમાંથી બહાર નીકળ્યા. મલ્લરાજે મોટા પરોઢીએ માણસોને મોકલવાનું કહી બેચર સાથે ત્યાંથી ચાલી શાન્તિ સ્થળ તરફ પ્રયાણ કર્યું. વાસુદેવ તેના મિત્રો સાથે ગાડીમાં બેશી બંગલે ગયો. સઘળા તાલીમબાજોના ગયા પછી અંદર છૂપાઈ રહેલી વ્યક્તિ પણ બહાર નીકળી મકાનની પાછળ આવી, ત્યાં તેની સાયકલ પડેલી હતી. તેણે સાયકલપર સ્વાર થઇ ઝડપથી ગમન કર્યું. આ વ્યક્તિ અન્ય કોઈ નહિ પણ વાસુદેવનો વફાદાર નાનો નોકર રામલો હતો. તે વાસુદેવની દરેક હિલચાલ પર બારીક નજર રાખતો હતો તે આજે બહાર ગએલો હોવાથી આ સ્થળે મોડો આવ્યો હતો, નહિતો તેના સાંભળવામાં દરેક વાત આવી હોત. તે ઉમ્મરે જો કે નાનો હતો, પણ ઘણો ચાલાક હતો. તેણે બંગલે આવી ઈન્દુને સઘળા સમાચાર જણાવ્યા. ઇન્દુની દિલગીરીનો પાર રહ્યો નહિ. તેણે તત્કાળ એક ચિઠ્ઠી લખી કુસુમકાન્તને આપી આવવાનું તેને જણાવ્યું. આ વખતે રાત્રિના દસ વાગી ગયા હતા. કૃષ્ણપક્ષ હોવાથી અંધકાર છવાએલો હતો. રામુ સાયકલ પાસે આવ્યો. પણ ભોગજોગે સાયકલમાંથી હવા નીકળી ગએલી જણાઇ. ફરી હવા ભરી પણ રહી નહિ. તેણે ગાડી જોતરાવી જવાનો વિચાર કર્યો. પણ સઘળા નોકરો બેવફા છે એ યાદ આવતાં ગાડીનો વિચાર માંડી વાળી તેણે આશ્રમ પ્રતિ ઉતાવળે પગે જવા માંડયું. પેલી તરફ મલ્લરાજ બહેચર સાથે શાન્તિ સ્થળ આગળ આવી પહોંચ્યો હતો. અંધકાર સઘળે પથરાએલો હતો. આશ્રમમાં કોઈ જાગતું નહોતું. પહેરાવાળો પણ સર્વને નિદ્રાવશ જોઇ ઝાંપો બંધ કરી પથારી પર પડી નિદ્રાનું સુખ ભોગવતો હતો. મલ્લરાજ અને બહેચર ધીમે પગલે ચાલી ઝાંપા આગળ આવી ઉભા. પછી બહેચરે ધીમેથી સંજ્ઞા શબ્દ કર્યો.

થોડીવારમાં જ એક કાળી વ્યકિતએ અંદરથી ચાલી આવી ધીમે રહી ઝાંપો ઉઘાડયો. મલ્લરાજે તેના હાથમાં એક લાંબો છરો આપી પહેરાવાળાની છાતીપર ધરી રાખી ઉભા રહેવાનું સૂચવ્યું. તે માણસ સરદારની આજ્ઞા મુજબ ત્યાં ઉભો રહ્યો. અગાઉથી બાતમી મેળવ્યા પ્રમાણે બન્ને બદમાસોએ ચૈતન્યના સૂવાના સ્થળે આવી આસપાસ જોયું. ખુલ્લા ચોગાનમાં પાથરેલા ખાટલાપર ચૈતન્ય અત્યારે ગાઢ નિદ્રાને શરણે પડેલો હતો. મલ્લરાજે તેના ખાટલા પાસે જઇ ખીસ્સા-માંથી ક્લોરોફોર્મ છાંટેલો રૂમાલ કાઢી તેના નાક આગળ ધર્યો. ક્લોરોફોર્મની અસરથી ચૈતન્ય અલ્પ સમયમાં જ અચેતન થઇ ગયો. તત્કાળ મલ્લરાજે રૂમાલને ગજવામાં મૂકી તેને પોતાના પ્રચંડ હાથવડે ઉપાડી ખભાપર નાખી ચાલવા માંડયું. આ વખતે એક ઝાડપર બેઠેલા ઘુવડે ભયાનક શબ્દ કર્યો; તેની સાથે ચીબરીઓએ પણ કઠોર અવાજ કરી મૂક્યા. મલ્લરાજ ઝાંપા બહાર નીકળી ગયો. બહેચરે પોતાના માણસને પ્રથમ બહાર કાઢી ઝાંપો બંધ કરી મલ્લરાજ સાથે ચાલવા માંડયું. ભયાનક કાર્યના કર્તાઓ જોત જોતામાં અંધકારની અંદર અદ્રશ્ય થઈ ગયા. તે પછી લગભગ એક કલાકે રામલો આવી પહોંચ્યો. તેણે ઝાંપો ઉઘાડી પહેરાવાળાને જગાડી કુસુમકાન્તને બોલાવવાનું જણાવ્યું. પહેરા-વાળો કુસુમકાન્તને બોલાવી લાવ્યો. કુસુમકાન્તે રામલાને આવવાનું કારણ પૂછ્યું; તેણે જવાબ આપવાને બદલે ઇન્દુની ચિઠ્ઠી તેને આપી. પહેરાવાળાના હાથમાં ફાનસ હતું. તેના પ્રકાશમાં કુસુમકાન્તે ચિઠ્ઠી વાંચવા માંડી. તેમાં લખ્યું હતું કે, " કુસુમકાન્તભાઈ !

પાપીઓએ પ્રપંચજાળ પાથરી છે; તે જાળમાં કુસુમાવતીને સપડાવવાનો નિર્ણય થયો છે. કુસુમાવતી ઇંદિરાની સાથે સવારના છ વાગે જંગલમાં આવેલાં મહાકાળીનાં દર્શન કરી ત્યાંના બાદશાહી

ખંડીએરો જોવા જનાર છે; અને પાપાત્માઓ પણ અગાઉથી ત્યાં જઇ દુષ્કર્મ કરનાર છે. માટે આપને યોગ્ય લાગે તે ઉપાય યોજશો. ”
ચિઠ્ઠી વાંચી કુસુમકાન્તના મુખપર ગ્લાની છવાઇ ગઇ. તેણે વેળાસર ચેતાવવાને માટે ઇન્દુનો હૃદયથી ઉપકાર માન્યો. તે પછી કુસુમકાન્ત રામલા સાથે ચૈતન્યના શયન સ્થળ પ્રતિ આવ્યો; પણ ત્યાં આવી જોતાં જ ખાટલો ખાલી જણાયો. કુસુમકાન્તે બે ચાર બૂમો પાડી. આશ્રમનાં માણસો જાગી ઉઠ્યાં, ચૈતન્યની માતા વિમળ દેવી પણ બહાર આવ્યાં. ચૈતન્યની આશ્રમમાં તપાસ કરી પણ પત્તો લાગ્યો નહિ. કુસુમકાન્ત ઉંડા વિચારમાં પડયો. વિમળદેવી ગભરાવા લાગી. બુલબુલખાન તપાસને અર્થે આશ્રમની બહાર જઇ આસપાસ ફરી ચૈતન્યના નામના બૂમો પાડવા લાગ્યો. આ અરસામાં જ બહાર આવેલા એક વડવૃક્ષની નીચેથી એક કાળી આકૃતિ એકાએક નીકળી આવી બુલબુલખાનના હાથમાં એક ચિઠ્ઠી મૂકી વીજળીની ઝડપે પસાર થઇ ગઇ. બુલબુલખાન વિસ્મયતાથી જોઇ રહ્યો. તે પછી તેણે આશ્રમમાં આવી મળેલી આકૃતિની વાત કહી કુસુમકાન્તના હાથમાં ચિઠ્ઠી મૂકી. કુસુમકાન્તે ધડકતા હૃદયે ચિઠ્ઠી વાંચવા માંડી.

“ કુસુમકાન્ત ! તું હવે સદા સાવધ રહેજે. તારે માથે એક પ્રબળ દુશ્મન ઉભો થયો છે. તે ચૈતન્યનો પણ પરમ શત્રુ છે. તે ભયંકર દુશ્મન થોડીવાર ઉપરજ તારા આશ્રમમાં આવી ચૈતન્યને ઉપાડી ગયો છે. ચૈતન્યનું જીવન હાલ જોખમમાં છે. પરમાત્મા તેને બચાવે. ”
ચિઠ્ઠીમાં આટલુંજ લખેલું હતું. લખનારનું નામ અંદર નહોતું. કુસુમ-કાન્તે પહેરાવાળાને પૂછતાં જણાયું કે ઝાંપાને અંદરથી તાળું વાસેલું નહોતું. ચૈતન્યના ગુમ થવાની વાત સાંભળતાં જ વિમળદેવી મૂર્છિત થઇ પડી. કુસુમકાન્તે તેને ઓરડામાં મોકલાવી તેની સારવારને માટે

અન્નપૂર્ણાને ત્યાં બેસાડી. બાદ કુસુમકાન્તે ચારે તરફ માણસો દોડાવ્યાં; પણ કંઈ પત્તો લાગ્યો નહિ. પોતાના ભાઇ સમાન ચૈતન્યને માટે તેને ઘણું દુઃખ ઉત્પન્ન થયું. દુખદ વિચારથી કુસુમાવતી વાળી વાતનું તેને વિસ્મરણ થયું. છેવટે પ્રાતઃકાળના ૭ વાગ્યા. કુસુમકાન્ત અસ્વસ્થ હૃદયે વિચારમાં ગરકાવ થઇ બેશી રહ્યો હતો. રામલાએ તેની પાસે આવી જવાની રજા માગી. તેને જોતાં જ કુસુમકાન્તને કુસુમાવતીની વાતનું સ્મરણ થયું. તેણે રામલાને જવાની રજા આપી બુલબુલખાનને સાયકલ લઇ વિબુધરાયના બંગલે જવાનું જણાવ્યું. બુલબુલખાને વિજળીના વેગે સાયકલ દોડાવી મૂકી. કુસુમકાન્તે વસ્ત્ર પહેરી ગાડી જોડાવી તૈયાર કરી. લગભગ અર્ધો કલાક વિતી ગયો. બુલબુલખાને પાછા આવી કુસુમાવતીના નીકળી જવાના સમાચાર જણાવ્યા. તત્કાળ કુસુમકાન્ત તેને સાથે લઈ ગાડીમાં બેઠો. તેણે પહેરાવાળાને નવનિત, સુધાકરની પાસે જઈ સઘળા સમાચાર જણાવી પોતાની પાછળ મોકલવાનું સૂચવ્યું. પહેરાવાળો તેમના જવાના સ્થળની માહિતી મેળવી ચાલતો થયો. ગાડીવાળાએ ઘોડાને ચાબુક લગાવી ગાડીને પૂર વેગે મહાકાળીના મંદિરે જવાના રસ્તે દોડાવી મૂકી.

---

## ૨૫

## સંકટના સપાટામાં.

* **दुर्जनस्य च सर्पस्य वरं सर्पो न दुर्जनः ।**
**सर्पो दशति कालेन दुर्जनस्तु पदे पदे ॥**

---

* દુર્જન અને સર્પ એ બેમાંથી સર્પ સારો છે; કારણકે સર્પતો કોઈ સમયે જ ડસે છે; પરંતુ દુર્જન તો પગલે પગલે દુઃખ આપે છે.

+ ચાણક્યનીતિ.

મહાકાળીમાતાનું દહેરૂં વિકટ વગડામાં આવેલું હતું. ત્યાં ઘીચ ઝાડી આવેલી હતી. નાના પ્રકારનાં વૃક્ષોથી ત્યાંનું સ્થળ સુરમ્ય જણાતું હતું; પણ મનુષ્યોના અભાવે ભયકારક ભાસતું હતું. આ નિર્જન સ્થાનમાં દેવીનું મંદિર તથા બાદશાહી સમયનાં ભવ્ય મકાનોનાં ખંડીએરો આવેલાં હતાં. ત્યાંથી થોડેક દૂર એક વાવ આવેલી હતી. પ્રાતઃકાળનો સમય હતો. સર્વત્ર રમ્ય રમણીયતા જણાતી હતી. પક્ષીઓ કીલકીલાટ કરી આનંદ પ્રદર્શિત કરી રહ્યાં હતાં. શીતળ સમિર મંદ મંદ વ્હાતો હતો. સવિતા નારાયણના ઉદયની તૈયારી થઇ રહી હતી. પૂર્વાકાશનો લાલરંગ ધીમે ધીમે નભમાં વિલુપ્ત થતો હતો. આ સમયે જ બે પડદા નાખેલી ગાડીઓ આ વિકટ અરણ્યમાં આવી દૂર આવેલી વાવ્ય આગળ જઈ ઉભી રહી. તે બન્ને ગાડીઓમાંથી દસ માણસો નીચે ઉતર્યા. તેમાં એક વાસુદેવ હતો અને બીજા મહારાજના માણસો હતા. વાસુદેવે તે સઘળા માણસોને વાવ્યમાં છૂપાઇ રહેવાનું કહી જણાવ્યું કે જ્યારે હું સીસોટીનો અવાજ કરૂં ત્યારે તમારે બહાર નીકળી આવી કુસુમાવતીને ઉપાડી પસાર થવું. સઘળા માણસો તેની આજ્ઞા મૂજબ વાવમાં છૂપાઇ ગયા. તે પછી વાસુદેવ મહાકાળીના મંદિરે આવી એક વૃક્ષના ઓથે છૂપાઇ રહી કુસુમાવતીની રાહ જોવા લાગ્યો. તે પછી આશરે પા કલાકેજ એક વિકટોરીયા ગાડી ત્યાં આવી પહોંચી. તેની અંદરથી કુસુમાવતી અને ઇંદિરા નીચે ઉતરી માતાજીના દહેરામાં પ્રવેશ્યાં. વિકટોરીયાવાળો ગાડીને ફેરવી દૂર જઇ ઉભો. વાસુદેવ આનંદ પામ્યો અને આજ નક્કી મારી ફતેહ છે ધારી અનેક પ્રકારની આશાઓને હૃદયમાં સ્થાન આપવા લાગ્યો. કુસુમાવતી અને ઇંદિરા માતાનાં દર્શન કરી બહાર નીકળી આસપાસની વનલીલા અવલોકવા લાગ્યાં. એવામાં જ ઇંદિરાની દૃષ્ટિ વૃક્ષની પાછળ છૂપાએલા વાસુદેવ

પર પડી. તેણે ચમકીને કહ્યું, " બ્હેન ! આમ જુઓ તો ખરાં, પેલા વૃક્ષની પાછળ કોઇક પુરૂષ છૂપાઇને ઉભો હોય એમ જણાય છે."

કુસુમાવતીએ ગભરાઇને એ તરફ દૃષ્ટિ કરી. તરત વાસુદેવ ત્યાંથી નીકળી તેમની પાસે આવી હસીને બોલ્યો, " સુંદરીઓ ! ગભરાશો નહિ; હું કાંઈ ચોર નથી. "

તેને ઓળખી બન્ને બાળાઓ સ્તબ્ધ બની. એવામાં પુનઃ વાસુદેવે પૂછ્યું, " કુસુમાવતી ! શું વિચાર કરો છો ? "

" તમે અહિં શામાટે આવ્યા છો ? " કુસુમાવતીએ હિંમતથી પૂછ્યું.

" સુંદરીઓની સેવા કરવા, તમારી આજ્ઞા ઉઠાવવા; અને મારી છેવટની ઇચ્છા જાહેર કરવા. "

" મ્હેં તમને ક્યારનુંએ જણાવી દીધું છે કે તમારી આશા આકાશ કુસુમવત્ છે. મ્હેં મારૂં હૃદય અર્પણ કરી દીધું છે, છતાં એક પ્રતિષ્ઠિત માણસને વારંવાર કહેવું એ ઉચિત નથી. "

" સુંદરી ! તું મને શામાટે નિરાશ કરે છે ? હું કેટલો બધો શ્રીમંત છું એનો વિચાર ? કુસુમ ! હું તારાં મદિલાં લોચનના કટાક્ષે ઘાયલ થયોછું, રાત્રિ દિવસ તારા નામનો જ જાપ જપ્યા કરૂં છે. હું તને ફરીથી વિનંતી કરીને કહું છું કે તું તારો વિચાર ફેરવ. એક ભીખારીની સાથે જીવન જોડી તું સુખી થઇ શકીશ નહિ. તું એ ભીખારીની ઝુંપડીમાં રહેવાને લાયક નથી, તું તો મારા જેવા પૈસાદારની પ્રિયતમા બની કોઈ મોટા બંગલાને શોભાવનારી છે. "

તેના શબ્દોથી ગુસ્સે થઇ કુસુમાવતી રોષમય મુખે બોલી, " હું નહોતી ધારતી કે એક કુળવાન માતા પિતાનો પુત્ર આવો પાપીષ્ટ નીકળશે. હા ! ધિક્કાર છે તને કે તું એક પરમ પવિત્ર પત્નિનો

ત્યાગ કરી અન્ય અબળાઓ તરફ તારી કુટિલ નજર ફેંક્યા કરે છે. વાસુદેવ! જા, ચાલ્યો જા. મને તારા સુખ વૈભવની દરકાર નથી. તુ જેને ભીખારી કહે છે, તે તો મારો ભગવાન છે; તેની પર્ણકુટિ આગળ તારો બંગલો તુચ્છ છે. મૂર્ખા! પરાણે પ્રીતિ થએલી કોઇ દિવસ સાંભળી છે કે? વળી જે હૃદયમાં સાક્ષાત પ્રભુ બિરાજે છે; તે હૃદયમાં પિશાચને પધરાવવાની કોણ ઇચ્છા રાખશે? હંસના પિંજરામાં કાગને કોણ બેસારશે? સાચું રત્ન ત્યાગી કાચનો કટકો કોણ ગ્રહણ કરશે? સરિતાનું પવિત્ર જળ મૂકી ખાબોચીયાના મેલા પાણીમાં કોણ સ્નાન કરશે? વાસુદેવ! તારૂં હૃદય દુષ્ટતાથી ભરેલું છે, તું પૃથ્વીપર અવતરેલો એક પ્રેત છે." આટલું કહી કુસુમાવતીએ મુખ બીજી બાજીએ ફેરવી દીધું. વાસુદેવ તેની આગળ જઈ બોલ્યો, "મોહિની! આમ છેક જ કઠોર શું થાય છે? સાકરનો સ્વાદ લીધા વિના તેને ઝેર શામાટે કહે છે? રત્નની પરિક્ષા કર્યા વિના તેને કાચનો કટકો શામાટે માને છે? મૃગલોચની! તું દયાળુ છે. આ અનંગના અગ્નિથી બળતા તારા પ્રેમ ભિક્ષુક તરફ અમીમય નજર કર, તે તારા સ્નેહ સરોવરમાં ન્હાવાની ઇચ્છાથી આશાભર્યો ઉભો રહ્યો છે; તેને નિરાશ કરાશ નહિ. મનહરણી!

> પ્રેમદા દે પ્યાલો ભરી, પ્રેમામૃતનું પાન;
> હાથ રહે નહિ માહરૂં, મનડું આ મસ્તાન.

સુંદરી! આ પ્રેમાતુરને વધારે ટળવળાવવો એ હવે યોગ્ય નથી; નહિ તો મારાથી કદાચ સાહસ થઇ જશે." આમ બોલી તે દુષ્ટ કુસુમની છેક નજીક જઇ ઉભો. કુસુમ આઘી ખશી ગઇ. ઇંદિરા ઉશ્કેરાઇ તેને ધક્કો મારી બોલી ઉઠી, "મુઆ દૈત્ય! અહિંથી ચાલ્યો જાને, શામાટે અમને ત્રાસ આપી રહ્યો છે?"

વાસુદેવ ગર્જી ઉઠયો, " છોકરી ! તારે વચમાં બોલવાની કાંઈ જરૂર નથી. તારા પિતા વામનરાય મારા શુભેચ્છક છે, તેથી જ હું તને કંઇ પણ ક્હેતો નથી; જો કોઈ બીજી હોત તો તેને ધક્કો માર-વાનું ફળ તરત ચખાડી દેત."

"જા જા, મુઆ ખવીશ ! તારાથી તે શું થાય એમ છે ?" ઈંદિરાએ કહ્યું. વાસુદેવ ઉશ્કેરાઇ બોલી ઉઠયો, " મારાથી શું થાય છે એ હવે જોયા કરજે હું આ કુસુમાવતીને આ ક્ષણેજ મારા બંગલે ઉપાડી જાઉં છું." કહી તે શયતાને દોડી જઇ કુસુમાવતીનો હાથ પકડયો. કુસુમાવતી થરથર ધ્રુજતી પાપીના હાથમાંથી પોતાનો હાથ છોડાવવાને ખેંચતાણ કરવા લાગી. ઇંદિરા વાસુદેવની પીઠ પર મૂક્કા મારી કુસુમાવતીને છોડાવવાનો પ્રયત્ન કરવા લાગી. કુસુમાવતીના ગાડીવાળાની નજરે એવો દેખાવ પડતાં જ તે ગાડીપરથી નીચે ઉતરી એ તરફ દોડયો, એવામાં જ કુસુમકાન્ત અને બુલબુલખાનની ગાડી ત્યાં આવી ઉભી રહી. બન્નેજણા ઝપોઝપ નીચે ઉતરી પડી એ તરફ દોડયા. અલ્પ સમયમાં જ કુસુમકાન્તે વાસુદેવની છેક નજીક આવી તેને ગરદનમાંથી પકડી દૂર ફેંકતાં કહ્યું, " ચાલ દૂર થા, આવું દુષ્કર્મ કરવાને અહિં આવ્યો છે શયતાન ?"

"ત્યારે તું પણ લેતો જા મારી તરફનું આ ઇનામ." વાસુદેવે એકદમ નજીક દોડી આવી બાંહ્યમાં છૂપાવેલો ડંડો કાઢી કુસુમકાન્તના માથામાં જોરથી મારી નાસવા માંડયું. ડંડાને છેડે લોઢું જડેલું હોવાથી કુસુમ-કાન્તને સખ્ત વાગ્યું, લોહીની ધારા વહેવા લાગી. કુસુમકાન્ત આંખે અંધારાં વળવાથી બેશુદ્ધ થઈ ધરણીપર ઢળી પડયો. બુલબુલ ખાનના ક્રોધનો પાર રહ્યો નહિ. તે કુસુમાવતીને કુસુમકાન્તની સંભાળ લેવાનું કહી વાસુદેવની પાછળ દોડયો. કુસુમાવતી અને ઇંદિરા કુસુમ-

કાન્તની સારવાર કરવા લાગ્યાં. કુસુમાવતીએ રૂમાલથી લોહી સાફ કરી પહેરેલું વસ્ત્ર ફાડી તેના માથે પાટો બાંધ્યો. બન્ને બાલીકાઓની આંખ્યોમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં. આ અરસ્સામાં નવનિત અને સુધાકર ત્યાં આવ્યા. તેમણે બન્ને બાલીકાઓને આશ્વાસન આપી કુસુમકાન્તને સાવધ કરવાનો પ્રયત્ન આરંભ્યો. મિત્રોની સારવારથી કુસુમકાન્તને થોડીવારે ભાન આવ્યું. તેણે સાવધ થઇ આશ્રમ પ્રતિ જવાની ઇચ્છા જણાવી. આથી નવનિત સુધાકરે ટેકો આપી તેને ગાડીમાં બેસાડયો. બાદ કુસુમાવતી અને ઇંદિરાને ગાડીમાં બેસવાનું કહી બન્ને મિત્રો ગાડીમાં બેઠા અને કુસુમકાન્તને સંભાળપૂર્વક પકડી રાખી ગાડીવાનને ગાડી હાંકવાનું સૂચન કર્યું. કુસુમાવતી અને ઇંદિરા વિકટોરીયામાં બેશી આગળ જવા લાગ્યાં. પાછળ કુસુમકાન્તવાળી ગાડી જવા લાગી. બન્ને ગાડીઓ જોતજોતામાં નજરની બહાર નીકળી ગઇ. પેલી તરફ વિજળીની ઝડપે દુષ્ટની પાછળ દોડેલા બુલબુલખાને વાસુદેવને કયારનોએ પકડી પાડી નીચે નાખ્યો હતો, અને તેની છાતીપર ચઢી બેશી તેને મૂક્કા લગાવતો હતો. વાસુદેવ વાવમાં છૂપાએલા માણસોની મદદની ઇચ્છા કરવા લાગ્યો; પણ સીટીનો અવાજ સાંભળ્યા વિના તે માણસો તેની મદદે કેવી રીતે આવી શકે? તેમજ વાવ પણ ત્યાંથી દૂર આવેલી હતી, એટલે અંદર છૂપાએલા માણસોને બહારના બનાવની શી રીતે ખબર પડે? બુલબુલખાને વાસુદેવને ખૂબ માર્યો. છેવટે વાસુદેવ રડી પડી તેને કરગરી કહેવા લાગ્યો. "બુલબુલખાન! મને માફ કર, હું કોઇ દિવસ હવે આવું દુષ્કર્મ નહિ કરૂં."

બુલબુલખાન રક્તનેત્રે બોલ્યો, "બદમાસ! તુને આજ બ્હોત બુરા કામ કીયા હય, તેરા બદકામસે ખુદાકા ખૌફ તેરે શરપર ઉતર ચૂકા હય, ઔર તેરે લીએ મૌતકા પેગામ નીકલ ગયા હય. ઓ

નાપાક કુત્તા! અબ તેરે લીયે દોજખકા રાસ્તા સાફ હો ગયા હય. બસ મય ઇસી બખ્ત એ છૂરા તેરે કલેજેમેં ભોંક દેતા હું. ચલો બચ્ચા! અબ ખુદાકુ યાદ કર લો." આમ બોલતા બુલબુલખાને કમ્મરે ખોશેલો છૂરો બહાર કાઢી ઉંચો કર્યો. વાસુદેવ બે હાથ જોડી તેની આજીજી કરી કહેવા લાગ્યો, "ભાઇ! ખુદાને વાસ્તે મારીં પર દયા કર. હું તારે શરણે છું અને આજથી કુસુમાવતીને મારી સગી બ્હેન જેવી ગણું છું. બુલબુલખાન! મને બચાવ, હું તારી દયા માગું છું."

તેના અત્યંત કાલાવાલાથી છેવટે બુલબુલખાનનું હૃદય દયાથી પીગળ્યું; તેણે દયાની નજરે તેની સામે જોઇ કહ્યું, "દેખ, આજ તો મય તુઝકો જીંદા છોડતા હું; પણ યાદ રખના કે આખીર પાછા મય હું. વાસુદેવ! એ ખ્યાલમાં રખના કે,

જીંદગી કે સાથ હય જીસતરહ રિસ્તા મૌતકા,
સાથ હય તેરે હમેશાં, યે ફરિસ્તા મૌતકા.

જા, અબ જલ્દ હ્યાંસે ચલા જા." બુલબુલખાને તેને છોડી દીધો. બીલાડીની આગળથી ઉંદર ખસે એ પ્રમાણે વાસુદેવ કપડાંપરથી ધુળ ખંખેરતો વાવ તરફ જવા લાગ્યો. બુલબુલખાને ત્યાંથી પ્રયાણ કર્યું. વાસુદેવે ઝડપથી વાવમાં ઉતરી છૂપાએલા માણુસોને બહાર નીકળી બુલબુલખાનને પકડવાનું જણાવ્યું. સઘળા માણસો વાવમાંથી નીકળી દોડવા લાગ્યા. બુલબુલખાને ચમકીને પાછળ જોયું; એટલામાં તો દુશ્મનો છેક નજીક દોડી આવી તેની પર તૂટી પડયા. વાસુદેવનું કપટ જોઇ બુલબુલખાનના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે પણ શત્રુઓને પોતાના બળનો ચમત્કાર દેખાડવા માંડયો. જબરી લડાઇ થઇ રહી. બુલબુલખાને જોતજોતામાં તો ચાર માણુસોને અધમુઆ કરી જમીન પર સૂવાડયા. એવામાં એક માણુસે લાગ જોઇ હાથમાંની કડીઆળી

લાકડી ઉપાડી જોરથી ખુલમુલખાનના પગના નળામાં લગાવી. ખુલમુલખાને નીચે પડતાં-પડતાં તે લાકડી મારનારની નજીક ધસી જઇ તેના લમણામાં જોરથી મુક્કો લગાવી ધરાશાયી કર્યો અને પછી પોતે પણ જમીનપર પડયો. તત્કાળ બાકીના માણસોએ તેની છાતીપર ચઢી બેસી તેને કલોરોફાર્મ સુંઘાડી બેશુદ્ધ બનાવ્યો અને પછી સઘળાએ તેને ઉંચકી ગાડીમાં નાખ્યો. વાસુદેવે ગાડીમાં ચઢી ખુલમુલખાનના બેશુદ્ધ શરીરને બેચાર લાતો લગાવી બદલો લીધો. તે પછી પોતાના બેશુદ્ધ માણસોને બીજી ગાડીમાં નાખી સઘળા ગાડીઓમાં ગોઠવાઇ ગયા અને ગાડીઓના પડદા ચારે તરફથી બંધ કરી ગાડીઓને પૂરપાટ દોડાવી મૂકી. બન્ને ગાડીઓ થોડીવારમાં દૂર નીકળી ગઇ અને આખરે દેખાતી પણ બંધ થઈ. વિકટ અરણ્ય જનશૂન્ય થઈ ગયું. સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું.

---

## પ્રથમ ભાગ સમાપ્ત.

છપાય છે. નામ નોંધાવો. ટુંક સમયમાં બહાર પડશે.

**વીસમીસદીના વિચિત્ર રંગ દર્શાવતી, કપટીઓનાં કારસ્થાનોનો સંપૂર્ણ પરિચય કરાવનારી અને સ્વદેશસેવાનો ઉચ્ચત્તમ સુબોધ પ્રાપ્ત કરાવનારી અત્યુત્તમ નવલકથા.**

# કુસુમકાન્ત યાને સંસાર શેત્રંજ.

## ભાગ ૨ જો.

પ્રસ્તુત દ્વિતીય ભાગમાં મલ્લરાજનાં મનોવેધક કારસ્થાનો, નિર્દોષ જનોના રક્તપ્રવાહ, વાસુદેવ આદિ પાપાત્મા મિત્રોનાં કુટિલ કર્મો, ચૈતન્ય, બુલબુલખાનની પર આવેલી આફતો, ખૂનીનાં ગયબી અને ચમત્કારિક મકાનો, ખૂનીની તપાસમાં નીકળેલા હિંદહિતૈષી યુરોપી વીર જોનસન પર ખૂની હુમલો, તેનાં અપૂર્વ અદ્ભુત સાહસિક પરાક્રમો, કુસુમકાન્તની પર ઝઝુમતાં સંકટનાં વાદળો, ઇંદિરા, કુસુમાવતી, ઇન્દુમુખી, ગુણવંતી, અન્નપૂર્ણા વગેરે પર ગુજરતા ગજબનાક જુલ્મો, વિલાસવશ વનિતા સૌન્દર્યવતીનો સંસારના મયદાનમાં યથેચ્છ વિહાર, ગૂમ થએલા સ્વામી રામાનંદના પ્રબળ યોગપ્રયોગો, શશીકાન્તનું વિલાયત પ્રયાણ, વામનરાયની દ્રવ્ય લોલુપતાથી દુષ્કર્મો, કુસુમકાન્તના ભાગ્યનું પરિવર્તન, સ્વદેશભક્તના વર્તનમાં અજબ ફેરફાર વગેરે અનેક બોધક અને આકર્ષક વિષયોનો આબેહુબ ચિતાર આપવામાં આવ્યો છે. ઉંચા ગ્લેઝ કાગળો સુશોભિત બાઇન્ડીંગ સાથે દળદાર પુસ્તકના અગાઉથી ગ્રાહક થઈ નામ નોંધાવનાર પાસેથી રૂ. ૧—૮—૦ પાછળથી રૂ. ૨—૦—૦.

લખો:—

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા,**

શાહપુર—અમદાવાદ.

# અગાઉથી ગ્રાહક થનારા ગ્રહસ્થોનાં નામ.

| | |
|---|---|
| રા. રા. નગરશેઠ કસ્તુરભાઈ મણીભાઇ. | શેઠ. કેશવલાલ છોટાલાલ ઝવેરી. |
| રા. રા. શેઠ જગાભાઇ દલપતભાઇ. | શા. કેશવલાલ કાળીદાસ લાઇટવાળા. |
| રા. રા. દામોદર સાંકળેશ્વર રાવજી. | રા. રા. જુમા અલી. |
| રા. રા. મુખી કિશોરભાઇ મુળજીભાઈ. | પા. માણેકલાલ ગંગારામ. |
| રા. રા. શેઠ ઉમેદરામ ભગવાનદાસ. | શા. રણછોડલાલ જેઠાલાલ. |
| શા. બલાખીભાઇ હાથીભાઇ. | શા. નકરાભાઈ કસ્તુરચંદ. |
| શા. ચીમનલાલ સાકળચંદ. | પા. પ્રેમચંદ વાડીલાલ. |
| રા. રા. મગનલાલ હરીભાઇ માસ્તર. | શા. મણીલાલ શોભારામ. |
| શા. ચંદુલાલ મણીલાલ. | રા. મંગળદાસ ચુનીલાલ શાહ. |
| પા. નારણયણદાસ કાળીદાસ. | પા. ચીમનલાલ સોમનાથ ગાંધી. |
| પા. સકરાભાઈ હરગોવનદાસ. | પા. ચુનીલાલ હવરા. |
| શા. જેસીંગભાઈ ત્રીકમલાલ. | શા. જેસીગભાઇ હરીલાલ. |
| શા. ચીમનલાલ ડાહ્યાભાઇ. | શા. પોપટલાલ કાળીદાસ. |
| રા. ચુનીલાલ મનસુખરામ નાયક. | પા. ગીરધરદાસ મયાચંદ. |
| રા. અહેમદહુસેન અબદુલરહેમાન કરાળીયા | રા. નનુભાઇ અહમદહુસેન પાનવાળા. |
| શા. મોહનલાલ જીવીદાસ લાંઘણજવાળા. | પા. અંબાલાલ નથુભાઈ. |
| લવાર સોમનાથ ગીરધર. | લવાર નારણ કાલીદાસ રઘનાથ. |

લવારે ફુલચંદ ઉગરચંદ.

મકવાણા અમુજી કનુજી.

પંચાળ દલસુખ જીવરામ.

રા. પંચમસિંગ મુલસીંગ.

રા. મહમદહુશેન દોસમહમદ.

રા. ચીમનલાલ મણીલાલ ગજ્જર.

મુકરદમ કરીમભાઇ હાસમભાઈ.

રા. ઇશ્વરલાલ કેશવલાલ વેર્પીંગ માસ્તર.

રા. મણીલાલ કરસનદાસ.

રા. રા. મોહનલાલ છોટાલાલ.

શા. અમૃતલાલ વાડીલાલ.

દવે ચંદુલાલ હરીલાલ.

શા. પોપટલાલ છોટાલાલ.

રા. જાડાવાળા માણેકલાલ બકોરદાસ.

પંચાળ ઇશ્વરદાસ હરજીવનદાસ.

પા. આત્મારામ સોમનાથ.

રા. હીરાલાલ સાંકળચંદ.

પા. નાનાલાલ જમનાદાસ.

પા. ભુરા ઉજમ.

મીસ્ત્રી શંકરલાલ રણછોડદાસ.

પા. ઉગરચંદ ગણેશ.

શા. મંગળદાસ વાડીલાલ.

પા. મરતલાલ રણછોડદાસ.

ભાવસાર પુંજીરામ ચુનીલાલ.

પા. આત્મારામ ગોપાળદાસ.

પા. વીરચંદ શીવલાલ લાંઘણજવાળા.

પંચાલ, ઇશ્વિરદાસ બહેચરદાસ.

પા. ઉગરચંદ ઓતમ.

પા. મણીલાલ છગનલાલ.

ફોજદાર ભગવાનદીન કાન્તાદીન.

પા. જોઇતારામ ગંગારામ.

પા. છનાભાઇ શંકરદાસ.

શા. મગનલાલ કુંવરજી.

રા. યુસુફ જાનમહમદ.

રા. છોટાલાલ બકોરદાસ.

પા. પુરૂષોત્તમ વાલદાસ.

રા. પુરૂષોત્તમદાસ ઇશ્વિરદાસ. પા. મોહનલાલ ભાયચંદ.
સુથાર કેવળદાસ મનોરદાસ ચાણસમા વાળા. મુખી માનાભાઇ છગનલાલ લાંઘણજવાળા.
મોમીન ફતેભાઇ નુરભાઈ સુતરમરચંટ. સોલંકી જીવનસીંગજી હઠીસીંગજી.
રા. અમથા વાલા. બારોટ. છત્રસિંહ હાલજી.

## બહાર ગામના ગ્રહસ્થોનાં નામ.

રા. રા. શેઠ આણંદજી નાનજી. રા. રા. ચંદ્રસિંહજી પ્રભાતસિંહજી.
શ્રી ચૂડાના શ્રીમાન ઠાકોરસાહેબ. રા. રા. મનવંતસિંહજી પ્રભાતસિંહજી.
રા. ભાઇચંદભાઇ રણછોડભાઇ શાહ. રા. મગનલાલ લાલભાઇ શાહ.
શા. દામજી ઘેલાભાઇ મુળજી. રા. ચુનીલાલ મોતીરામ.
રા. ધનજીશાહ અરદેશર કાટપીટીઆ. શા. હંસરાજ ધરમશી દેવાણી.
શા. અમૃતલાલ પોપટલાલ. રા. પી. મહેરઅલીની કું. ફરનીચર મરચન્ટ.
રા. શેઠ રણછોડદાસ જીવનદાસ મહુવાવાળા. રા. ઇશ્વિરદાસ બી. આઇયા.
પા. જેઠાભાઈ ગીરધરભાઇ. રા. ચંદુલાલ નારણજી ઠાકર.
રા. સખારાવ માર્તંડરાવ ગાવડે. રા. ગણપતલાલ પુનમચંદ.
રા. છોટાલાલ ચતુરદાસ આબકારી સુપ્રીન્ટેન્ડેન્ટ. રા. મોહનલાલ જેઠારામ.
રા. ખોજા કાસમભાઇ મુસાભાઇ. શ્રી જૈન વિદ્યાવર્ધક લાયબ્રેરી.
મજાજર હિરાલાલ મનોરદાસ. સુથાર કાળીદાસ ડાહ્યાભાઇ.

બુકસેલર શીવશંકર મુળજીભાઇ મોરબીવાળા.
રા. દામજીભાઇ ડાહ્યાભાઇ કોન્ટ્રાક્ટર.
શેઠ ચંદુલાલ જમનાદાસ.
કારી અલીમીયાં તાહેરમીયાં.
શા. નારણદાસ પરમાનંદ.
ગાંધી જમનાદાસ કાળીદાસ.
ઝવેરી સોભાગચંદ અમરચંદ.
શેઠ દલીચંદ લલ્લુભાઇ.
શુક્લ પુરૂષોત્તમ નીત્યારામ.
રા. નટવરલાલ મગનલાલ.
રા. રા. રેવાભાઇ એન. પટેલ.
રા. રા. મોહમદ કાસમ બાલા.
શા. માવજી મોતીચંદ.
ગાંધી છગનલાલ ગોવીંદજી.

રા. રાધાકિશન સારડા.
રા. કપુરચંદ એમ ગાંધી.
પા. વિઠ્ઠલદાસ મણીલાલ.
વનેચંદ પોપટ. શ્રીજૈન પુસ્તક ભંડારના દફતરી.
શા. પરસોત્તમ હંસરાજ.
મગનલાલ કે. શાહ.
ત્રીવેદી ચુનીલાલ રેવાશંકર.
બુકસેલર જેસુખલાલ હીરાચંદ જુનાગઢવાળા.
રા. ઇબ્રાહિમભાઇ કરીમભાઇ.
જોસી રેવાશંકર ભવાનીશંકર.
રા. રા. નાથુભાઇ પરભુભાઇ.
શા. ભાણજી જેવત ખોના.
માસ્તર જયશંકર મોહનલાલ.
શા. હિમતલાલ હંસરાજ.

રણભુમિને ધ્રુજાવનારા અને સ્વદેશને માટે પ્રાણર્પણ કરનારા

રાજપૂત વીરોનાં અદ્‌ભુત પરાક્રમોના મનોવેધક ચિતાર

દર્શાવનારી અત્યુત્તમ નવલકથા.

સચિત્ર. **પદ્મલતા** યાને **કંટકમાં ગુલાબ.** આવૃત્તિ બીજી.

આ લોકપ્રિય નવલકથામાં ધર્મ, નીતિ, સત્ય અને સ્વદેશપ્રીતિ વગેરેનો અસરકારક ઉપદેશ આપેલો છે. દગાફટકાથી પરાયાનું રાજ્ય પડાવી લઈ મહારાજાધિરાજ થઈ પડેલા ચંદ્રનગરના જાલિમજુલ્મી રાજા કાળસિંહનાં ક્રૂર કર્મોની કથા વાંચતાં વાંચતાં તમારાં રોમાંચ ઉભાં થયા સિવાય રહેશે નહિ. સ્વદેશ પ્રેમિક સત્યસિંહ-વિલાસકુમારી, કપિંજલા, અનેક સંકટો સહન કરી નિષ્ઠુર નૃપતિ સામે કેવાં અડગ રહી સ્વદેશ પ્રત્યે પ્રેમ દર્શાવે છે, વિરેન્દ્રસિંહ સ્વદેશના માટે કેવી રીતે પ્રાણાર્પણ કરે છે, પાપી પીતાની પવિત્ર પુત્રી રાજકન્યા પદ્મલતા અને ભાગ્યદેવીની ભયંકરતાથી દુષ્મનના આશ્રયે રહી મોટો થએલો રાજકુમાર સુરેન્દ્રસિંહ પોતાના દૈવી પ્રેમથી એક બીજાના હૃદય ઉપર કેવા રીતે અધિકાર મેળવી દેશસેવા કરે છે. ધર્મ નીતિનો ત્યાગ કરવાથી પ્રબળ અને શક્તિ શાળી મનુષ્યોની કેવી દુર્દશા થાય છે, સ્વદેશભક્તો કેવાં અદ્‌ભુત કાર્યો કરી ભયંકર સંકટોનાં વાદળને દૂર કરી વિજય પ્રાપ્ત કરે છે. વગેરે અસંખ્ય બોધક અને આકર્ષક ચમત્કારોથી ભરપૂર છે. ઉંચા કાગળો-દળદાર પુસ્તક હોવા છતાં. કિં. રૂ. ૨—૦—૦

લખોઃ—

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

શાહપુર,—**અમદાવાદ.**

# કુન્જ કિશોરી.



દશા.ફરે ત્યારે બુદ્ધિ ફરે, એ પ્રમાણે અધમ મનુષ્યોની બુદ્ધિ પાપકર્મમાં કેટલી બધી પ્રવર્ત થાય છે, અને તેથી આગળ ઉપર કેવું ભયંકર પરિણામ આવે છે. સત્યવાદીજનોને શિરે અનહદ સંકટો આવી પડવા છતાં હીમ્મતથી તે સંકટોને દૂર કરી પાપીઓની પ્રપંચ જાળને કેવી રીતે તોડે છે તેનો આબેહુબ ચિતાર ચિતરવામાં આવ્યો છે. આ નવલકથાના પ્રત્યેક પાત્રનું વર્તન વાંચી મનન કરવા યોગ્ય છે. જો તમારે નીતિનો માર્ગ જાણવો હોય, પુત્ર પુત્રીઓના હૃદયમાં જ્ઞાનની ઊંડી છાપ બેસાડવી હોય, પાપીનો જુલ્મ જોવો હોય, આનંદ સાથે નીતિ રીતીનું યથાર્થ જ્ઞાન ગ્રહણ કરી, સંસારને ઉજ્વળ બનાવવો હોય તો એકવાર **કુંજકિશોરી** અવશ્ય વાંચો. સુંદર છપાઇ ઉત્તમ કાગળ લાયબ્રેરીના શણગારરૂપ દળદાર પુસ્તક છતાં કિંમત માત્ર રૂ. ૧-૪-૦.

લખો:—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

શાહપુર—અમદાવાદ.

# વસંત-વિજય

યાને

# ચઢતી પડતીના ચમત્કાર.



જે દુરાચરણી રાજા મહારાજાઓની સ્વાર્થવૃત્તિથી, વિલાસ પ્રિયતાથી અને એક બીજા પ્રત્યેના દ્વેષથી આ નંદનવન સમાન ભારતભૂમિની દુર્દશા થઇ છે; તેવા એક નિષ્ઠુર હૃદયના નૃપતિનાં રાક્ષસી કુકર્મોનો અસરકારક ચિતાર આ નવલકથામાં આપેલો છે. તદુપરાંત સ્વદેશ પ્રત્યેના પ્રેમે વીર યોદ્ધાઓએ ધરણીને ધ્રુજાવી અપૂર્વ શૌર્ય દર્શાવી સર્વસ્વનું બળિદાન કેવી રીતે આપ્યું હતું, તેમજ એક પ્રેમિક—પ્રેમિકાનાં અદ્ભૂત આશ્ચર્યના મહાસાગરમાં ગોથાં ખવરાવે એવાં પ્રબળ પરાક્રમોનો આબેહુબ ચિતાર આપવામાં આવ્યો છે; સત્ય પ્રેમ-વિયોગ, મિલન, ધર્મ, કર્મ સ્વદેશસેવા વગેરે અનેક બોધક વિષયો સમાવવામાં આવ્યા છે. ગ્લેઝ કાગળો સાથે દળદાર પુસ્તક હોવા છતાં મૂલ્ય માત્ર રૂ. ૧-૮-૦ દોઢ છે.

લખેઃ—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

શાહપુર—અમદાવાદ.

# અત્યુત્તમ નવલકથાઓ.

| નામ. | કિં. | નામ. | કિં. |
|---|---|---|---|
| કુસુમકાન્ત યાને સંસાર શેત્રંજ. | ૧-૧૨-૦ | તરુણતપસ્વિની (સચિત્ર) ભા.૧-૨. | ૩-૮-૦ |
| કાળરાત્રિનું ખૂનીખંજર. (સચિત્ર) ભા. ૧-૨ | ૩-૧૨-૦ | વસંત-વિજય યાને ચઢતી પડતીના ચમત્કાર. | ૧-૮-૦ |
| જુલ્મીજાલીમ યાને ધ્રુજતીધરા. | ૧-૧૨-૦ | માયાવી-મોહિની. | ૧-૮-૦ |
| કુમુદકુમારી. | ૧-૮-૦ | રત્નગઢની રંભા. | ૧-૮-૦ |
| કુન્જ-કિશોરી. | ૧-૪-૦ | પદ્મલતા યાને કંટકમાં ગુલાબ. | ૨-૦-૦ |
| ઝેરી જમાનો. | ૧-૧૨-૦ | અંગના કે દેવાંગના ? | ૧-૮-૦ |
| અકબર રાજ્ય રહસ્ય ભા. ૧-૨. | ૨-૮-૦ | લતા-લલિતા ભા. ૧-૨-૩-૪ | ૪-૦-૦ |
| મૃગલોચની ભા. ૧-૨-૩-૪. | ૬-૦-૦ | આજકાલનું હિંદુસ્તાન ૧-૨ સચિત્ર | ૩-૦-૦ |
| રણઘેલા રજપૂતો. ૧-૨ (સચિત્ર) | ૩-૮-૦ | મધુ માલતી. | ૧-૮-૦ |
| મહાકાળીનું ખડ્ગ. | ૨-૦-૦ | કલંકિત કાઉન્ટેસ. | ૨-૦-૦ |
| કલંકિત કુમારિકા. | ૧-૧૨-૦ | દસલાખનો દલ્લો. | ૨-૦-૦ |
| ભયંકર ભેદ ( સચિત્ર ), | ૨-૦-૦ | રત્નમંજરી. | ૧-૮-૦ |
| રમણી કે રાક્ષસી ? (સચિત્ર)ભા.૧-૨ | ૧-૮-૦ | પિશાચ મંદિર (સચિત્ર) ભા. ૧-૨ | ૪-૦-૦ |
| કંગાલ કપટી ( સચિત્ર ) | ૧-૧૨-૦ | ભાગ્યદેવીની ભયંકરતા. | ૧-૪-૦ |

| | | | |
|---|---|---|---|
| દગાબાજ દુનિયાં ( સચિત્ર ) | ૧—૮—૦ | પિશાચીની કે પ્રેમદા ? | ૧—૮—૦ |
| સ્વર્ગમાં શયતાન. | ૧—૮—૦ | મરૂભૂમિની મોહિની. | ૧—૪—૦ |
| બાગે શયતાન. | ૨—૦—૦ | મુરાદેવી ભા. ૧-૨-૩ | ૬—૦—૦ |
| સંતપ્ત શયતાન. | ૧-૧૨-૦ | કલંદરની કટાર. | ૧-૧૨-૦ |
| રાક્ષસોની રતીક્રીડા. | ૨—૦—૦ | મધુર મધુરી ( સચિત્ર ) | ૧—૮—૦ |
| કમનશીબ લીલા ( સચિત્ર ) | ૧-૧૨-૦ | ભક્તાણી કે ભામટી ? | ૧—૮—૦ |
| કમળાદેવી. | ૧—૮—૦ | કાશ્મીર અને કેશરી. | ૧—૦—૦ |
| ખૂન કે જાદુ ? | ૧—૦—૦ | સંસાર સંગ્રામ. | ૨—૦—૦ |
| ગુલશાના. | ૧—૦—૦ | ઘેલી કુસુમ. | ૧—૮—૦ |
| સંસાર કે નરકાગાર ? | ૧—૪—૦ | મુંબાઈની શેઠાણી. | ૧—૮—૦ |
| ભવાનીનો ભોગ. | ૧—૪—૦ | | |

મળવાનું ઠેકાણું.

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

રાયપુર—અમદાવાદ.